# પ્રકાશકના બે બોલ

શ્રી ફાર્બસ ગુજરાતી સભાનો પ્રથમ હેતુ આ છે: "ગુજરાતી ભાષામાં લખાયલાં સઘળાં પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવો; અને તેમાંનાં મુદ્રિત સ્વરૂપમાં સંરક્ષવા યોગ્ય લાગે તેવાં પુસ્તકો હોય તે પ્રસિદ્ધ કરવાં." આ હેતુથી સભા પ્રાચીન ગુર્જરાતી સાહિત્યના ગ્રંથો વેચાતા લઈ સારા પ્રમાણમાં સંગ્રહે છે.

આ સંગ્રહમાંથી પ્રચલિત કરવા જેવા ગ્રંથો કીયા કીયા છે તે સમજી શકાય તે માટે સભાએ ૧૫૦ પુસ્તકોની માહિતી આપનારા, હસ્તલિખિત પુસ્તક સવિસ્તર નામાવલિ ભા. ૧ તથા ૨, આ પ્રકાશક પાસે તૈયાર કરાવી પ્રકટ કરેલા છે. બાકીનાં ૨૫૦-૩૦૦ પુસ્તકોની એ જ ધોરણે સવિસ્તર નામાવલિ ભાગ ૩-૪ તૈયાર કરવાનું કામ પણ આ પ્રકાશકને સોંપેલું છે. ઉપરાન્ત ગ્રંથનું પુસ્તક, રચનાર, રચનસમય વગેરેની ઉપરચોટીયા માહિતી આપનાર એક યાદી પણ પ્રકટ કરેલી છે. તેમાંથી એક પાસ નામાવલિ ભાગ ૨-૧ માંથી પસંદ થયલા ગ્રંથો તૈયાર કરાવવાનું કામ ચાલે છે. તેમ બીજી પાસ અન્યત્ર સાંપડતા પ્રસિદ્ધ કરવા યોગ્ય પ્રાચીન ગ્રંથો, કાવ્યો, આખ્યાનો, વાર્તાઓ સંશોધાવી, સટિક પ્રકટ કરાવવામાં આવે છે.

આ પ્રવૃત્તિમાં અત્યાર સુધીમાં નીચેના પ્રાચીન ગુજરાતી સાહિત્યના ગ્રંથો પ્રકટ થયા છેઃ ૧ પ્રબોધબત્રીશી વા ઉખાણાસંગ્રહ અને રાવણમંદોદરીસંવાદ: સં. સ્વ. મણિલાલ બ. વ્યાસ. ૨ પ્રાચીન કાવ્યવિનોદ ભાગ ૧, સં. રા. છગનલાલ વિ. રાવળ. ૩ રસકલ્લોલ: સં. રા. છ. વિ. રાવળ, ૪ મહાભારત ભાગ ૧, આદિપર્વ અને સભાપર્વ સં. રા. કેશવરામ કા. શાસ્ત્રી. ૫ શ્રી કૃષ્ણક્રીડાકાવ્ય (દશમ સ્કંધ ર. સં. ૧૫૨૯) સં. રા. અંબાલાલ બુ. જાની. ૬ અભિમન્યુ આખ્યાન: સં. રા. મંજુલાલ ર. મજમુદાર. ૭ પંચદંડની વાર્તા: સં.

રા. શંકરપ્રસાદ છ. રાવળ. ૮ મહાભારત ભાગ ૨—વનપર્વ : સં. રા. કેશવરામ કા. શાસ્ત્રી. ૯ રૂપસુન્દર કથા (શ્લોકબદ્ધ કાવ્ય) સં. રા. ભોગીલાલ જ્યચંદ સાંડેસરા. ૧૦ હંસાવતીની વાર્તા: સં. રા. શંકરપ્રસાદ છ. રાવળ. ૧૧ મહાભારત ભાગ ૩–વિરાટપર્વ અને ઉદ્યોગ પર્વ : સં. રા. કેશવરામ કા. શાસ્ત્રી. ઉપરાન્ત ૧૧ હારમાળા રા. કેશવરામ કા. શાસ્ત્રીએ સંશોધેલી, તથા ૧૨ વીરસિંહકૃત ઉષાહરણ: રા. ભોગીલાલ જ. સાંડેસરાએ સંશોધેલ પ્રકટ થનાર છે. તેમ નં. ૧૩ મહાભારત ભાગ ૪ ભીષ્મપર્વ : રા. કેશવરામ કા. શાસ્ત્રી સંશોધી તૈયાર કરે છે.

સભાએ મધ્યકાળની ગુજરાતી ભાષામાં રચાયલો મહાભારતનો સળંગ ગ્રંથ-પ્રકટ કરવાનું મહાભારત કાર્ય આદરેલું છે. શાસ્ત્રીજી કેશવરામ કાશીરામે વિનાવેતને પ્રીતિકાર્ય તરીકે એ કાર્ય માથે લીધું છે. સભા તે માટે તેમની ઋણી છે. એક કવિનાં બને તેટલાં પર્વો અને તે કથા સંભવિત ન હોય ત્યાં એવા બીજા સમોવડીઆ પ્રાચીન કવિનાં પર્વો લેવાં, એવું ધોરણ રાખેલું છે. ચાલતી ભાષાની જૂનવટ તેમાં છે. પરંતુ મધ્યકાળના ગુજરાતને ગુજરાતી કવિઓએ કેવા સ્વરૂપમાં તેનો પદબંધ પૂરો પાડ્યો છે, એ જાણવાનું સાધન ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ વિચારનાર અભ્યાસીઓને મળી રહેશે, એ દૃષ્ટિ પ્રધાનપણે આ પ્રબંધમાં પ્રવર્તેલી છે.

ગુર્જર સાહિત્યરસિક જનતાને એટલી મુશ્કેલી સહી લેવા વિનંતિ છે. આશા છે કે અભ્યાસી બન્ધુઓ અને સાહિત્યરસિક જનતા સભાની આ યોજનાને ઉત્તેજન આપશે અને તેનો લાભ પણ અવશ્ય લેશે.

| | |
|---|---|
| આષાઢ સુદિ ૧૧<br>સં. ૧૯૯૨<br>તા. ૩૦–૬–૩૬<br>૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, વિઠ્ઠલભાઈ રોડ<br>મુંબઈ નં. ૪ | અંબાલાલ બુલાખીરામ જાની<br>સહાયક મંત્રી,<br>શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ. |

# શ્રી ફાર્બસ ગુજરાતી સભા—મુંબઈ—નાં પુસ્તકો

## શાળા-પાઠશાળાઓ-ને ઇનામ માટે તેમ પુસ્તકાલયોના સંગ્રહ માટે અડધી કિમ્મતની ગોઠવણ

શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ સરકારી, દેશી રાજ્યોનાં તેમ જ મ્યુનિસિપલ અને લોકલ બોર્ડોનાં કેળવણી ખાતાં, અભ્યાસ તથા વાચનદ્વારા તથા ઈનામોદ્વારા, તેમ જ તેમની નિશાળો તથા સાર્વજનિક લાઈબ્રરીઓ દ્વારા ગુજરાતી સાહિત્યનો પ્રચાર બહોળા પ્રમાણમાં સહેલાઇથી ઓછા ખર્ચે કરી શકે તે માટે એ સહુ સંસ્થાઓને પોતાનાં નીચે જણાવેલાં પુસ્તકો માત્ર અર્ધી કિમ્મતે વેચાતાં આપવાની અનુકૂલતા કરી છે. ૧—૨ રાસમાળા ભાગ ૧—૨, તથા ૨૬ ગુ. ઐ. ઉ. લેખ સંગ્રહ ભાગ ૨ જો, એ ત્રણ સિવાય ૧૨॥ ટકાના કમીશનથી મળશે.

આ બાબત પત્રવ્યવહાર કરવાનું કે અંબાલાલ બુ. જાની, બી. એ. સહાયક મંત્રી, શ્રી. ફા. ગુ. સભા ૩૬૫, **શ્રી ફાર્બસ ગુજરાતી સભા મંદિર**, ડૉગ્રેન હાઉસ નજીક, વિઠ્ઠલભાઇ રોડ, મુંબઇ નં. ૪

**સૂચના:** સભાએ પડતર કિમ્મતે પુસ્તકો વેચવાનો નિયમ રાખ્યો હોવાથી મૂળ કિમ્મત વ્યાજબી કરતાયે, ઓછી રાખેલી છે.

(૧-૨) **રાસમાળા**, ભાગ ૧-૨, કિન્લૉક ફાર્બસ, ભાષાન્તરકાર દિ. બ. રણછોડભાઈ ઉદયરામ દવે તૃતીય સચિત્ર આવૃત્તિ. સોનેરી ચિત્રો અને અક્ષરોવાળું પૂઠું દરેકનું મૂ. રૂ. ૫-૮-૦.

(૩) **ફાર્બસ જીવનચરિત્ર**: રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી મૂ. રૂ. ૦-૪-૦.

(૪) **માર્કસ ઓરેલિયસ એન્ટોનીનસના સુવિચારો**—સમાન સંસ્કૃત સુભાષિતો સાથે. મૂ. રૂ. ૨.

(૫-૬) **શ્રી ફા. ગુ. સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ** ભાગ ૧ લો તથા ૨ જો-દરેકનું મૂ. રૂ ૨.

(૬-૧) શ્રી.ફા.ગુ. સભાનાં હસ્તલિખિત પુસ્તકોની વિગતવાર યાદી-મૂ. ૦-૪-૦.

(૭) ગુજરાતનાં ઐતિહાસિક સાધનો, ૧-૨ ગુજરાતના પ્રાચીન ગઢો, વંશાવલીઓ, શહેરો વગેરેની મૂળ સાધનસામગ્રીઓમાંથી એકઠી કરેલી હકીકત. મૂ. રૂ. ૧.

(૮) રસકલ્લોલ-સ્ત્રીજીવનનાં પ્રાચીન ગીતો. મૂ. રૂ. ૦-૧૦-૦.

(૯) માંડણ બંધારાકૃત "પ્રબોધબત્રીશી"—ઉખાણાસંગ્રહ બત્રીશ વીશીઓ અને શ્રીધરકૃત "રાવણમંદોદરીસંવાદ". (જૂની ગુજરાતી) ટીકા. મૂ. રૂ. ૦-૧૨-૦.

(૧૦) પ્રાચીનકાવ્યવિનોદ, ભાગ ૧ લો કવિ નાકર આદિનાં વ્યાખ્યાન. મૂ. રૂ. ૧.

(૧૧) "અહુનવર-"સર્જનજૂનો મંત્ર"—પારસી ધર્મતત્ત્વનું વૈદિક દૃષ્ટિએ અવલોકન. મૂ. ૦-૮-૦.

(૧૨) चतुर्विंशतिप्रबंधः श्रीराजशेखरसूरिसन्दब्धः प्रबन्धकोश इति अपराह्वयः परिशिष्टेन समलङ्कृतः संशोधितश्च एम. ए. इत्युपदधारिणा प्रो. हीरालालेन (૨૪ રાજાઓ, કવિઓ, મહાપુરુષો વગેરેનાં વૃત્તાંતો) मूल्यम् रु. २-८-०.

(૧૩) प्रबन्धचिन्तामणिः श्रीमेरुतुङ्गाचार्यकृतः (नवीनसंस्करणम्) संशोधितः पुनर्मुद्रितश्च शास्त्रीदुर्गाशङ्करेण मूल्यम् रु १-८-०.

(૧૪) શાક્તસંપ્રદાય, તેના સિદ્ધાંતો, ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર. ('કાદિ' અને 'હાદિ' મતનાં બે શ્રીચક્રો,) લેખક દિ. બ નર્મદાશંકર દેવશંકર મહેતા. મૂ. રૂ. ૧-૮-૦

(૧૫) ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો, ("હિસ્ટોરીકલ ઇન્સ્ક્રીપ્શન્સ્ ઓફ ગુજરાત" ભાગ ૧ લો) (અશોકથી ગુર્જર વંશ પર્યન્ત) પાકું પૂઠું રૉયલ ૪ પેજ ૪૦૦થી વધુ પાનાં સરસ ટકાઉ કાગળો, મૂ. રૂ. ૪-૮-૦.

(૧૬) મહાભારત : પ્રાચીન અનુવાદ-ભાગ ૧ લો : હરિદાસનું આદિપર્વ અને વિષ્ણુદાસનું સભાપર્વ, ઉપોદ્‌ઘાત અને ટીકા સાથે, મૂ. રૂ. ૧-૪-૦.

(૧૭) **ગુજરાતના કેટલાએક ઐતિહાસિક પ્રસંગો, તથા વાર્તાઓ** વા ગુજરાતી રાસમાળાઃ સંગ્રહ કરનાર સ્વ. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ, મૂ. રૂ. ૦-૧૨-૦.

(૧૮) **ચતુર્વિંશતિપ્રબંધ** (૧૨માં સંસ્કૃત પુસ્તકનો સરળ ગુજરાતી અનુવાદ), ટીકા અને ઉપોદ્ઘાત, મૂ. રૂ. ૧.

(૧૯) **પંચદંડ** (નરપતિકૃત સં. ૧૫૪૦) ટીકા અને ઉપોદ્ઘાત મૂ. રૂ. ૦-૧૨-૦.

(૨૦) **મહાભારત ભાગ ૨ જો** : પ્રાચીન આખ્યાન (આરણ્યક પર્વ નાકરકૃત) ટીકા અને ઉપોદ્ઘાત મૂ. રૂ. ૧.

(૨૧) **પ્રબંધચિન્તામણિ** (૧૩મા સંસ્કૃત પુસ્તકનો ગુર્જરાતી અનુવાદ) ટીકા અને ઉપોદ્ઘાત મૂ. રૂ. ૧.

(૨૨) **રૂપસુન્દરકથા** (પ્રાચીન છંદોબદ્ધ શૃંગારકાવ્ય) ટીકા અને ઉપોદ્ઘાત મૂ. રૂ. ૦-૮-૦.

(૨૩) **રાજ્યરંગ ભાગ ૨ જો**-જગતનો ઇતિહાસ, નિરૂપક કવિ નર્મદાશંકર લાલશંકર દવે, નર્મગદ્ય પછીનો કવિના અભ્યાસના પરિપાકરૂપ ગ્રંથ મૂ. ૦-૧૨-૦.

(૨૪) **બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા** (બુદ્ધિવર્ધક સભાની તવારીખ, અને ૧૯૩૪નાં બે વ્યાખ્યાનો, ૧ ગુજરાતના સિક્કાઓ વિષે અને ૨ વિજ્ઞાન વિષે ડારવિનમત) વગેરે-(સચિત્ર) મૂ. ૦-૬-૦.

(૨૫) **હંસાવતી : વિક્રમચરિત્રની વાત** (કવિ મધુસૂદનની રચેલી, વિક્રમપુત્રની) ટીકા, ઉપોદ્ઘાત સાથે મૂ. ૦-૧૨-૦.

(૨૬) **ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો ભાગ ૨ જો** (શિલાલેખો અને તામ્રપત્રો ગુર્જર વંશથી ચાલુક્ય વંશ સુધી ૧૫મા નંબરના અનુસંધાનમાં):રોયલ ૪ પેજી ૪૦૦ પાનાં, સરસ ટકાઉ કાગળ પૂઠું સુંદર કાપડી મૂ. રૂ. ૪-૮-૦.

(૨૭) **જીવન અને ઉત્ક્રાન્તિ**: રા. રા. ભીમભાઈ લા. દેસાઇ એમ. એસસી. વિજ્ઞાનવિષયી સચિત્ર ૧૨ બ્લોક મૂ. ૦-૧૨-૦.

(૨૮) હવામાન : ગુજરાતની વિજ્ઞાનદૃષ્ટિએ હવામાન વિષેની સ્થિતિ, ૨૦ ચિત્રો અને નકશાઓ, ઉપરાંત વિવિધ પરિશિષ્ટો, રા. સા. મુકુન્દ ઉનાકર બી. એ. અને રા. રા. બી. એન. દેસાઇ, એમ. એસસી. મૂ. ૦-૧૨-૦.

(૨૯) શૈવધર્મ : સિદ્ધાન્તો, ઇતિહાસ, ગુજરાતમાં પ્રચાર, ગુજરાતી સાહિત્ય ઉપર અસર, સંશોધિત, વર્ધિત (બીજી આવૃત્તિ) રા. રા. દુર્ગાશંકર કે. શાસ્ત્રી, મૂ. રૂ ૧.

(૩૦) પૃથ્વીનો ઇતિહાસ : રા. રા. યશવંત ગુલાબભાઈ નાયક, એમ. એસસી. સચિત્ર : મૂ ૦-૧૨-૦.

(૩૧) મહાભારત ભાગ ૩જો, વિરાટ્પર્વ અને ઉદ્યોગપર્વ (સટિક) મૂ રૂ. ૬.

(અ) શ્રીકૃષ્ણલીલા કાવ્ય (સચિત્ર) દશમસ્કંધ ભાગવત, (પદબંધ, આખ્યાન) કાયસ્થ કવિ કેશવ હરિરામ (રચના સંવત ૧૫૨૯). રા. નટવરલાલ ઈ. દેશાઈ, બી. એ. નો ઉપોદ્ઘાત, શબ્દકોશાદિ આદિ સાથે મૂ. રૂ. ૧.

(૩૨) ગુજરાતી ભાષા અને સાહિત્ય : સાક્ષરશ્રી નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયાનાં ભાષણ : ભાગ. ૧લો, મૂલ્ય ૩-૦-૦.

## ત્રૈમાસિક

શ્રી ફા. ગુ. સભાના આમુખ પત્રનું લવાજમ રૂ. ૩-૦-૦ છે. આ પત્રના ગ્રાહકોને રાસમાળા ભાગ ૧-૨ સિવાયનાં તમામ પુસ્તકો અડધી કિંમતે વેચાતાં આપવાની ગોઠવણ કરેલી છે.

મળવાનું ઠેકાણું:—

૧ રા. અંબાલાલ બુ. જાની, બી. એ.
૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભા મંદિર
વિઠ્ઠલભાઈ રોડ, હોન્બ્રેસ લેઇન, મુંબઈ નં. ૪.

૨ મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું.
બુકસેલર્સ : પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨.

બુકસેલરોને જથ્થાબંધ ખરીદતાં ૨૦ ટકા કમીશન મળશે.

॥ श्रीकृष्णः ॥

# પ્રસ્તાવના

## ૧. નાકરનું વિરાટપર્વ

ગૂજરાતી ભાષામાં દેશીબદ્ધ મહાભારતનાં પર્વોનો આરમ્ભ કરનાર વૈશ્ય કવિ નાકરની ઘણી કૃતિયો અદ્યાપિ અપ્રસિદ્ધ સ્થિતિમાં છે. પ્રસિદ્ધ કાવ્યોમાં હરિશ્ચન્દ્રાખ્યાન, લવકુશાખ્યાન, ગદાપર્વ, કર્ણનું આખ્યાન–સગાળશા આખ્યાન, અને આ જ માળામાં છપાયેલું આરણ્યકપર્વ એજ છે. હજી ઘણુંયે તેનાં સારાં કાવ્યો પ્રસિદ્ધિ માગી રહ્યાં છે. આજે અહીં ગુજરાતી જનતા સમક્ષ સાં. ૧૬૦૧ માં રચાયેલું તેનું અપ્રસિદ્ધ વિરાટપર્વ શ્રી ફાર્બસ ગુજરાતી સભાની આડીથી મૂકવા ભાગ્યશાળી થયો છું, અને તે પણ નાકરના સમયની ભાષાને આબાદ સાંચવી રાખતી ગુજ. વર્ના. સોસાઇટીના હ. લિ. પુ. સ. ના ૩૫૩ ની આદિ અન્ત વિનાની અતિ કીમતી પ્રતિને આધારે તૈયાર કરી બીજી તેર પ્રતિયોની મદદથી અનેક ઉપયોગી પાઠાન્તરો–પ્રક્ષેપો વગેરેથી પરિષ્કૃત દશામાં કાવ્ય સાર્વદેશિક ( critical ) સ્વરૂપમાં સાદર થઇ શકે તેવી રીતે.

## ૨. ભાષાભેદ

આરણ્યકપર્વની પ્રસ્તાવનામાં નાકરના સમયની ભાષાનું સ્વરૂપ બતાવવા યથાશક્તિ પ્રયત્ન કર્યો છે. મધ્યકાલીન [illegible]

ભાષાની ચાર ભૂમિકાઓ એક એકમાંથી કેવી રીતે ઉદ્ભવી તેમજ છેવટ અર્વાચીન સ્વરૂપ કેવી રીતે તરી આવ્યું તે ત્યાં પ્રથમવારજ મારા તરફથી બતાવવામાં આવ્યું છે. તે તરફ ગુજરાતના ભાષાશાસ્ત્રીયો સભાદરથી જુવે છે, એ જાણી આ દિશામાં મારો ઉત્સાહ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો જાય છે.

અત્યારે આપણી સમક્ષ હસ્તલિખિત પ્રતિયો–ખતો–શિલાલેખો, પાળિયાઓ જોતાં ગૂજરાતી ભાષાના મધ્યકાલીન સ્વરૂપમાં વિસંવાદ ઉત્પન્ન થાય તેવી પરિસ્થિતિ સાંપડે છે. આ વાતનો કાંઇક નિશ્ચયાત્મક સ્વરૂપમાં ખુલાસો *આરણ્યકપર્વની પ્રસ્તાવનામાં* અપાયો છે. ત્યાં આપવામાં આવેલા સાં. ૧૪૫૯ ના ખતની ભાષા તરફ કેટલાક વિદ્વાનો શકુંની નજરથી જુવે છે. હું એમ કહેવા માગું છું: લોકભાષા અર્વાચીન સ્વરૂપને પામવા છતાં સાહિત્યભાષા લેખનમાં જૂના સ્વરૂપમાં ક્રમિક વિકાસ સાથે આવતી હતી. તત્કાલીન લોકભાષા અને સાહિત્યભાષાનો લેખનભેદ બાદ કરવામાં આવે તો બહુ ઝાઝો તફાવત રહેવા નથી પામતો. તથાપિ હું તે ખત ઉપરથી મારો મત વિદ્વાનોને ઠસાવવા મુદ્દલે નથી માગતો. અહીં આ નવેસરથી તે પછી પ્રાપ્ત થયેલાં સાધનો વિદ્વાનો સમક્ષ રજૂ કરવા પ્રયત્નશીલ બનું છું.

ઉત્તર સન્ધિની ખરી સ્થિતિ આરણ્યકપર્વની પ્રસ્તાવનાના પૃ. ૧૮ મા ઉપર છપાયેલાં ૧. વેંચાણ ખત સાં. ૧૬૭૨ નું અને ૨. મુખત્યારનામું સા. ૧૬૯૮ નું—આ બે પત્રો આપે છે. તે તરફ કોઇને પણ શકુંની નજરે જોવા કારણ છેજ નહીં. અને શકું ચાલે તેમ પણ નથી; કેમકે શ્રી ફાર્બસ ગૂજ. સભા. હ. પુ. નાં ૬૪ ક. વાળું સાં. ૧૭૧૧ માં નકલ કરાયેલું વિરાટપર્વ તદ્દન અર્વાચીન ભાષામાં પ્રાપ્ત થાય છે, તે તેનો અન્ત ભાગ નીચે ઉતારૂં છું તે ઉપરથી સમજમાં આવશે:—

" ફરી ગ્રંથ વાડવને સોંપ્યો । વીસ્ત્ર પૂર્ણ વીસ્તાર રે ॥
વૃધ નાગર કુલ નાંહાંન મદનસુત । ગાયો ભવજલ તાર રે ॥૨૪॥
ચીરક્ષેત્ર મધ્યે વાંણીયો । દીસાવાલ કુલ સાર રે ॥
વીકાનો સુત સુખે પ્રણમે । હરીભક્ત શુભ આચાર રે ॥૨૫॥
સકલ જપ તપ તીરથ ને વલી । અષ્ટ જોગ અભ્યાસ રે ॥
કેહે નાકર હરીગુણ ગાયે તે પાંમે શ્રી અવીનાસ રે ॥૨૬॥

ઇતિ વૈરાટ પર્વ સંપૂર્ણ. ॥ શ્રી રસ્તુ ॥ ॥ સંવત્‌ ૧૭૧૧ વર્ષે ફાગણ સુદી ૭ સાતેમ રવૌ લપીતં સંપૂર્ણ સમાસં ॥ ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥

॥ શ્રી　　॥ શ્રી ॥　　॥ શ્રી અસ્તુ ॥ "

આમ વિક્રમની ૧૭ મી સદીના ઉત્તરાર્ધમા ભાષાસ્વરૂપ કયી સ્થિતિયે પ્હોચેલૂ, તે અતિ સ્પષ્ટ છે.

આરણ્યક-પ્રસ્તાવનામા સં. ૧૬૧૬ મા લખાયેલા એક વૈદ્યકીય ટૂચકામા ભાષાસ્વરૂપ કાંઇક મિશ્ર દશાનો ખ્યાલ આપે છે; જેવા કે તેમા પગિ, ઉપરિ, બાંધીઇ એવા જૂના રૂપો છે. સપ્તમીના અવશેષરૂપે રહેલો આ ઇકાર ઉચ્ચારણમા લઘુપ્રયત્ન યકારના સ્વરૂપમા પરિણત-થઇ ગયેલો તેમજ એકારના સ્વરૂપમા પરિણમેલો, સા. ૧૬૧૮ સુધી તો તવ ગૂજરાતના ખતોમા પણ મળે છે. ( જુઓ G. O. S. No. XIX लेखपद्धति पृ. ७२ ).

તલ કાઠિયાવાડના પ્રભાસપાટણમા સં. ૧૬૧૦ મા લખાયેલૂં એક ખત પાટણના શાસ્ત્રીજી હરિશંકર પ્રભાશંકર પાસેથી મને પ્રાપ્ત થયૂ છે. તેની અહી અક્ષરશઃ નકલ ઊતારૂં છૂં. ( તેમાં ઉપરના ભાગમા આપેલા અરબી-મિશ્ર-ફારસી લિપિમાના વર્ણો અહીં નાગરીમા આપૂં છૂં. )

કરવાનું આ સિવાય અન્ય કારણ શું હોઇ શકે? ગણિતિક દૃષ્ટિએ સાં. ૧૬૧૦ ના ચૈત્ર વદિ ૭ રવિવાર એ સાચો દિવસ છે. ]

આ ખત કાઠિયાવાડી લેખનપદ્ધતિમાં લખાયેલું છે, તે સાં. ૧૬૭૨-૯૮ વાળાં આરણ્યકપર્વની પ્રસ્તાવનાના પૃ. ૧૮ ઉપર આપેલા ખત-મુખત્યારનામાં સાથે મેળવતાં જોઈ શકાશે. આ ખતમાં એક વિશેષતા છે, અને તે એ છે કે-કેટલાએક ફારસી-અરબી શબ્દો છૂટથી વપરાયા છે. આ કાંઈ પણ આશ્ચર્ય ઊપજાવે તેવું નથી. કેમકે સાં. ૧૫૨૯ પછીથી કાઠિયાવાડ ઊપર અમદાવાદના સુલતાનોનું સામ્રાજ્ય હતું જ એટલે રાજકીય ક્ષેત્રમાં-દફતરોમાં આમ અરબી-ફારસી શબ્દો રૂઢ થવાની પૂર્ણ શક્યતા છે. રણમલ્લ છન્દ અને કાહ્નડદે-પ્રબન્ધ જેવાં કાવ્યોમાં ભારોભાર અરબી-ફારસી શબ્દો પ્રયોજાયેલા છે. તો પછી આ તો રાજકીય દફતરોની વાત છે!

લખાણ શુદ્ધ નથી, છતાં તત્કાલીન ભાષાસ્વરૂપ પ્રાપ્ત કરવામાં કોઇ જાતની હરકત નડે તેમ નથી.—લીટી ૬ ઠ્ઠીથી ૨૭ મી સુધીમાં ગુજરાતી લખાણ છે. ૨૭ મીના ઉત્તરાર્ધમાં, अस्य विघेः ની અશુદ્ધ અર્ધી લીટી અને ૨૮ મી, परीपालनाय-આટલો ભાગ સંસ્કૃત ભાષાનો છે. બધાંજ ભૂતકૃદન્તોમાં લઘુપ્રયત્ન य કાર નથી; જ્યારે પૂર્વે इ હોય તેવા શબ્દો, शामलीया, सोरठिया, फदीया, अगीयार એ વગેરે શબ્દોમાં ઉચ્ચારણાનુસાર લઘુપ્રયત્ન યકાર સચવાયેલો છે. નપુંસક વિકારક ऑं, સર્વત્ર નિરનુનાસિક હ્રસ્વ ઉકારાન્તના સ્વરૂપમાં છે. મધ્યકાલીન ગુજ. ની ત્રણ ભૂમિકાનો એક પણ અંશ આમાં નથી.

આ રીતે વિક્રમની ૧૭મી સદીના આરમ્ભમાં બોલભાષા આવા સ્વરૂપમાં પ્રાપ્ત થાય છે; જ્યારે તેજ વખતનું વિરાટપર્વ મધ્ય ગુજ. ની બીજી ભૂમિકાને અસલ સ્વરૂપમાં સાંપડતું પ્રાપ્ત થાય છે; એટલું-

જ નહીં, સા ૧૬૧૬મા અમદાવાદમા ગ્ચવામા આવેલી એક જૈન સાધુની સિંહાસનદ્વાત્રિંશિકાની સા ૧૭૭૨મા થયેલી નકલ મધ્ય ગૂજ. ની દ્વિતીય ભૂમિકાનેજ બરોબગ સાચવી ગખે છે

એથી જરા ઊપર જેતા સા ૧૫૯૨મા (સા ૧૫૨૯ કરતા સા. ૧૫૯૨ની વધારે સમ્ભાવના છે, તેથી) રચાયેલ કૃષ્ણક્રીડાકાવ્યની ભાષા અર્વાચીન સ્વરૂપની પ્રાપ્ત થાય છે કોઇ એવી શઙ્કા કરે કે, તેની ભાષા તો નકલ કરનારા કચ્છી વિમનજીએ સા ૧૭૮૭ના વર્ષની આસપાસની આપી છે, તેને સા ૧૫૯૨ની કેમ કહી શકાય? જરૂર દેશીબદ્ધ કાવ્ય બધૂ જ હોત તો આ ખુનાસો પર્યાપ્ત થાત, પરન્તુ તેણે અક્ષરમેળ વૃત્તોનો પ્રયોગ પણ કર્યો છે રાસપ્રસઙ્ગ આખો તેણે શાર્દૂલવિક્રીડિતમા આપ્યો છે તેમા જૂનુ સ્વરૂપ અ+ઇ, અ+ઉ, અ+ઉ પૃથક પ્રાપ્ત ન થતા એ, ઓ, ઊ માત્ર પ્રાપ્ત થાય છે આનૂ ઉદાહરણ આરણ્યકપર્વની પ્રસ્તાવના પૃ ૩૧-૩૨ ફૂટનોટમા આપ્યૂ છે, તે તરફ સહૃદય વિદ્વાનોનૂ ધ્યાન ખેચૂ છૂં.

ભાષાસ્વરૂપ ઘણી વાર લહિયાની લેખનશૈલી ઊપર આધાર રાખે છે, તેના બે ચાર ઉદાહરણો અહી આપૂ છૂ —

૧ જૈન સાહિત્યના સંક્ષિપ્ત ઇતિહાસના પૃ ૫૨૨ મા ઊપર ધનદેવ ગણિકૃત સુરઙ્ગાભિધાન નેમિફાગનો આદિ શ્લોક આપ્યો છે —

"દેવી દેવી નવી કવીશ્વર તણી વાણી અમીસારણી,
વિદ્યાસાયર-તારણી મલ ઘણી હ સાસણી સામિણી,
ચંદા દીપતિ જીપતિ સરસતી મઇં વીનવી વીનતી,
બોલૂં નેમિકુમાર-કેલિની રતિ ફાગિઇં કરી રંજતી "

આમા મઇં અને ફાગિઇં વૃત્તની દૃષ્ટિએ કેવા રૂપો માગે છે? લહિયો મઇં-ફાગિઇ લખે છે છતા માપ તો મે-ફાગે આવા રૂપો માગે છે.

૨. તે જ ગ્રન્થના પૃ. ૪૮૪ ઊપર અર્બુદાચલમા દેલવાડા ગામે

अल्ला हो अकबर

ગોળ મ્હોર

मक्तुब वलीमोहमद इब्ने काज़ी
उसमान साकीन कसबाए देलवाड़ा

मकलमे खुद.

(१) : संवत १६१० वर्षे चैत्र वद ७ रवौ आद्य श्रीदेवप[त्त]-
(२) ने पतसाहा श्री ७ सलिम स्व वीजय राज आम...
(३) वतवन श्रीततारषान याणे षान श्री मुक...
(४) दषान होदे शिदी श्री अफरा थकर टोकरजी
(५) पंचकुलप्रतिपतौ घर १ वीकीताक्षराणी लीप्यं[ते]
(६) जथा जोग्य घर १ बावत पाठक कुंका ब्रह्मदा[स]
(७) नु ठकर भावड कपोले परीद कीधु ते घर ठ[क]-
(८) र भावडनी मा बाइ हताइये ब्रह्मपुरी फ[री]-
(९) ने मं. जेराम हुयाने सस्त भणावी आपु कु-
(१०) टंब वीदमाने तेह घर मं. जेरामे अथ लयीने प्र-
(११) वाडी शामलीया गोरकाने वेचातु आककु...
(१२) ल करी आपु घरनो हदमदुंदनी यगत घर[मां]
(१३) पेंड २ ते मधे पेंड १ नलीहेर पेंड बीजु आगा...
(१४) सु इसे गज ३४ उपले गज १७ यहनु वार फली-
(१५) यानी मोहोलते छे उगमणे पासे भोइना घर
(१६) छे डुगरवे पासे ठ[क]र जीयराजनी कोड छे प-
(१७) स्यम दसे सोरठियनो कोड छे दक्षणने पासे रा-
(१८) जा रात कोयलानी वाडी छे पह घर पडीयधा-
(१९) णी कीमते फदीया १००० अंके सहस्र पुरा
(२०) आटे वेचातु आपु तथा ये माणसे .प्रथा-

(२१) दी सामलीयाने पाड चढावीने टंका १००
(२२) अके सो पुरा लुगडा करीने जेरामने अ-
(२३) पाया एवं सरवाले फदीया अगीयारसेहे
(२४) मं. जेरामने पोता घर अवाडी सामलीयाना
(२५) तसलीम कीधु प घर समंधे कय वोले ते मं.
(२६) जेराम वारे गरय आपानी वासल सहा रा-
(२७) जसी रतनसीने हाटे नगद पोता अस्य वीधे
(२८) परीपालनाय
(२९) अत्र मतु लषीतं पा. । वीसामा
(३०) १ मंह जेराम मतु राजा साष
(३१) १ मंह नीलकंठ साक्ष

( વગેરે ૧૫ સાખ છે, જેમા
એક मीया सरोफની પણ છે. )

[ નોંધ:—આ ખતમાં પાદશાહના નામને સ્થળે મૂળ महमूद શબ્દ હોવાનો સમ્ભવ છે. महमूदમાંના हमूद એ સ્થળે કોરૂં છે—ને ઉપર लम स આ ત્રણ અક્ષરો લખવામાં આવ્યા છે; જ્યારે म નો स બનાવ્યો છે, જે તદ્દન ઓળખી શકાય છે. સુબાઓના નામમાં કશો ફેરફાર નથી. સમ્ભવે છે કે કાઠિયાવાડના આ ભાગમાં તે વખતે અમદાવાદના ત્રીજા મહમૂદ સુલતાનનું રાજ્ય હોય, પરન્તુ અચાનક દિલ્હીની પાદશાહતમાં એ ભાગ આવી ગયો હોય. સુબાઓ કદાચ તેના તે રહ્યા હોય; એટલે કે મહમૂદ શાહનાજ સુબાઓએ સલિમશાહનું વર્ચસ્વ સ્વીકારી લીધું હોય. દિલ્હીની ગાદીએ શેર-શાહનો પુત્ર ઇસલામ શાહ ઇ. સ. ૧૫૫૨ સુધી હતો. તેના પછી બે ત્રણ નામના રાજાઓ થયા છે. યદ્યપિ સલિમ એવું નામ પ્રતિષ્ઠિત ઇતિહાસોમાં દેખાતું નથી, છતાં તેવો કોઇ એકાદ રાજકુમાર થોડા વખત માટે ગાદીએ રહ્યો હોય તો અસમ્ભવિત નથી. આ ખતમાં અમદાવાદના ત્રીજા મહમૂદશાહનું નામ છેકી सलम स

अल्ला हो अकबर

ગોળ મ્હોર

मक्तुब वलीमोहमद इब्ने काज़ी
उसमान साकीन कसवाए देलवाड़ा
बकलमे खुद.

(१) : संवत १६१० वर्षे चैत्र वद ७ रवौ आद्य श्रीदेवप[त्त]-
(२) ने पतसाहा श्री ७ सलिम व्र वीजय राज आम...
(३) यतधन श्रीततारपान थाणे पान श्री मुक...
(४) दपान होदे शिदी श्री अफरा थकर टोकरजी
(५) पंचकुलप्रतिपतौ घर १ वीकीताक्षराणी लौष्यं[ते]
(६) जथा जोग्य घर १ बावत पाठक कुंको ब्रह्मदा[स]
(७) नु ठकर भावड कपोले परीद् कीधु ते घर ठ[क]-
(८) र भायडनी मा बाइ हताइये. ब्रह्मपुरी क[री]-
(९) ते मं. जेराम हुयाने सस्त भणाधी आपु कु-
(१०) टंब थीदमाने तेह घर मं. जेरामे ग्रथ लयीने प्र-
(११) वाडी शामलीया गोदकाने वेचातु आकंकु...
(१२) ल करी आपु घरनो इदमदुंदनी वगत घर[मां]
(१३) पंड २ ते मधे पंड १ नलीहेर पंड धीजु आगा...
(१४) सु इसे गज ३४ उपले गज १७ पहलु बार फली-
(१५) यानी मोहोलतै छे उगमणे पासे भोइना घर
(१६) छे डुगरवे पासे ठ[क]र जीवराजनी कोड छे. प-
(१७) स्यम दसे सोरठियनी कोड छे दक्षणने पासे रा-
(१८) जा रात कोयलानी धाडी छे एह घर वडीमधा-
(१९) नी कीमती कदीया १००० अंके सहस्र पुरा
(२०) माटे वेचातु आपु तथा थे माणसे प्रथा-

જ નહીં, સાં. ૧૬૧૬માં અમદાવાદમાં રચવામાં આવેલી એક જૈન સાધુની સિંહાસનદ્વાત્રિંશિકાની સાં. ૧૭૭૨ માં થયેલી નકલ મધ્ય. ગૂજ. ની દ્વિતીય ભૂમિકાનેજ બરોબર સાચવી રાખે છે.

એથી જરા ઊપર જતાં સાં. ૧૫૯૨માં ( સાં. ૧૫૨૯ કરતાં સાં. ૧૫૯૨ની વધારે સમ્ભાવના છે, તેથી ) રચાયેલ કૃષ્ણક્રીડાકાવ્યની ભાષા અર્વાચીન સ્વરૂપની પ્રાપ્ત થાય છે. કોઇ એવી શંકા કરે કે, તેની ભાષા તો નકલ કરનારા કચ્છી વિસનજીએ સાં. ૧૭૮૭ના વર્ષની આસપાસની આપી છે, તેને સાં. ૧૫૯૨ની કેમ કહી શકાય? જરૂર દેશીબદ્ધ કાવ્ય બધું જ હોત તો આ ખુલાસો પર્યાપ્ત થાત; પરન્તુ તેણે અક્ષરમેળ વૃત્તોનો પ્રયોગ પણ કર્યો છે. રાસપ્રસંગ આખો તેણે શાર્દૂલવિક્રીડિતમાં આપ્યો છે. તેમા જૂનું સ્વરૂપ અ+ઇ, અ+ઉ, અ+ઉં પૃથક પ્રાપ્ત ન થતાં એ, ઓ, ઊંમાજ પ્રાપ્ત થાય છે. આનૂં ઉદાહરણ આરણ્યકપર્વની પ્રસ્તાવના. પૃ. ૩૧–૩૨ ફૂટનોટમાં આપ્યૂં છે, તે તરફ સહૃદય વિદ્વાનોનૂં ધ્યાન ખેંચૂં છૂં.

ભાષાસ્વરૂપ ઘણી વાર . લહિયાની લેખનશૈલી ઊપર આધાર રાખે છે, તેના બે ચાર ઉદાહરણો અહીં આપૂં છૂં:—

૧. જૈન સાહિત્યના સંક્ષિપ્ત ઇતિહાસના પૃ. ૫૨૨ મા ઊપર ધનદેવ ગણિકૃત સુરઙ્ગાભિધાન નેમિફાગનો આદિ શ્લોક આપ્યો છે:—

"દેવી દેવી નવી કવીશ્વર તણી વાણી અમીસારણી,
વિદ્યાસાયર-તારણી મલ ઘણી હંસાસણી સામિણી,
ચંદા દીપતિ જીપતિ સરસતી મઇં વીનવી વીનતી,
બોલૂં નેમિકુમાર-કેલિની રતિ ફાગિઇં કરી રંજતી "

આમાં મઇં અને ફાગિઇં વૃત્તની દૃષ્ટિયે કેવાં રૂપો માગે છે? લહિયો મઇં-ફાગિઇં લખે છે છતાં માપ તો મેં-ફાગે આવા રૂપો માગે છે.

૨. તે જ ગ્રન્થના પૃ. ૪૯૪ ઊપર અર્બુદાચલમા દેલવાડા ગામે

કરવાનું આ સિવાય અન્ય કારણ શું હોઇ શકે? ગાણિતિક દષ્ટિયે સાં. ૧૬૧૦ ના ચૈત્ર વદિ ૭ રવિવાર એ સાચો દિવસ છે. ]

આ ખત કાઠિયાવાડી લેખનપદ્ધતિમાં લખાયેલું છે. તે સાં. ૧૬૭૨-૯૮ વાળાં આરણ્યકપર્વની પ્રસ્તાવનાના પૃ. ૧૮ ઉપર આપેલા ખત-મુખત્યારનામાં સાથે મેળવતાં જોઈ શકાશે. આ ખતમાં એક વિશેષતા છે, અને તે એ છે કે-કેટલાએક ફારસી-અરબી શબ્દો છૂટથી વપરાયા છે. આ કાંઈ પણ આશ્ચર્ય ઉપજાવે તેવું નથી. કેમકે સાં. ૧૫૨૯ પછીથી કાઠિયાવાડ ઉપર અમદાવાદના સુલતાનોનું સામ્રાજ્ય હતું જ એટલે રાજકીય ક્ષેત્રમાં-દફતરોમાં આમ અરબી-ફારસી શબ્દો રૂઢ થવાની પૂર્ણ શક્યતા છે. રણમલ્લ છન્દ અને કાન્હડદે-પ્રબન્ધ જેવાં કાવ્યોમાં ભારોભાર અરબી-ફારસી શબ્દો પ્રયોજાયેલા છે. તો પછી આ તો રાજકીય દફતરોની વાત છે!

લખાણ શુદ્ધ નથી, છતાં તત્કાલીન ભાષાસ્વરૂપ પ્રાપ્ત કરવામાં કોઇ જાતની હરકત નડે તેમ નથી.—લીટી ૬ ઠ્ઠીથી ૨૭ મી સુધીમાં ગૂજરાતી લખાણ છે. ૨૭ મીના ઉત્તરાર્ધમાં, अस्य विधेः ની અશુદ્ધ અર્ધી લીટી અને ૨૮ મી, परीपालनाय-આટલો ભાગ સંસ્કૃત ભાષાનો છે. બધાંજ ભૂતકૃદન્તોમાં લઘુપ્રયત્ન य કાર નથી; જ્યારે પૂર્વે इ હોય તેવા શબ્દો, शामलीया, सोरठिया, फदीया, अगीयार એ વગેરે શબ્દોમાં ઉચ્ચારણાનુસાર લઘુપ્રયત્ન યકાર સચવાયેલો છે. નપુંસક વિકારક અઉં, સર્વત્ર નિરનુનાસિક હ્રસ્વ ઉકારાન્તના સ્વરૂપમાં છે. મધ્યકાલીન ગૂજ. ની ત્રણ ભૂમિકાનો એક પણ અંશ આમાં નથી.

આ રીતે વિક્રમની ૧૭મી સદીના આરમ્ભમાં લોકભાષા આવા સ્વરૂપમાં પ્રાપ્ત થાય છે; જ્યારે તે જ વખતનું વિરાટપર્વ મધ્ય ગૂજ. ની બીજી ભૂમિકાને અસલ સ્વરૂપમાં સાચવતું પ્રાપ્ત થાય છે; એટલું—

સાં. ૧૫૦૬માં લખાયેલા લેખનો ઊતારો છે; યદ્યપિ તેમાં મારવાડીની અસર છે, છતાં તેમાં અ+ઇ નું એ સ્વરૂપ પ્રાપ્ત થાય છેઃ—

"શ્રી ગણેશાય નમઃ ॥ ৭ ॥ સંવત્ ૧૫૦૬ વર્ષે અષાઢ સુદિ ૨ મહારાણા શ્રી કુંભકર્ણ વિજય રાજ્યે શ્રી અર્બુદાચલે દેલવાડા ગ્રામે વિમલવસહી શ્રી આદિનાથ તેજલવસહી શ્રી નેમિનાથ તથા બીજે શ્રાવકે દેહરે દાહ મુંડિકિં વલાવી રખવાલી ગોડા પોઠયાઈ રાખિ શ્રી કુંભકર્ણિ મહં ડુંગર ભોજા જોગ્યં મયા ઉધારા જિકો જ્યાત્રિ આવિ તિહિઈ સર્વ મુકાવું જ્યાત્રા સંબંધિ, આચંદ્રાર્ક લગિ પલે......" વગેરે

—આમાં બીજે શ્રાવકે દેહરે શબ્દોમાં તૃતીયા અને સપ્તમીનો ઇ અર્થમાં એકારરૂપે પ્રાપ્ત થાય છે, તેમજ પલે ક્રિયાપદ.

૩. રા. નરસિંહરાવ ભાઇએ The Guj. Lang. & Lit Vol. II ના પૃષ્ઠ ૫૨ મે સાં. ૧૫૦૭ માં લખાયેલા પારસી લખાણનાં અવતરણ લીધાં છે, તેમાંના બે આ છેઃ—

(b) मइ पूछइउं जत ईहं स्त्रीताण तनउ शरीरइं काइलउ पातक कीधउं जीणइ पाप करी आत्मारहिं इलउ दोहिलउ निग्रहः कीजइ,अछि ।

(c) ............ ॥ १ ॥ सुंदर ते भलो पिदरहिं केतलाइं मनुष्यनु शुभ कल्याण थतंइं । ................ વગેરે

આમાં स्त्री ताण=સ્ત્રી તણે અને भलो માં અનુક્રમે अ+इ, अ+उ ने स्थળे ए, ओ પ્રાપ્ત થાય છે.

૪. જૂનાગઢના મણ્ડલિકના સાં. ૧૫૦૭ ના માઘ કૃષ્ણ પઞ્ચમી–ગુરુવારના રોજના શિલાલેખમાં જૂની ગુજરાતીનો ફકરો છે, જે હું બહાઉદ્દીન કોલેજ, જૂનાગઢના સરકૃતના પ્રોફેસર રા. નર્મદાશંકર બો. પુરોહિત–દ્વારા મેળવવા ભાગ્યશાળી થયો છું, તે અત્ર અક્ષરશઃ ઉતારૂં છું:—

.... संप्रति.........राजाधिराज श्री मंडलिक प्रभुणा सर्वश्रेयःकल्याणकारिणी.........सर्वजीवसमारी कार्य-(माणा) चिरं विजयतां ॥

प्रथमं श्री — तुंगनि — जीघक — णा सइ । बीजां लोकसमस्त जीव न विणास(इ) । — — कमार . चिडीमार सिंचानका — — वि आहेडां न कर — । . चोर न मारिवा । बावर खांट तुरक पहे घाहडे जीव कोइ न विणासइं । जि करसि तं... . मीलाइ । . कुंभका(र) पंच दिन नीमाड न (कर)इं । जि को (इ — —) इंने सनो आणभंगकारक प(इण राजा) श्री मडलिक नाथाण्या । आ धा राय कणइ (पा)-लिया । तेह्नइ गुणा सिइ, । जि को—लो मूंकइ । प दोष.........अमा(रि) प्रवत्तारणहार श्रीमंडलीक प्रभुकइ आशी.... (अ)णी इछआ ॥

[ નોંધ:—આ લેખમા અક્ષરો ખૂટે છે તેમજ ઘસાયેલા જુદા વંચાય છે. અર્થાનુસન્ધાનનો ખ્યાલ રાખતાં નીચે મુજબ પૂરણી શકય છેઃ—

प्रथमं श्री रा पहे दंनि जीव न विणासइ । बीजां लोक समस्त जीव न विणासइ । लायकमार अनि चिडीमार सिंचानका पई पि आहेडां न करइ । मोर न मारिवा । बावर खांट तुरक पहे घाहडे जीव कोइ न विणासइ । जि करसि सं बधनि मीलाइ । कुंभकार पंच दिन नीमाड न करइ । जि कोइ पहे दंनै रानी आणभंगकारक पइणइ राजा श्रीमंडलिकनी आण्या । आ धा सवि कणइ पालिवी । तेह्नइ गुणा होसिइ ।

जि को चीलो मूंकइ, प दोषनि माटि अमारी-प्रव-
र्त्तायणहार श्रीमंडलिक प्रभुकइ आशातणी इछइ ॥]

આમાં पहे, पहेघाहडे, पहे दंने અને चीलो આ ચાર સ્થળોમાં પ્રથમ ત્રણમાં प અને છેલ્લામાં ओ સ્થાપિત થઈ ચૂકેલા છે. અમારી અને જૈનધર્મને ગાઢ સમ્બન્ધ છે; એટલે કોઇ પ્રતાપી જૈન સાધુની અસરથી એ પાંચ દિવસોમાં સારા દેશમાં અમારી પ્રવર્તાવવાની આ ઘોષણા શિલાકૃષ્ટ કરવામાં આવી છે. લિપિકાર જૈન લહિયો સમ્ભવે, એ આથી સ્વાભાવિક છે, એટલે अइ પ્રાયઃ પૃથક મળે છે, છતાં पहे घाहडे માં તો સ્પષ્ટ છે. બીજા બે पहे સમ્બન્ધ જોઇ મેં દાખલ કરેલા છે. અક્ષરો તેટલાજ ખૂટતા હોવાથી તે અસમ્ભવિત નથી. એજ પ્રમાણે चीलो=માર્ગમાં ची મેં મૂક્યો છે.

આમ ૧૬મી સદીના આરમ્ભમાં ઉચ્ચારણમાં ए-ओ સ્થાપિત થઈ ચૂકવાની પૂરી સમ્ભાવના છે. નરસિંહનો વર્દ્ધમાન્ય કાળ આજ છે, એટલે કદાચ તેણે લોકભાષામાં કાવ્યો લખી નકલ કરાવરાવ્યાં હોય તો કાંઇ ઓછું સમ્ભવિત નથી.

લહિયાઓ કેવી સ્થિતિ કરે છે, તેનો આબાદ નમૂનો મને પ્રાપ્ત થયો છે. આ પણ ખતજ છે, પ્રભાસપાટણમાંજ લખાયેલું છે, અને સાં. ૧૬૮૦ જેટલું મોડું છે. :—( લિપિ, દરેક અક્ષર સ્વતન્ત્ર રીતે માથાબન્ધનવાળો, તેવી ગૂજરાતી.— )

(૧) સંવત ૧૬૮૦ વરખિ પોશ શુ ૧૩ વાર સોમે અદે......
(૨) ......નિ પાતસાહા થી ૭ સાલિમ સાહા જાગી......
(૩) ......થી નિવાજસખાંન શકદાર મીરજાં થી શુ-
(૪) ......દીવાંની મેતા શંઘજી પંચ કુલ પ્ર-
(૫) તીપતાૈ યથાદત ઘર ૧ આવાશ ભણુશાલી
(૬) કાખાનુ તેહનુ દીકરો ભણુશાલી લખમીદાસ

(૭) તેનુ દીકરો ભણશાલી થઠીઉ તેહની કલ
(૮) [ ત્ર બાઈ ] મેલાઈ કપોલ ઠાર ફીકાની દીકરી
(૯) એ બાઈએ ઘર વેચાં પાઠક ચત્રભજ ગોપાને વે-
(૧૦) ચાતાં આપાં એ ઘરની વગત ઓરડા ૨
(૧૧) તથા પડસાલ ૧ તથા થાંભાશરી ૧ તથા શં.
(૧૨) ધણીઉં ૧ ઘરમાં પેશતિ હાબા હાથ ભરતે
(૧૩) શંધણીયા મધિ ટાંકૂ ૧ છે, એ ઘરનુ વસ્તાર
(૧૪) ઇશિ ગજ ૨૧ તથા ઉપલિ ગજ ૧૨ાા તથા કોડ ૧
(૧૫) ઇશે ગજ ૧૪ાા ઉપલિ ગજ ૧૨ાાા તથા છીતરી ઈ-
(૧૬) શે ગજ ૬ા ઉપલિ ગજ ૨ા તથા ઓટલૂ ઇશ ગજ ૫
(૧૭) ઉપલિ ગજ ૧ તથા આંગણૂ અગાશુ છે એ ઘર-
(૧૮) ની પછીતિ હેકડાનાં ઘર છે પસ્યમ દશિ
(૧૯) તથા ઉતર દશિ રાજમારગ છે તેમાં હાટ
(૨૦) ગજ ૬ાા ઉપલુ પાઠક ચત્રભુજનુ આવુ છે
(૨૧) કોડનિ પૂરવ દશિ મેતા ધરણીધરનું ઘર છે
(૨૨) તે ભીત પાઠકને અરધોઅરધ છે તથા દક્ષ-
(૨૩) ણ દશે ભણશાલી કાળાનુ ઘર બીથ છે તે ઘર-
(૨૪) ની ભીત અરધોઅરધ છે એ ઘર બાઇ મે-
(૨૫) લાઈએ એકમતી થઇ પાઠક ચત્રભુજ ગો-
(૨૬) પાલને જાંમસાહી કોરી ૨૨૫ અંકે અ-
(૨૭) શિ પનર માટિ વેચાતાં આપાં હદમદુદ
(૨૮) વાડાનીછારા શેત આકાશ પાતાલના
(૨૯) શમધશેત આપાં શહી અસ્વવર્ધે પરી-
(૩૦) પાલનાય ઇ લખી પ્રમાણ શઈ
(૩૧) અત્ર મતૂ______________અત્ર શાખ______________
(૩૨) ૧ બાઇ મેલાઈ મતૂ ભ-　　૧ લિ૰ અંદજી ઓધવ
(૩૩) ણશાલી થઠીયાની　　૧ જા. ઢેપા ફીકા શાખ્ય
(૩૪) કલત્ર

આમાં બ્હોળા પ્રમાણમાં વપરાયેલો એ પ્યાસ ધ્યાન ખેંચે છે; છતાંયે ૨૧મી લીટીમાં છ આવી ગયો છે; ને પ્રાપ્ત થાય છેજ;

આમ છતાં ભાષા મધ્ય. ગૂજ. ની મિશ્ર ચતુર્થ ભૂમિકાની છે. ડૉ઼ઇ ગ્વાલિયરી લહિયાની આ અસર સ્પષ્ટ છે. સાં. ૧૬૧૦નું ખત શુદ્ધ સ્વરૂપમાં છે, ત્યારે આ ખત મધ્ય. ગૂજ. ની ચતુર્થ ભૂમિકા સાથે છે જેવાં રૂપ સાંચવે છે.

સાચી હકીકત આ ઊપરથી એ તરી આવે છે કે-લોકભાષા તો અર્વાચીન સ્વરૂપની આદ્ય ભૂમિકામાં મુગ્ધાવબોધ ઔક્તિકના સમયથીજ પ્રચારમાં આવી ગયેલી. પ્રાન્તીયતાની લાક્ષણિકતા ધરાવતાં કેટલાંક રૂપો તલ ગૂજરાતની ભાષામાં હતાં; જેવાં કે-પઞ્ચમી નો તઉ પ્રત્યય; દ્વિતીયા-ચતુર્થી-ષષ્ઠીમાં રહઈ પ્રત્યય; તેમજ ભવિષ્યકાળનાં કેટલાંક રૂપો. વગેરે.

આ ઊપરથી એવી જાતના અનુમાન ઊપર આવી શકાય કે अ+इ, अ+उ अ+उँ અને સપ્તમી તૃતીયામાંનો પૃથક કે અન્તર્ગત इ, એના ઊપરજ ભાષાના જૂના કે નવા સ્વરૂપનો આધાર નથી; એ તો માત્ર લહિયાના લેખનભેદ કે પ્રાચીનોના ગતાનુગતિક અનુસરણને આભારી હોવા સમ્ભવ છે. ખરો ભેદ તો (૧) જોડાક્ષરો ઘસાતાં પૂર્વ સ્વરનું દીર્ઘીભવન, (૨) છે નો વર્તમાનકાળમાં પ્રત્યય તરીકે ઉપયોગ, (૩) વર્તમાનકાળ કર્મણિ રૂપનો પ્રથમ પુરુષ-બહુવચન-કર્તરિ પ્રયોગ, (૪) કર્મણિ રૂપોમાં આય નો પ્રત્યય તરીકે પ્રવેશ, અને (૫) કેટલાક જૂના પ્રત્યયો, જેવા કે—

૧. વર્તમાન પ્રથમ પુરુષમાં आं પ્રત્યય,
૨. તૃતીયા-સાતમીમાં आं પ્રત્યય;
૩. છઠ્ઠીના ह, रूं તેમજ चूं વગેરે પ્રત્યય;
૪. તાદર્થ્યમાં માત્ર ने નો પ્રયોગ, વગેરે.

આનો ઉત્તરોત્તર પ્રસારો અને ઉઘટ ક્રમ દશા, આ રીતે ક્રમ છે. આવાં પ્રાચીનતાનાં ચિહ્નો જેમાં હોય તેનેજ હું અર્વાચીન ગૂજરાતીનું આદ્ય સ્વરૂપ માનવા પ્રેરાઉં છું. અને નરસિંહની ભાષા

આ રીતે અર્વાચીન ગૂજરાતીનું આદ્ય સ્વરૂપ અર્પનારી છે. અન્તર્ગત નો પ્રયોગ નરસિંહનો પદો માગી લિયે છે, ક્વચિત પૃથક્ અને પણ માગી લિયે છે, તે તેનો જૂના સ્વરૂપના તત્સમ લેખે શબ્દોનો પ્રયોગ તેમજ યકારના હ્રસ્વ ઉચ્ચારણને પણ આભારી હોવા સમ્ભવ છે.

આ વિષયમાં નિષ્પક્ષપાત દૃષ્ટિયે સાવધાન અને સાવચેત રહી અન્વેષણા કરવાની જરૂર છે.

### ૩. હાથપ્રતિયો

નાકરના વિરાટપર્વ સાથેજ ખમ્ભાતના વડનગરા નાગર બ્રાહ્મણ મકરકુલોત્પન્ન વિષ્ણુદાસનું ઉદ્યોગપર્વ આપ્યું છે. આ બન્ને પર્વો જૂદી જૂદી નીચેની પ્રતિયો ઊપરથી સમ્પાદિત કરવામા આવ્યાં છેઃ—

૧. વિરાટપર્વ—અ–રા. નટવરલાલ ઇ. દેશાઇની સભાપર્વ માત્ર-ની પ્રતિ પૂર્ણ.

–રા. નટવરલાલ ઇ. દેશાઇની આરણ્યકપર્વ માત્રની પ્રતિ. ૧૯મા કડવે પૂર્ણ થતી.

–રા. નટવરલાલ ઇ. દેશાઇની વિરાટપર્વ માત્રની પ્રતિ* પૂર્ણ.

[ પ્રસિદ્ધ થતા વિરાટપર્વમા સભા–આરણ્યકનો ૨૧ કડવા સુધી સાર આવે છે. તે તે પેટા પર્વની જુદી જુદી પ્રતિયો પણ મળે છે. તેવી પ્રતિયો આ ઊપરની છે. આરણ્યકપર્વના ૨૦–૨૧ કડવાના સમ્પાદનમા આવતી આ પ્રતિ તે અના અનુસન્ધાનમા ગણાઇ છે, જે ૨૦મેથીજ વિરાટપર્વનો આરમ્ભ માને છે,તે*]

ब–ગૂજ. વર્ના. સો. હ. પુ. નં. ૨૯૪ अ માત્ર સભાપર્વ અને આરણ્યકપર્વનાં ૧૯ કડવાં સાંચવતી પ્રતિ સાં. ૧૬૭૪ ની આસપાસ લખાયેલી.

–રા. નટવરલાલ ઇ. દેસાઇની પ્રતિ આરણ્યક-પર્વના ૨૦ મેથી [વિરાટપર્વનો આરમ્ભ માનતી આરણ્યકના સમ્પાદનમાં फा તરીકે માનેલીજ [વિરાટપર્વના સમ્પાદનમાં ब તરીકે માની છે, તે પૂર્ણ.

फ–ગૂજ. વર્ના. હા. પુ. નાં. ૩૨૬ની આરમ્ભથી ચાલતી અપૂર્ણ.

ड–ગૂજ. વર્ના. હા. પુ. નાં ૩૫૩ની – ७ મા કડવાની ૧૯ મી કડીના "વાકર ચન્દથી શરૂ થતી ને કડવા ·૦માંની છેલ્લી કડીના રાજસોઇ સકલ ભ" – ત્યાં તૂટતી – અહીં મુખ્ય પ્રતિ તરીકે( Critical aparatus તરીકે )ની,

ढ–ગૂજ. વર્ના. હ. પુ. નાં. ૪૪૩ આરમ્ભથી ચાલતી અપૂર્ણ;

–૭મા કડવાની ૧૯મી કડી સુધી આ પ્રતિના આધારે પાઠ લીધેલા છે.

फ–સભાપર્વની પ્રાચીન કાવ્યવિનોદ ભાગ ૧ લો –શા. છગનલાલ વિ. રાવળ સમ્પાદિત શ્રી ફા. ગૂજ. સભાની મુદ્રિત.

–આરણ્યકપર્વના ૧૯ મા કડવેથી શરૂ થતી. રા. નટવરલાલ ઇ. દેસાઇની અપૂર્ણ.

फा–રા. નટવરલાલ ઇ. દેસાઇની. આરણ્યક ના ૨૦ મેથી વિરાટપર્વ માનતી ચ પૂર્ણ.

ग–શ્રી ફાર્બસ ગૂજ. સભાની ના ૬૪ ક ની સાં. ૧૭૧૧ વાળી તદ્દન અર્વાચીન ભાષાં સ્વરૂપવાળી પૂર્ણ.

फा. ગૂજ. વર્ના સો. હા. પુ. નાં ૨૬ ના કાશીસુત શેધજીના સભાપર્વના ૨૨ મે કડવેથી નાકરના સભા૦ નો ૩ જે કડવેથી ભાગ આપતી સભાપર્વ માત્રની.

गा–ફા. ગૂજ. સભા ના. ૮૫ ખ–વિરાટપર્વવાળા ભાગથી આરમ્ભાતી પૂર્ણ.

ह–ફા. ગૂજ. સભા. નાં ૭૯ ખ–વિરાટપર્વવાળા ભાગથી આરમ્ભાતી પૂર્ણ.

–ह ખૂટે છે ત્યાથી ह ઊપર આધાર રાખી પાઠ લીધા છે. (બભ્રુવાહન–આખ્યાનના કર્તા જેરામના પુત્ર વિસનજીયે આ પર્વની સાં. ૧૭૮૫ મા નકલ કરી છે.)

આ પ્રમાણે જૂદી જૂદી ૧૦ હસ્તલિખિત પ્રતિયો અને એક માત્ર સભાપર્વની મુદ્રિત પ્રતિ, તેને આધારે આ મોટા વિરાટપર્વનું સમ્પાદન કરવામા આવ્યું છે. જેટલા ભાગમા ड પ્રતિનું કાવ્ય લબ્ધ છે, તેટલાનો મુખ્ય આધાર તે જ પ્રતિ ઊપર રાખવામાં આવ્યો છે, જ્યારે ખૂટતા ભાગનો આધાર અન્યાન્ય પ્રતિયો ઊપર રાખવામાં આવ્યો છે, અને તેમ કરતા મધ્યકાલીન ગૂજરાતીની દ્વિતીય ભૂમિકાનું સ્વરૂપ પૂર્ણતયા જળવાઇ રહે, તે તરફ સાવધાનતા રાખવામાં આવી છે, તે માત્ર નિષ્ણાતોજ અનુભવી શકશે.

આ પ્રતિયોમાં માત્ર ड પ્રતિજ જૂની અને મધ્યકાલીન ગૂજ. ની દ્વિ. ભૂ. સાંચવનારી છે, જ્યારે च–फ–इ અને હસ્તલિખિત

( १८ મે કડવેથી મળતી ) फ પ્રતિ, આ ચાર પ્રતિયો મધ્ય. ગૂજ. ની તૃતીય ભૂમિકાને સાંચવનારી છે, જ્યારે બાકીની બધી અર્વાચીન ભાષાની આદ્ય ભૂમિકાને સાંચવનારી છે. આ ભિન્ન ભિન્ન ભૂમિકાઓનાં સ્વરૂપ આરણ્યકપર્વની પ્રસ્તાવનામાં આપી ચૂકાયાં છે.

નાકરનું આ વિરાટપર્વ સારી રીતે ડખોળાયેલું છે. अ પ્રતિના સ્વરૂપ ઊપરથી આ વસ્તુનો ખ્યાલ આવશે. અનેકત્ર અનેક પ્રકારના અનેક ઊમેરાઓ એ પ્રતિ આપે છે. अ ની સભા-આરણ્યક-વિરાટપર્વની પ્રતિયો ત્રણે જૂદી જૂદી છે. ત્રણેના આરમ્ભ પણ અલગ છે. गा પ્રતિ માત્ર ત્રીજું વિરાટપર્વજ આપે છે. અને ત્યાંથીજ મઝૂંલના શ્લોકો નવા આપે છે.

આખો પ્રશ્ન એક વિરાટપર્વનો આરમ્ભ કયાંથી, એ છે. ભિન્ન ભિન્ન પ્રતિયો બે જૂદે સ્થળેથી આરમ્ભ માને છે. ढ પ્રતિ સિવાયની વિરાટપર્વની પ્રતિયો २० મે કડવેથી આરમ્ભ માને છે; જ્યારે ह-गा ( કે જે २१ મેથીજ પેલું કડવું માને છે, તે ) અને ढ વિરાટપર્વનો આરમ્ભ २१મેથી માને છે. १९ મા કડવાના અન્તમાં " આરણ્યિકપર્વ-સઙ્ક્ષેપિ પૂરણ " એવો ઉલ્લેખ છેજ. પરન્તુ अ-प-ढ પ્રતિ २१ . માને અન્તે ફરીવાર "આદિ-સભા -આર્ણ્યિક થયાં પૂરાં " એમ કહી તે સ્થળે કડવું પૂરૂં માને છે; જ્યારે फ-ड़-ग ત્યાં કડવું જુદું પાડતી નથી; એટલુંજ નહીં પણ આ ૩૭ મી કડી પણ તેમાં નથી. આમ છતાં ढ ની પ્રાચીનતાનો ખ્યાલ રાખતાં તેમજ મૂળ સંસ્કૃત મહાભારતનાં પેટાપર્વો જોતાં २१ મે કડવેથી વિરાટપર્વનો આરમ્ભ માનવો યોગ્ય લાગે છે. गा પ્રતિ २१ મેથી શરૂ કરી ત્યાં મઝૂંલની છ કડીયો આરમ્ભમાં આપે છે. સમ્ભવે છે કે—નાકરેજ દ્વિતીયાવૃત્તિ વખતે આ કડીયો રચી ઊમેરી હોય.

ढની સ્થિતિ જોતાં તેમાં સભાપર્વથી ગણતાં કડવાંઓ ६५ થવા સમ્ભવ છે. પરન્તુ એક મોટી મુશ્કેલી તેમાં પ્રાપ્ત થાય છેઃ તે પણે

સ્થળે સાથેજ ચાલુજ કડીના આંકે ચાર–પાંચ અને નવ સુધી કડવાં આપે છે, ત્યાં છેલ્લા કડવાનો આંક આપે છે; આથી કડવાં ક્યાં ક્યાં પૂરાં થઇ નવાં આરમ્ભાય છે, તે પકડવું મુશ્કેલ છે. क–ङ પ્રતિયો તેવા પ્રસઙ્ગે તે આખા કડીના સમૂહને એકજ કડવું માને છે. વળી કેટલેક સ્થળે કડવાં જુદી જુદી કડીયોથી આરમ્ભાય છે. તે તે સ્થળે મુદ્રિત પ્રતિમાં નિર્દેશ સ્ફુટ રીતે કરવામાં સાવચેતી રાખી છે. કાવ્યને અન્તે "ʻʻ રાગ પજાર નિ કડ્વા પાંસઠિ—ઊપર ખાસ ખ્યાલ રાખ્યો છે. અહીં સંવાદિત ન કરેલી એવી અનેક હાથપ્રતોમાં આ જાતનો ઉલ્લેખ છે, અને ड ભલે વચ્ચે કડવાં અલગ નથી છતાં જ્યાં જ્યાં આંક આપે છે, ત્યાં સાચો આપે છે; એટલે બીજી પ્રતિયોયે જ્યાં જ્યાં કડવાં અલગ પાડ્યાં છે, ત્યાં ત્યાં તેનો ખ્યાલ કરી પ્રસઙ્ગ ન તૂટે તે રીતે કડવાં અલગ પાડ્યાં છે. સમગ્ર કાવ્યમાં પદ "અષ્ટાદશ શત પચાશ" છે. અહીં ૧૮૫૩ મળે છેજ. જુદી જુદી પ્રતિયોમાં જુદા જુદા આંક મળે છે પણ તે કોઇ વિરાટ-પર્વના ૨૨માં કડવેથી આરમ્ભાતી કે ૨૦ મેથી આરમ્ભાતીના હોય છે. ड પ્રાચીન હોવાથી ૬૦મા કડવા સુધી તો તેના ઊપરજ મદાર બાંધવામાં આવ્યો છે; ત્યાંસુધીમાં ड માં ૧૬૭૨ પદ છેજ; મુદ્રિતમાં ૧૬૭૧ થાય છે. (ड માં આંકફેર ખાસ લહિયાની ભૂલનો છે.)

આખા વિરાટપર્વમાં રાગ પજારનો ઉલ્લેખ છે. ड ને ढ ને આધારે ૧૫ રાગ નીકળે છેજઃ—

રાગ કડવાં

૧. કેદારો— ૧–૭;
૨. રામગ્રી— ૮–૧૧, ૧૪, ૪૮–૫૦;
૩. સામેરી— ૧૨–૧૩, ૩૬–૪૧, ૬૧–૬૪;
૪. વિરાડી— ૧૫–૧૬, ૨૭–૩૪, ૫૫;
૫. આંદોલ (ગુડી)—૧૭–૧૮;

૬. કાલેરો— ૧૯;
૭. ગુડી— ૨૦–૨૬;
૮. ભૂપાલ— ૩૫, ૬૫;
૯. આશાવરી—૪૨–૪૬;
૧૦. કેદાર (ગુડી)—૪૭;
૧૧. ધનાશ્રી— ૫૧, ૬૨;
૧૨. મલ્હાર— ૫૨–૫૩;
૧૩. સોરઠ— ૫૪;
૧૪. સીંધૂ— ૫૬–૫૮;
૧૫. મારૂ— ૫૯–૬૦.

ઙ પ્રતિમાં રાગો કિયા કિયા તાલે ગાવાના તેનો પણ ઉલ્લેખ છે. આમ શુદ્ધ રાગ ૧૩ અને ગુડીથી મિશ્ર એ મળી ૧૫ પન્દર રાગ છે.

## ૪. વિષ્ણુદાસનું ઉદ્યોગપર્વ

આ પર્વ પ્રથમવારજ અહીં પ્રસિદ્ધ થાય છે. તેની એક અર્વાચીન પ્રતિ (Press copy) મુમ્બાઇ ગૂજરાતી પ્રેસમાંથી ભાઇ નટવરલાલ ઈ. દેસાઇદ્વારા પ્રાપ્ત થઇ છે. વિષ્ણુદાસની ભાષાનો સમ્પૂર્ણ ખ્યાલ રાખી, તેનું અહીં સમ્પાદન કરવામાં આવ્યું છે.

આ રીતે પ્રથમવારજ અહીં મહાભારત ગ્રન્થ—૩.જામાં આ બે પર્વો પ્રસિદ્ધ થાય છે. યથાશક્તિ તે બન્ને પર્વોનું સમ્પાદન કરી, ગૂજરાતી જનતા સમક્ષ ધરૂં છું. આના સમ્પાદનમાં હું કેટલો સફળ થયો છું, તેનો ખ્યાલ માત્ર જૂની ગૂજરાતીના અભ્યાસી વિદ્વાનોનેજ આવશે. આશા રાખું છું કે મારા પૂર્વેના બે ગ્રન્થોની માફકજ ગુણજ્ઞ વિદ્વાનો આને પણ સત્કારી મારા કાર્યને ઉત્તેજિત કરતા રહેશે.

અહીં પ્રસિદ્ધ થતાં પર્વોની બધીજ પ્રતિયો મારા મિત્રો રા. હીરાલાલ ત્રિ. પારેખ, ભાઇ નટવરલાલ ઇ. દેશાઇ અને રા. અમ્બાલાલ બુ. જાની દ્વારા મેળવવા હું ભાગ્યશાળી થયો છું. આ મારા ત્રણે મિત્રોનો આટલોજ મારા ઊપર ઉપકાર છે, એટલુંજ નહીં પણ અનેક રીતે મને પ્રસિદ્ધિમાં લાવવા તેઓના પ્રયત્નો જારી છે અને એવા અનેક ઉપકારો ચાલૂ છે; તેમના ઋણનો અંશ માત્ર પણ ચૂકવવાની મારામાં શક્તિ નથી; છતા અહીં આ વાચિક આભાર માની સન્તોષ લઉં છું. એ ખનો આપવા બદલ સ્વ. હરિશઙ્કર શાસ્ત્રીનો અને મણ્ડલિકના શિલાલેખની નકલ આપવા બદલ પ્રો. ન. ભો. પુરોહિતનો અહીં આભાર માનું છું.

એક છાપખાનાના મેનેજર તરીકે હું સારી રીતે અનુભવી શક્યો છું કે મારા જેવાની શાસ્ત્રીય જોડણીવાળી ભાષા અને જૂનાં કાવ્યોની ભાષા મુદ્રાક્ષરોમા ગોઠવના બીબા ગોઠવનારાઓને કેટલી તકલીફ વેઠવી પડે છે. આ અગવડ ને તકલીફનો ખ્યાલ ન લેતાં આદર્શ સ્વરૂપમા છાપી આપનારા જ્ઞાનમન્દિર–પ્રેસના માલેક રા શઙ્કરરાય અ. સૈયદનો હું આભારી છું. — અને આવા સત્કાર્યોને પ્રસિદ્ધિમા લાવવાની અર્થસાધ્ય ક્રિયામાં બદ્ધ–પરિકર શ્રી ફોર્બસ ગૂજરાતી સભાના કાર્યવાહક મણ્ડળનો સહુથી વધૂ આભારી છું.

મહાભારત ગ્રન્થમાળામાનો આ ત્રીજો પ્રયત્ન પરમ કૃપાળુ મહાભારત—સૂત્રધાર શ્રીકૃષ્ણચન્દ્રજીના ચરણસરોજમાં અર્પી આ પ્રસ્તાવના અહીં પૂર્ણ કરૂં છું.

ફાલ્ગુન સુદિ તૃતીયા
મઙ્ગળવાર
વિ. સં. ૧૯૯૨
તા. ૨૫ઃ૨ઃ૩૬

કેશવરામ કાશીરામ શાસ્ત્રી

———x———

श्रीकृष्णः ।

# ઉપોદ્‌ઘાત

## વિરાટ્‌પર્વ

સાં. ૧૬૦૧થી મહાભારતના દેશીબદ્ધ પર્વોની નાકરે શરૂઆત કરેલી; તેમાંનુંજ આ તેનું પ્રથમ વિરાટપર્વ આજે પ્રથમ વાર ગૂજરાતી જનતા સમક્ષ રજૂ થાય છે. નાકર જેવા ઉદારચરિત મહાપુરૂષે સ્વતન્ત્ર રીતે પ્રાયઃ પોતાના કાવ્યો જનતાના સદુપયોગ માટે રચી આપ્યાં છે. આ વિરાટપર્વ તેવુંજ એક સ્વતન્ત્ર કાવ્ય છે. કથાનું વસ્તુ સંસ્કૃત મહાભારતમાથી તેણે લીધેલું છે, એટલુંજ. આ રીતે એક સ્વતન્ત્ર કવિની શક્તિ કેટલી છે, તે તેનાં આવાં કાવ્યોમાથી પારખી શકાય છે. આ વિરાટપર્વાન્તર્ગત કડવાં ૩-૧૩ મા આવતા સભાપર્વ ઊપર વારી જઈ કાશીસુત શેધજીયે પોતાના સુન્દર અને સ્વતન્ત્ર સભાપર્વના અન્તભાગમા ૨૨મે કડવેથી એનાં એ કડવાં આપ્યાં છે; જ્યારે તેજ પ્રસઙ્ગનું કાશીસુત શેધજીનું દ્રૌપદીવસ્ત્રાહરણ જુદુંજ છે; (જેની એક માત્ર પ્રતિ મને મળેલી, જે અત્યારે શ્રી ફોર્બસ ગૂજ. સભાના સંગ્રહમાં છે.)

તેનાં અન્ય કાવ્યો કરતા આ કાવ્ય અનેક રીતે ચઢિયાતું દીસે છે. જો કે વિરાટનગરમાં પાણ્ડવોનો ગુપ્તવાસ, કીચકવધ અને ગોગ્રહ એ ત્રણ આકર્ષક પ્રસઙ્ગો આમાં આવી જતા હોવાથી સ્વાભાવિક રીતે જ કવિને પ્રસઙ્ગો રસિક કરવાની ઇચ્છા રહે છે; છતાં

પણ કવિની કલમમાંજ જો કસ ન હોય તો મનહરે જેમ આદિ-પર્વ રચ્યું છે, તેવુંજ કથામાત્ર કહી જાય.

કવિ કરુણરસ બહલાવવા માગે છે, ત્યારે તેનાં પ્રસઙ્ગોચિત કથાનકો ગોઠવી શ્રોતાઓને રોવડાવવા સમર્થ થઇ શકે છે. કડવું ૧૧ મું, કડવું ૧૬ મું, કડવાં ૪૮–૫૦, અને સુદિષ્ણાનો કલ્પાન્ત કડવું ૫૪ મું), એ તેનાં ઉદાહરણો છે.

આખા કાવ્યમાં કીચકવધનો પ્રસઙ્ગ આકર્ષક છે. સાળીઓ-ના જોરનું સારું ટીખળ કવિ અહીં આપે છે. મૂળ મહાભારત કરતાં પણ કવિ અહીંનો પ્રસઙ્ગ રસિક બનાવે છે. ભીમ-કીચક-યુદ્ધ-વખત-નો વીરરસ અને કીચકના મડદાને ભારોટમાંથી કાઢ્યા પછીનો ભયાનક રસ દેશીબદ્ધ કાવ્યોના પ્રેમાનન્દ પૂર્વના રચનારાઓમાં નાકરને અગ્ર સ્થાન આપે તેવા છે.

કવિ પ્રસઙ્ગે યોગ્ય અલઙ્કારો ઊતારવામાં સચેત રહે છે. દ્રૌપદી-ના શરીરનું વર્ણન બે એક સ્થળે કવિ આપે છે, ત્યાં સાદા ઉપમા-ઉપેક્ષા-રૂપક અલઙ્કારો તે પ્રયોજે છે. દેશીબદ્ધ કાવ્ય રચનારાઓનું મુખ્ય ધ્યેય અલઙ્કારાદિકથી ભાષાને ભરચક ન કરતાં લોકો કેમ કથાભાગ સરળતાથી સમજી શકે તે તરફ હોય છે, એટલે તેનો વાપર ઓછો રહે છે; છતાં પ્રસઙ્ગ મળતાં સારો કવિ તેને જતો નથીજ કરતો.

કવિ નાકરના સમયમાં શુકનાદિમાં માનવાની પ્રથા બહુજ સારા પ્રમાણમાં જોર કરી ગયેલી જણાય છે. પ્રાચીન આર્યોમાં આ પ્રથા હતી કે નહીં તેનો પત્તો નથી લાગતો; છતાં પુરાણકાળથી તો તે છેજ. ૧૫ મા કડવામાં પાણ્ડવો અરણ્યમાં જાય છે, ત્યાં સારાં શુકનો કવિ ગણાવે છે. અત્યારે પણ જૂના વિચારના લોકો તેણે ગણાવેલાં બધાંજ શુકનોને સારાં માને છે.

શરીરના ચિહ્નોથી–હાલચાલથી મનુષ્યના કુલાદિક જાણી શકાય, તે નાકરના સમયમા સારી રીતે પ્રચલિત હોવું જોઇયે. પાણ્ડવો એક પછી એક* જ્યારે વિરાટનગરમા પ્રવેશે છે, ત્યારે ગોવાળોના મુખમા કવિ આ વાત મૂકાવે છે. ગોપો ઓળખી જાય છે કે–આ કોઇ બેદી મનુષ્યો શહેરમા પ્રવેશ કરવા માગે છે. અને તેથી પાણ્ડવો ને મામાના મનને સન્તોષ ન વળે તેવા વાક્યો કહેવા પડે છે કવિયે વિરાટ રાજાને ભોળામા ભોળો ચીતર્યો છે. સુદિષ્ણાને પણ પણ મારીજ ચીતરે છે, પરન્તુ દ્રૌપદી એક વાર કીચકને મળે, તેવો યુક્તિથી પ્રબન્ધ કરવામા નારી–હૃદયની નબળાઇ અથવા તો ભાઇ તરફનો બ્હેનનો અતિપ્રેમ કવિ આપવા માગે છે. આ એક સુદિષ્ણામા કલંકરૂપ લાગે છે કવિની આ નબળાઇ તો નજ ગણી શકાય, પરન્તુ સ્ત્રીના હૃદય કેવા હોય છે, તેનો પરિચય માત્ર કવિ આપતો હોય તેમ લાગે છે. દુર્યોધનનૂ જક્કીપણુ, પ્રયત્નોમા નિષ્ફળ છતા એક પછી એક પ્રયત્નો પાણ્ડવોને હેરાન કરવાના કરવા તરફ તેની મૂર્ખાઇ–ભરેલી વૃત્તિ, એ વગેરે ચીતરવામા કવિ ઔચિત્યનો સમાદર બરોબર કરતો લાગે છે

કેટલાક પુરુષો સ્ત્રીયોના મણ્ડલમા બેસી બડાઇની વાતો હાકતા હોય છે, પણ પ્રસઙ્ગ સાપડયે પ્રીત પ્રકાશે, તેનો આબાદ દાખલો કવિ ઉત્તર કુમારના યુદ્ધભૂમિ ઉપરના સ્ત્રૈણ વર્તનથી આપે છે.

કવિ આ રીતે કાવ્યને સર્વાઙ્ગ સુન્દર બનાવવામા સાવધાન રહેતો જણાય છે કવિયે આ પૂર્વે **નલાખ્યાન** રચ્યુ છે, તે **'કહી કથા તન ટાઢું કરયૂં'** ( કડવૂ ૧૬–૧૭) એ ઉપરથી સમઝાય છે. **નલાખ્યાન** અદ્યાપિ અપ્રસિદ્ધ છે એ પ્રસિદ્ધ થતા, તે **નાકર**-ની પ્રથમજ કૃતિ હોવા છતા તેણે પોતાની શક્તિ કેવી રીતે બતાવી છે, તે ધ્યાનમા આવી શકશે. નાકરે ગુરુ–મુખેથી કથા શ્રવણ કરી પોતાના કાવ્યો વિસ્તાર્યા છે, તે વગેરે વસ્તુઓ **આરણ્યકપર્વ**ના ઉપોદ્ઘાતમા આપી હોવાથી અહી તેને પુનરુક્ત કરતો નથી.

આ કાવ્ય તેણે—

"સંવત સોલ શત એકજ ઊપરિ, માસ દામોદર સાર રે,
શુકલપક્ષ નઇ દશમી તિથિ, શુભ લગ્ન સોમવાર રે"
( કડવું. ૬૫-૧૯ )

—આમ સાં. ૧૬૦૧ના દામોદર માસ-સુદિ ૧૦ સોમવારના રોજ રચી પૂર્ણ કર્યું છે. ગણિત કરી જોતાં સાં. ૧૬૦૧ ના માર્ગશીર્ષ સુદિ ૧૦ ને દિવસે સોમવાર આવી શકે છે, એટલે દામોદર માસ એ માર્ગશીર્ષજ છે. मासानां मार्गशीर्षोऽहम्—એ પ્રસિદ્ધ છે.

તેણે હરિશ્ચન્દ્રાખ્યાન સાં. ૧૫૭૨ માં રચ્યું છે. તે પછી ૨૯ વર્ષના અનુભવ બાદ આ કાવ્યમાં તે પોતાની શક્તિનો પરિચય આપવા ઘણે અંશે સમર્થ થયો છે.

## ઉદ્યોગપર્વ

આ ગ્રન્થમાં બીજું લેવામાં આવેલું કાવ્ય તે ખમ્ભાતના કવિ વિષ્ણુદાસનું ઉદ્યોગપર્વ છે. કવિયે આ કાવ્ય ક્યારે રચ્યું, તેનો કાવ્યાન્તે કશો ઉલ્લેખ નથી. તેણે સભાપર્વ સાં. ૧૬૫૪ માં રચેલું. વન-વિરાટની રચનતિથિ જ્ઞાત નથી. તેજ રીતે ઉદ્યોગપર્વની પણ જ્ઞાત નથી. ભીષ્મપર્વ તેણે સાં ૧૬૭૩ માં રચ્યું મનાય છે. એટલે વચ્ચેના ગાળામાં આ ઉદ્યોગપર્વની રચના સમ્ભવે. સાં. ૧૬૬૦ માં તેણે રામાયણ રચી પૂર્ણ કર્યું છેજ. (જુવો આરણ્યક-ઉપોદ્ઘાત પૃ. ૪૭)

સભાપર્વ અને ઉદ્યોગપર્વના અન્ત ભાગ લગભગ મળતાજ; સરણી એકજ છે; સંસ્કૃત મહાભારતનાં કથાનકોનું શૃંખલાબદ્ધ અનુસરણ સમાન છે. આ વગેરે જોતાં મહાભારત ગ્રન્થ પ્હેલામાં છપાયેલ સભાપર્વનો કર્તા અને આ ઉદ્યોગપર્વનો કર્તા એકજ છે.

ભારતનું શ્રવણ યા વાચન કરી પોતાનાં પર્વ ભાષામાં પ્રયોજ્યાં છે, તે ક્યાંયથી પ્રાપ્ત થતું નથી. કવિ હરિદાસના આદિપર્વમાં સ્વીકૃત કથાનકો પૂનાની સાર્વદેશિક પ્રતિનાં કથાનકોનાં અસલ નામોને ઘણી વાર મળતાં આવે છે. પ્રક્ષેપોનું અનુકથન નથી મળતું. આ રીતે મૂળ મહાભારતનો અસલ ભાગ કિયો, તે આવા ભાષાનાં પર્વોની મદદથી પણ જાણી શકાય છે. એ રીતે પણ આ ભાષાનાં પર્વોની પ્રસિદ્ધિ ઉપયોગી થઈ પડે છે.

## દેશી-બન્ધ

સામાન્ય રીતે આપણે ત્યાં પ્રાયઃ સર્વ કાવ્યો દેશીબન્ધમાં જ મળે છે. આ દેશીબન્ધનો આરમ્ભ ક્યારથી? આના સમ્બન્ધમાં રા. કનૈયાલાલ મુનશીએ પોતાના અંગ્રેજી ગ્રન્થ Gujarata and its Literature ના Appendix ના પૃ. ૩૮૨ મે સૂચન કર્યું છેઃ—

"Desi metres could be sung to melodies (राग) which are also known as desi. According to the *Sangita Ratnakara* of Sarangadeva (13th century), desi is the music, singing and dancing which is pleasing to the tastes of people in different countries."

આમ દેશીનો ઉલ્લેખ ઇ. સ. ૧૩મી સદીમાં પ્રાપ્ત થાય છે. રા. મુનશી આ પ્હેલાં તેજ પૃષ્ઠ ઉપર લખે છે કેઃ—

"*Gitagovinda* has one prabandha in desi (Canto V). Old Gujarati rasas and akhyanas are made up Kadvans, garabis and padas in desi frequently interspered with other kinds of metres. Among the popular desi metres in Guja-

rati are Parbhatian-, Pada, Gita, Garabo, Garabi, Masa, Arati, etc."

એ વિભાગોનો નામનિર્દેશ તેમના બાહ્ય સ્વરૂપ પૂરતો તો અવશ્ય આદરણીય છે પરન્તુ આ બાહ્યનિર્દેશ નામત્વે પૃથક હોવા છતાં આન્તર સ્વરૂપે બ્યક્તિયેની રચનામાં નિમ્ન વિભાગમાં વિભક્ત થઇ શકે છે.

**પ્રભાતિયાં**—સામાન્ય રીતે ઝૂલણામાં,
**પદ, ગરબા. ગરબી. માસ અને આરતી**—સામાન્ય રીતે **ચોપાઇ દાવટીમાં;** આ ચોપાઇ દાવટીના બે ભેદ ૧ મરૈયાની રાહે અને ૨. હરિગીતની રાહે.
**કડવાં**—આમાં **ચોપાઇ દાવટી** આવવા ઉપરાંત **ચોપાઇ** (ચાલૂ ચોપાઇ અને જેકરીની ઉપજાતિ, ક્વચિત ચરણાકુલ પણ ) અને **દ્વિપદીયો.**

રા. મુનશી ઉપર ગીતગોવિન્દના પાચમાં પ્રબન્ધમાં **દેશી** હોવાનો ઉલ્લેખ કરે છે, તે આ હોવા સમ્ભવ છે—

" सचरदधरसुधामधुरध्वनिमुखरितमोहनवंश
चलितदृगञ्चलचञ्चलमौलिकपोलविलोलवतंसम् ।
रासे हरिमिह विहितविलासं
स्मरति मनो मम कृतपरिहासम् ॥ ध्रुवम् ॥ २ ॥
चन्द्रकचारुमयूरशिखण्डकमण्डलवलयितकेशम् ।
प्रचुरपुरन्दरधनुरनुरञ्जितमेदुरमुदिरसुवेशम् ॥ रासे०
॥ ३ ॥" વગેરે

તેમણે "one prabandha in desi (Cant V)" લખ્યું છે, તેને સર્ગ ગણિયે તો તે પાચમા સર્ગમાં બે પ્રબન્ધ છે. તે આ—

१. " वहति मलयसमीरे मदनमुपनिधाय
स्फुरति कुसुमनिकरे विरहिहृदयदलनाय ॥ १ ॥
तव विरहे वनमाली, सखि सीदति ॥ ध्रुवम् ॥
दहति शिशिरमयूखे मरणमनुकरोति ।
पतति मदनविशिखे विलपति विकलतरोऽति ॥
तव वि० ॥ २ ॥"
( प्रबन्ध १० )

[ તેને માથે દેશી વિરાડી રાગેણ એમ લખ્યું છે, તેથી કદાચ રા. મુનશી આનેજ માત્ર દેશી ગણતા હશે.)

२. " रतिसुखसारे गतमभिसारे मदनमनोहरवेशम् ।
न कुरु नितम्बिनि गमनविलम्बनमनुसर तं हृदयेशम् ॥१॥
धीरसमीरे यमुनातीरे वसति वने वनमाली ।
गोपीपीनपयोधरमर्दन चञ्चलकरयुगशाली ॥ ध्रुवम् ॥
नामसमेतं कृतसंकेतं वादयते मृदु वेणुम् ।
पतति पतत्रे विचलति पत्रे शङ्कितभवदुपयानम् ॥
धीर० ॥ २ ॥"
( प्रबन्ध ११ )

ઊપરનાં ત્રણ અવતરણોમાંથી રા. મુનશીને વચ્ચેનું ઇષ્ટ હશે; છતાં ત્રણે અવતરણો જોવાથી ખાતરી થઇ શકશે કે ત્રણે **દેશી** છે; ૧. ૨૮ માત્રાના સવૈયાની; ૨. ૨૦ માત્રાની દ્વિપદી; ૩ ૨૮ માત્રાની-સવૈયાની ચાલ (૧ લી મુજબજ-માત્ર તફાવત એજ કે પ્હેલી ૧૬ માત્રામાં ૮-૮ માત્રાને અન્તે અન્ત્યાનુપ્રાસ છે. (આવાં કવિ પ્રેમાનન્દ વગેરેનાં પદો ઘણાં છે; ત્રિભંગી છન્દનું આમાં અનુકરણ દેખાય છે.)

આ રીતે તપાસતાં પ્રબન્ધ ૩ જો-૪ થો-૬ ઠ્ઠો-૮ મો-૧૫ મો-૧૭ મો-૨૦ મો-૨૨ મો-૨૩ મો ૨૮ માત્રાની સવૈયાની ચાલના; ૭ મો એ હરિગીતની ચાલનો:—

" मामियं चलिता विलोक्य वृतं वधूनिचयेन ।
सापराधतया मयापि न वारितातिभयेन ।
हरिहरि हतादरतया गतासा कुपितेव ॥ ध्रुवम् ॥ ३ ॥
किं करिष्यति किं वदिष्यति सा चिरं विरहेण ।
किं धनेन जनने किं मम जीवितेन गृहेण ॥
हरिहरि० ॥ ४ ॥"

૯ મો  ચોપાઇ (ચરણાકુલ) માંઃ—

" स्तनविनिहितमपि हारमुदारम् ।
सा मनुते कृशतनुरिव भारम् ।
राधिका तव विरहे केशव ॥ ध्रुवम् ॥ १ ॥
सरसमसृणमपि मलयजपङ्कम् ।
पश्यति विषमिव वपुषि सशङ्कम् ॥ राधिका० ॥ २ ॥"

તેવોજ ૧૨ મો–૧૪ મો–૧૬–મો ( તો હ્રસ્વાન્ત ચોપાઇનો જ છે,)—૧૮ મો છે.

૨૪ મો દીર્ઘાન્ત ૨૯ માત્રાના સવૈયાની ચાલનો છે. આ ઉપરાંત રહ્યા ૧ લો–૨ જો–૧૩ મો–૧૯ મો–૨૧ મો.

૧ લો ગુજરાતીમાં પ્રયોજાયેલ પ્રાપ્ત નથી; ૨ જો. પ્રચલિત આરતીયોની શાહનો છે; ૧૩ મો—

कथितसमयेऽपि हरिरहह न ययौ वनं
मम विफलमिदममलरूपमपि यौवनम् ।
यामि हे
कमिह शरणं सखीजनवचनवञ्चिता ॥ ध्रुवम् ॥ १ ॥
यदनुगमनाय निशि गहनमपि शीलितं
तेन मम हृदयमिदमसमशरकीलितम् ॥ यामि हे० ॥२॥ "

પ્રચલિત ઝૂલણા છન્દની લીટીની પ્રથમ ૨૦ માત્રાવાળું પદ સ્પષ્ટ સ્વરૂપે આ છે.

કે કાં તો ચોપાઇ (ઉપજાતિમાં) હોય છે; તેમ દ્વિપદીયો પણ કેટલીક વાર હોય છે.

પ્રસઙ્ગોપાત્ત આટલું આપણી દેશીયોના સમ્બન્ધમાં અહીં લખવામાં આવ્યું છે. ઉપોદ્‌ઘાતમાં આ જરા અસઙ્ગત લાગશે; પરન્તુ તે ક્ષમ્ય ગણાશેજ.

મીઠાખળી, અમદાવાદ<br>તા. ૬-૩-'૩૬<br>સાં.'૯૨, ફાલ્ગુન સુદિ ૧૩, શુક્ર } કેશવરામ કાશીરામ શાસ્ત્રી

# અનુક્રમણિકા


| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ મુખપૃષ્ઠ ... ... ... ... ... | | ૧ |
| ૨ પ્રસ્તાવના... ... ... ... ... | | ૧-૨૦ |
| ૩ ઉપોદ્ઘાત... ... ... ... ... | | ૨૧-૩૨ |
| ૪ અનુક્રમણિકા ... ... ... ... | | ૩૩-૩૬ |
| ૫ વિરાટ પર્વ ... ... ... ... | | ૧-૨૩૪ |
| ૧ કથારમ્ભ... ... | (કડવાં ૧—૨૧) | ૩-૭૦ |
| ૧ આદિપર્વ ... ... | ( ,, ૨ જું ) | ૬-૮ |
| ૨ સભાપર્વ ... ... | ( ,, ૨—૧૩ ) | ૮-૪૪ |
| ૩ આરણ્યકપર્વ ... ... | ( ,, ૧૪—૨૧ ) | ૪૪-૭૦ |
| ૧ વૈરાટપર્વ... ... ... | ( ,, ૨૨—૪૧ ) | ૭૧-૧૩૫ |
| ૧ ગુપ્તવાસ વિષે ધૌમ્યને પ્રશ્ન ધૌમ્યનો ઉત્તર અને દેવીસ્તુતિ | ( ,, ૨૨ ) | ૭૧-૭૫ |
| ૨ પાણ્ડવનિર્વેદ અને ગુપ્તવાસ-સંકેત ... ... ... | ( ,, ૨૩—૨૪ ) | ૭૫-૮૬ |
| ૩ પાણ્ડવોનો વિરાટનગર-પ્રવેશ | ( ,, ૨૫—૩૫ ) | ૮૬-૧૧૬ |
| ૪ નારદનું દુર્યોધન પાસે જવું | ( ,, ૩૬ મું ) | ૧૧૬-૧૧૯ |
| ૫ જીમૂતનું પાણ્ડવોની શોધમાં જવું અને વિરાટનગર-પ્રવેશ | ( ,, ૩૭—૩૮ ) | ૧૧૯-૧૨૭ |
| ૬ જીમૂત-કીચક-કુસ્તી, કીચક-પરાજિત અને ભીમને રાજાનું આહ્વાન... ... ... | ( ,, ૩૯ મું ) | ૧૨૭-૧૩૦ |
| ૭ ભીમનો સભાપ્રવેશ અને ભીમ-જીમૂત-કુસ્તી, જીમૂતનું મૃત્યુ | ( ,, ૪૦ મું ) | ૧૩૦-૧૩૫ |

૧૯ મો—

" यदसि यदि किंचिदपि दन्तरुचि कौमुदी
हरति दरतिमिरमतिघोरम् ।
स्फुरदधरशीधवे तव वदनचन्द्रमा
रोचयतु लोचनचकोरम् ॥ १ ॥
प्रिये चारुशीले
मुञ्च मयि मानमनिदानम् ।
सपदि मदनानलो दहति मम मानसं
देहि मुखकमलमधुपानम् ॥ ध्रुवम् ॥
सत्यमेवासि यदि सुदति मयि कोपिनी
देहि खरनखरशरघातम् ।
घटय भुजबन्धनं जनय रदखण्डनं
येन वा भवति सुखजातम् ॥ प्रिये० ॥ २ ॥"

પ્રચલિત ઝૂલણામાં ૨૦+૧૭=૩૭ માત્રાઓ છે, જ્યારે આમાં ૨૦+૧૪+૩૪ માત્રાઓ છે. અન્ત્ય ગા ને લગાગા કે લલલગા કરવાથી પ્રચલિત નરસિંહનો ઝૂલણા નિષ્પન્ન થાય છે.

અને ૨૧ મો—

" मञ्जुतरकुञ्जतलकेलिसदने ।
विलस रतिरभसहसितवदने ॥ १ ॥
प्रविश राधे माधवसमीपमिह ॥ ध्रुवम् ॥
नवभवदशोकदलशयनसारे
विलस कुचकलशतरलहारे ॥ प्रविश० ॥ २ ॥"

આમાં બેજ લીટીયો છે, જેમાંની ૧ લી ૧૭ માત્રાની અને પ્રચલિત ઝૂલણાની લીટીની પાછલી ૧૭ માત્રાઓના સ્વરૂપમાં છે. બીજી લીટી ૧૫ માત્રાની છે—જેમાં વચ્ચે બે માત્રા ઉમેરવાથી ૧૭ માત્રાની પઙ્ક્તિ જેવું સ્વરૂપ થઈ શકે.

. આટલું અહીં લખવા પ્રયોજન એ કે આપણી સમગ્ર **દેશીયો** જયદેવ જેટલી જૂની છે. ૩૪ માત્રાનો **ઝૂલણા** પણ પ્રાપ્ત છે. તેની લીટીના બે ટૂકડા જુદા જુદા પ્રચારમાં હતાજ. કાંતો ૩૪ માત્રામાં ત્રણ માત્રા ઉમેરાયે **નરસિંહનો ઝૂલણા** આવ્યો કે-આ બે જુદાં પ્રબન્ધ ૧૭ અને ૨૧ માના સમ્મીલનથી નિષ્પન્ન થયો.

આ રીતે **નાકર**–વિષ્ણુદાસે પ્રાચીન પ્રણાલીને ખ્યાલમાં લઇ દેશીયો રચી છે. બેશક આપણી આ દેશીયોમાં અને જયદેવની દેશીયોમાં ભેદ છે. આપણે ત્યાં ઢાલની પૂર્વેની ૧ કડી કે ૧થી વધુ ઘણું કરી ત્રિપદી જેવી હોય છે; **ઢાલથી** પ્રચલિ **ચોપાઇ દાવટી** , શરૂ થાય છે અને ઘણું કરી કડવાને અન્તે **ઊથલો** કે **વલણ** અને કાઠિયાવાડ બાજૂના કવિયોમા કડવાને બદલે સળંગ કાવ્યબન્ધ (ઢાલની કડીયોનો અભાવજ) અને વચ્ચે પ્રસંગ બદલાય ત્યાં **ધ્રુવ છાયો;** જ્યારે જયદેવમા ઢાલ પૂર્વની કડીયો લગભગ **સરખી** હોવા છતા **આઠજ** પદો અને **ઊથલો** કે **વલણ** નહીજ. આ વિકાસ આપણો પછીનો છે, **દેશીનો** એ વિકાસ કદાચ ગુર્જર-દેશવાસીયોને આભારી હોવા પૂરો સમ્ભવ છે.

**ભવિસયતકહામાં** ઘત્તા દોહાના પૂર્વસ્વરૂપ જેવી છે. એક ઘત્તા પછી-ચોપાઇજ ચાલે છે અને તુલસીકૃત રામાયણની રચના જેવોજ ખ્યાલ આપે છે. વસ્તુસ્થિતિયે તુલસીકૃત **રામાયણની** આજ પદ્ધતિ છે. બાકી પ્રાચીન ગુર્જરકાવ્યસંગ્રહમાં પ્રસિદ્ધ થયેલા રાસ–ફાગ વગેરેમા નાના કડવાઓ આવે છે. નરસિંહ નાના પદોજ રચે છે. માત્ર તેની **ચાતુરીયોમા** ઢાળ ને વલણ છે. પરન્તુ પ્રચલિત કડવાઓનાં **વલણથી** આ વલણ તદ્દન ભિન્ન છે; ઢાલ લગભગ મળે છે. એ પદ્ધતિ પ્રાયઃ જયદેવને અનુરૂપ છે. કાઠિયાવાડી કવિયોનાં લાંબા પ્રબન્ધો પૂર્વછાયાવાળા ક્યાથી છે, તે શોધવું હજૂ બાકી રહે છે. નરસિંહના નાના પદો ઝૂલણામાં, કાં તો ચોપાઇ દાવટીમાં

૨ કીચકવધપર્વ... ... ..( ,, ૪૨—૫૫) ૧૩૫-૧૯૨
૧ કીચકનું સાજું થવું અને
વિરાટરાજને મળવા જવું... ( ,, ૪૨ મું ) ૧૩૫-૧૩૮
૨ સુદેષ્ણાને મળવા જવું; ત્યાં
દ્રૌપદીનું કીચકે કરેલું દર્શન,
દ્રૌપદીને મેળવવા બ્હેનને વીનતી( ,, ૪૩ મું ) ૧૩૮-૧૪૦
૩ સુદેષ્ણાએ કીચકને વાળવો,
છતાં કીચકે ન માનતાં નોકરોને
દોડવા ... ... ...( ,, ૪૪ મું ) ૧૪૧-૧૪૩
૪ દ્રૌપદીને માર્ગમાં અટકાવણ ને
કીચક તરફથી પડકાર ... ( ,, ૪૫ મું ) ૧૪૪-૧૪૬
૫ દ્રૌપદીને કીચક તરફથી તકલીફ ( ,, ૪૬—૪૭) ૧૪૭-૧૫૫
૬ દ્રૌપદીનું બચાવ માટે પતિઓ
પાસે જવું ... ... ( ,, ૪૮—૫૦) ૧૫૬-૧૭૦
૭ ભીમના સંકેત મુજબ દ્રૌપદીએ
કીચકને રાત્રિનો સમય આપવો( ,, ૫૧ મું ) ૧૭૧-૧૭૫
૮ ભીમ-કીચક-દ્વન્દ્વ ને કીચકવધ( ,, ૫૨—૫૩) ૧૭૫-૧૮૨
૯ કીચક-શબ-શોધ... ...( ,, ૫૪ મું ) ૧૮૩-૧૮૪
૧૦ સુદેષ્ણાવિલાપ અને સૌએ
કીચક-દાહ ... ... ( ,, ૫૫ મું ) ૧૮૫-૧૯૨
૩ ગોહરણપર્વ... ... ...( ,, ૫૬—૬૬) ૧૯૨-૨૨૫
૧ વિરાટ-ગોહરણ માટે દુર્યોધનની
તૈયારી ... ... ...( ,, ૫૬ મું ) ૧૯૨-૧૯૫
૨ દક્ષિણગોહરણ અને યુદ્ધ ... ( ,, ૫૭—૫૮) ૧૯૫-૨૦૪
૩ ઉત્તરગોહરણ ને ઉત્તર કુંવરનું
અર્જુન સાથે જવું ને વિજય( ,, ૫૯—૬૧) ૨૦૪-૨૧૬
૪ પાંડવોનું જાહેર થવું ... ( ,, ૬૨—૬૬) ૨૧૬-૨૨૫
૪ વૈવાહિકપર્વ... ... ...( ,, ૬૭—૭૨) ૨૨૫-૨૩૪
૧ જાહેરમાં પાંડવ-અભિષેક ને
લગ્નની તૈયારી ... ...( ,, ૬૭ મું ) ૨૨૫-૨૨૮

૨ ઉત્તરા-અભિમન્યુ-વિવાહ ( „ ૬૫ મું ) ૨૨૮-૨૩૩

૬ ઉદ્યોગપર્વ... ... ... ... ૨૩૫-૩૦૮

૧. ઉદ્યોગપર્વ... ... ...( „ ૧—૩ ) ૨૩૭-૨૪૫
૧ યુદ્ધમન્ત્રણા ને ઉદ્યોગ ...( „ ૧—૨ ) ૨૩૭-૨૪૧
૨ દુર્યોધન-અર્જુન-દ્વારિકા-ગમન( „ ૨—૩ ) ૨૪૧-૨૪૨
૩ શલ્યને દુર્યોધનનું વરણ ને સેનાસઞ્ચય ... ...( „ ૩ જું ) ૨૪૨-૨૪૫

૨ સઞ્જયયાનપર્વ ... ...( „ ૪—૭ ) ૨૪૫-૨૫૩
૧ યુધિષ્ઠિર-પુરોહિતનું દુર્યોધન પાસે વિષ્ટિ માટે આવવું ...( „ ૪ થું ) ૨૪૫-૨૪૭
૨ યુધિષ્ઠિર પાસે સમાધાન માટે સઞ્જયનું આવવું ... ( „ ૫—૭ ) ૨૪૭-૨૫૩

૩ પ્રજાગરપર્વ ... ...( „ ૭ મું ) ૨૫૩-૨૫૪
૧ વિદુરનો ધૃતરાષ્ટ્રને ઉપદેશ...( „ „ ) „

૪ યાનસન્ધિપર્વ ... ...( „ ૮—૯ ) ૨૫૪-૨૫૮
૧ ધૃતરાષ્ટ્ર-પરિતાપ ...( „ ૮ મું ) ૨૫૪-૨૫૬
૨ દુર્યોધનને સમઝાવવાનો પ્રયત્ન( „ ૯ મું ) ૨૫૭-૨૫૮

૫ ભગવદ્યાનપર્વ ... ... ( „ ૧૦—૧૮) ૨૫૮-૨૮૧
૧ કૃષ્ણને વિષ્ટિયે જવા વીનતી...( „ ૧૦ મું ) ૨૫૮-૨૬૧
૨ કૃષ્ણ-હસ્તિનાપુર-પ્રયાણ ...( „ ૧૧ મું ) ૨૬૧-૨૬૩
૩ દુર્યોધન-સભામાં કૃષ્ણજીનો પ્રવેશ ને વિષ્ટિ ... ...( „ ૧૨ મું ) ૨૬૩-૨૬૬
૪ પરશુરામ-કણ્વ-નારદનો ઉપદેશ( „ ૧૩—૧૪) ૨૬૬-૨૭૧
૫ માધવીનું આખ્યાન ...( „ ૧૫—૧૬) ૨૭૧-૨૭૬
૬ દુર્યોધનને સમઝાવટ ...( „ ૧૭ મું ) ૨૭૬-૨૭૮
૭ કૃષ્ણને કેદ કરવાની આજ્ઞા... ( „ ૧૭ મું ) ૨૭૯-૨૮૦
૮ કુન્તી-કૃષ્ણ-સંવાદ... ...( „ ૧૮ મું ) ૨૮૧ મું

૬ વિવાદપર્વ ... ... ...( „ ૧૮—૧૯) ૨૮૧-૨૮૩
૧ કર્ણને સમઝાવટ ... ...( „ „ ) „

૭ સૈન્યનિર્યાણપર્વ ... ... ( „ ૧૯ મું ) ૨૮૩-૨૮૬
૧ પાણ્ડવ સૈન્યની તૈયારી અને પ્રસ્થાન ... ... ... ( „ „ ) „
૮ ઉલૂકદૂતાગમનપર્વ ... ... ... ( „ ૨૦ મું ) ૨૮૬-૨૮૭
૯ રથાતિરથસંખ્યાનપર્વ ... ( „ „ ) ૨૮૭-૨૮૮
૧૦ અમ્બોપાખ્યાનપર્વ ... ... ( „ ૨૧—૨૫) ૨૮૮-૩૦૦
૧ અમ્બા-કથા ને ભીષ્મ-રામ-યુદ્ધ ( „ ૨૧—૨૨) ૨૮૮-૨૯૩
૨ શલ્યોત્પત્તિ ને પુરુષદેહપ્રાપ્તિ ( „ ૨૩—૨૪) ૨૯૪-૨૯૮
૩ ભીષ્મની દુર્યોધનને સમજાવટ ( „ ૨૫ મું ) ૨૯૮-૨૯૯
૪ ઉભય સૈન્યની સજાવટ ... ( „ „ ) ૨૯૯-૩૦૦
૬ વિરાટપર્વ-વિવેચન ... ... ... ૩૦૧-૩૦૬
૭ ઉદ્યોગપર્વ-વિવેચન ... ... ... ૩૦૬-૩૦૮

श्रीकृष्णः ।

श्रीरक्षेत्रवासी, देशावालकुलोत्पन्न, वैश्यकवि नाकर-विरचित

श्रीमन्महाभारते

# ४. विराटपर्व

---

## १. कथारम्भ—

### कडवूं १ लूं—राग केदारो

[ઉમયા[१]-શિવનન્દન-ગુણ વર્ણવૂં, પ્રણમૂં દુન્દલ દેવ,
જેહ તણુ પરિવાર પનોતુ, સુર-નર-મુનિ કરિ સેવ. १
[२]સિદ્ધિ બુદ્ધિ સ્રી, લક્ષ-લાભ તન, મનકામના [३]વધૂ જેહનઇ,
ગજવદન [४]મોદિક અતિ વલ્લભ, કરૂં પ્રણામ હૂં તેહનઇ. २
[५]એકદન્તુ [६]ઉજ્જવલમુખિ ઝલકઇઃ ઢલકઇ કુણ્ડલ કર્ણિ;
તે નર ભવ-જલ-પારિ ઊતરિઆ, (જે)આવ્યા [७]તહ્મારઇ શરણિ. ३
વિઘ્નહરણુ અવિરલમત્ય-દાતા, [८]ગુણનિધિ ! તૂં જસવન્ત;
ભાવ મનોરથ કરિ પરિપૂરણ, [९]ચૂરણ દુર્મતિ ભ્રન્ત. ४

---

કડવું ૧ લું— ૧ ઉમયાનન્દનને ગુણ સ્તવૂં, ગ. ૨. લક્ષ લાભ સુત જેહને, અ. ૩ બુધ્ધી જેહને; ગ પરિપૂર્ણ તેહને. અ. ૪. મોદિક વલ્લભ, સીંદાર ચરચિત જેહને અ. ૫ આ પ્હેલાં કે માં:—

"સૂંઢાળો સન્મુખ થું સ્વામી ! જેને થયો પ્રસન્ન;
મનવાઞ્છિત ફલ આપ્યૂં તેને, પૂર્યો મનોરથ મન્ન."

૬. મુખ સોહે, ઝલકિત કુણ્ડલ કર્ણ અ ૭ ગણુપતિશરણુ. ૮. ગુણનિધાન જશવન્ત છે. ૯. ટાલણુ દુર્મતિ. અ.

[10]કમલાસન-તનયા-ગુણ સ્તવિઈ, હંસવાહની માત,
વીણા-પુસ્તક-પાણ્ય-ધારિણી, વાણી વેદ-વિખ્યાત. ૫
[11]સ્તુતિ કરતાં કવિ પણ્ડિત કીધા, કાંઇ ન જાણતા [12]કર્મ,
તિમ મુઝનઇ કરુણા કરિ, માતા ! આપિ અખિલ મતિ [13]ધર્મ. ૬
શ્રીગુરુચરણિ [14]પ્રણામ કરૂં, શ્રીરામચન્દ્રનૂં ધ્યાન,
[15]જેહનઇ નામિ ભવબન્ધન કાપઇ, આપઇ નિર્મલ જ્ઞાન. ૭
ભૂમિ તણા જે જઙ્ગમ દેવ, તેહનઈ, પૂજી લાગૂં પાઇ.
(જેહનઇ) વાઇકરૂપિઆં તીર્થાદિક કરી, [16]જન્મ તે નિર્મલ થાઇ. ૮
વૈષ્ણવજન અતિ વાહલા મુઝનઇ, અહનિંશિ હરિગુણ ગાઇ,
જેહની સઙ્ગતિ અધુધ મહાશઠ, પાપી પાવન થાઇ. ૯
[17]માતુભાવ મુઝ ખોડિ મ દેશુ, દીન [18]વીનતી દાખઇ,
બાલ થકુ જે માતપિતાનઇ, જે બોલઇ તે સાંખઇ. ૧૦

૧૦. કમલભૂતનયા ક. સરસ્વતીનૂં સ્મરણ કરી. અ. ૧૧. આ પહેલાં અ-બ-ક-ફ-ગ માં:—

"આદિ કુમારી સ્મરણ માત્રરે, મુઝ મુખિ* હુઇ નિવાસ;
બાહ્યાભ્યન્તર કલિમલ કાપુ, આપુ બુદ્ધિ-પ્રકાશ.
†રૂપ કલાગુણ લક્ષણ પૂરણ, ષોડશ તનિ શણગાર;
‡મણિમાણેક હીરા મુગતાફળ, તેજ તણુ નહીં પાર.

[*મૂરખ કરે. ગ મન કરિ, બ-ફ. કરે હરોને વાસ. અ. †ઠાકઠ કલા. અ. ‡પાયે નેપૂર ઝરઝરવ ઝિઝ્ઝિણી, કટી મેખલા રણકાર ફ.]

૧૨. મર્મ ફ. ૧૩. મર્મ ક. આપો મુખ્ય પ્રકામ. અ. ૧૪. પ્રતાપે કરી. અ. ૧૫ નામ માત્રે ભવ-બ-ક-ફ; અર્થ-ગ. ૧૬. જન તો નિર્મલ થાય. અ. ૧૭ આ પહેલાં અ-ક-ફ-ગ માં—

"કવિજન કેરી* પાય રેણુ જે, વન્દી મસ્તકિ ધરિઇ;
દીન દાસનો દાસ જાણીનિ, †મુઝનિ અનુગ્રહ કરિઇ.
જાણિ માનભાવ ‡મહીં મોય, પેટ મહીં સિન્ધુ સરખા;
જેહની નિર્મલ વાણી સુણતાં, આપમતિ મન્દ હરખા.

ગણુપતિ, સરસ્વતી, ગુરુ, ઇષ્ટ દેવ, વિપ્ર, વૈષ્ણવ, કવિજન;
[૧૯]તેહ તણી કૃપા મુઝ ઊપરિ; હરિગુણ કહિવા મન. ૧૧

અવર દેવ તે ક્ષુદ્ર બાપડા ? કહીં સીતાપત્ય રઘુનાથ ?
ભવસાગર–મધ્યિ નામ–નાવ રે, વાણી વેદવિખ્યાત. ૧૨
શ્રીકૃષ્ણુજીઇ પાણ્ડવ પ્રતિપાલ્યા, નિજ સેવક મનિ જાણી,
એ પાંચ તણી જિહાં કથા હોઇ, તિહાં છઠ્ઠું સારઙ્ગપાણી. ૧૩

પાણ્ડુ તણુ સુત અર્જુન રાજા, અભિમન્ય તેહનુ તન;
તેહ તણુ તાં પરીક્ષિત રાજા, જનમેજે રાજન. ૧૪
હસ્તિનાપુર ગઙ્ગાતટ પાવનિ, વૈશમ્પાયન આવ્યા,
રાય જન્મેજયિ [૨૦]પ્રણામ કરીનઇ, ભક્તિં ભલું મનાવ્યા. ૧૫

---

વામન કલ્પતરુ–ફલ વાઞ્છિ, અપઙ્ગ ગિરિ–આરૂઢ;
નિર્ધન ચ્યન્તામણિનિ ઇચ્છિઇ, કીડી મુખ્ય કોહલું પ્રૌઢ.
**હંસગત્ય વાઞ્છિ પૂજિનિક કેસરી, કેસરીસીંગ શૃગાલ;
દિનકર ×જમલો ××તપિ આગિઓ, દીસિ આલપમ્પાલ."
એ પછી મૂળની ૧૨ અને એ બાદ:—
"ત્યમ હું +મૂરખ પુરુષ બુદ્ધિ–હીણો, પ્રૌઢા રચૂં પરપઞ્ચ;
હરિગુણસાગર ++અગાધમધિ, ભરૂ મસામાત્ર એક ચઞ્ચ"
[*કેરાં ચરણ વન્દૂં, સર્વ સીઝે કાજ. અ †કીજે અનુગ્રહ આજ અ ‡મોટા કવિ અ કવિ મોટા બ. કવિજન મોટા, ફ. **હંસગતિને ઇચ્છે વાયસ અ. હંસગત્યે પુજ વંછે કાગ રે, ગ. ×આગલ્ય અ ××તગે જેમ ફ. +બાલક અ. ++અનન્તમાંથી, અ ]
૧૮ વાણી મુખ ભાખે અ વચન મુખિ ભાખિ બ ૧૯ અ માં ૧૧-૧૨ ને બદલે:—
"આગે કવિજન હરિગુણ ગાયા, તે મેં સાંભલ્યા કર્ણ.
તે સુણી હરખ મન મારૂં, તે ભજવા અશરણ–શરણ."
૨૦. પ્રણામ કરીનિ બ–ક. મન્ય ધરીને, પ્રેમેશૃં પધરાવ્યા. અ–
—સરવાળો અ–૬ ૨૩. ક–ગ ૨૨. બ–૧૭. ઈ–૧૫.

### કડવું ૨ જૂં—રાગ મેવાડ

અર્ઘપાદ્ય પૂજા કરી, ઋષિ પ્રતિ વાણી ઉચ્ચરી,
મન્ય ધરી રાય જન્મેજે પ્રશ્ન કરય રે. ૧

ઢાલ—રાય જન્મેજે પ્રશ્ન કરય છય, વૈશમ્પાયન મુન્ય !
અમ્હ કુલ અતિ કૃતારથ કીધૂં (સ્વામી !), માહરૂં પોતઇ પુન્ય. ૨
અઢાર પર્વ તાં મહાભારથનાં, [1]કૃષ્ણ દ્વૈપાયનિ કવિઆં,
પ્રાચીનય ઉપકણ્ઠિ બયશીનય, તે તહ્મનઇ શીખવિઆં. ૩
વેદ-મધ્યથી પ્રગટ પાંચમુ, ઇતિહાસ કિહિવાય,
[2]તેહૂ માંહિ તાં ચ્યારિ પદારથ, [3]સાંભલતાં અઘ જાય. ૪
જનક તણુઇ મરિ હત્યા બયઠી, બ્રાહ્મણની તનિ માહરઇ.
[4]તે માટઇ ભયભીત થયુ છૂં. તહ્મ વિન કુણ ઊગારઇ ? ૫
વેદવ્યાસિ વાર્‍યુ હૂઉ, ‘બાપ ! કલિયુગિ જગ્ન ન કીજિઇ.’
તરુણ બમ્ભ વરયા હૂં પાપીઇ; દોષ કર્મનય દીજિઇ. ૬
દીન જાણી દયા કરી વ્યાસિ, [5]જે તમ્યો આંહિ પધરાવ્યા;
સવા લાખ ભારથ સમ્ભલાવ્યૂં, [6]પડતા પાપિ ધરાવ્યા. ૭
ભારથનૂં ઇક પદ સાંભલતાં, દેવાનૂં દરસણ;
વિષ્ણુજીનય સ્મરણમાત્રિ, પાપી થાય પાવન. ૮

**૧. આદિપર્વ—**

પ્રથમ આદિપર્વ [7]અતિસુન્દરઃ વંશાઉલિ-વિસ્તાર;
સર્પવંશી નઇ સોમવંશી, રાય તણુ નહીં પાર. ૯

---

કડવૂં ૨ જૂં:—૧. કૃષ્ણ-દ્વિપાયે તમે કરિવાં અ. ૨. તેમાં ધર્મ રત્ન ને ચ્યાર અ-બ-ક-ગ-ચ. ૩. પાપી પાવન થાય. ક. ૪. મનુષ્યપ વિરોધ પામ્યા. અ. અ માં ૫-૬ ઊ૦ પા૦. ૫. ઋષિ૦ તમો અર્થે છે. ૬. પડતાં બાહિ ધરાવ્યા બ. પાર ઉતાર્યા ક. ૭. સમ્ભલાવો ઇ.

‘જ્યાતનઇ કુલિ અરજન મહાભડ, ભારથ નામ ધરાવ્યૂં;
સોમવંશી તેણુઇ ધન્ય કાહ્‌વૂં, કુત ભૂધરનઈ ભાવ્યૂં. ૧૦
*આદિ તણુઇ અન્તિ ખલતુ રાખુ, મઇદાણુવ તેણી વાર;

---

૮. ભરથ ઇ તમ કુલિ પારથ મહા–અ. અ માં ૧૦ મી પ્હેલાં:—
“વૈશમ્પાયન કહે, શુણુ રાજા! પ્રશ્ન કહ્યું ન સારૂં,
સત્ય વચન કરી માનજે, તો બ્રહ્મહત્યા ઊતારૂં.” ૧૦
અઢાર પાટ કોરા મગાવ્યાં, લેઇ ગદ્દીમાં ઓલાવ્યાં;
રાય પ્રશ્ન પૂછવા લાગો, મુનિ તણે મન ભાવ્યા. ૧૧
એક પર્વ શુણે જવ રાજા, પાટ ઊજલો થાય;
સમન્ધ સત્તર વહી ગયા, હવે અષ્ટાદશમો કેવાય. ૧૨
તમ કુલ એક મહાભડ મોટો, ભીમસેન રાજન્ન;
તેહ તણૂં પ્રાક્રમ છે પ્રૌઢૂં, કુન્તા કેરો તન્ન. ૧૩
એક સમે ભડ મહાભારથમાં, રમ્યો ભીમ નવતેરિ;
હસ્તી તેર ગગન પોચડ્યા, નવ નાંખ્યા ખંઊરિ. ૧૪
પવનકુમારનૂં પ્રાક્રમ શુણતાં રાએ વિમાસે મન્ન;
‘સ્વામી! સન્ધે ઊપનો તે ભાંજો તમે, ઋષિજન્ન!’ ૧૫
રાએ પ્રશ્ન પૂછિયુ ત્યારે, હસ્તીતન અપાર,
પવન બન્ધ ઋખિએ કીધો, આવ્યા અવની મોઝાર. ૧૬
રાએ તણે મન સન્ધે ભાગો, શુણી કુલની ખ્યાત;
‘હૂં અલ્પબૂધિ છૌં રે સ્વામી! તમે કહી સત્ય વાત. ૧૭
હીન જાણી દયા કરવી, સમ્ભલાવો, ઋષિરાય!
પાણ્ડવ દ્યૂત કેમ રમ્યા તે, કહો મુઝને મહિમાય.” ૧૮
અ માં મૂળની ૧૦ મીયે કડવૂં ૨ જું પૂરૂં. સરવાળો ૪૨.
૯. અગ્નિ મુખેથી બલતો, અ. આ પ્હેલાં અ માં:—

કડવૂં ૩ જું—ચોપાઇ

“વૈશમ્પાયન કહે વિખ્યાત, સાંભલ્યરે હસ્તિનાપુર–નાથ!
તમ કુલ મોટા મહીપત્ય જેહ, રાજસોઇ આરમ્ભ્યો તેહ. ૧
ધર્મ કહે, સાંભલ્ય રાજન્ન!’ અગ્નિદેવ તેડ્યો અરજન્ન;
ઇન્દ્રસુત ચાલ્યો તેણીવાર, જૈ અગ્નિને કર્યો નમસ્કાર. ૨

[10]અગ્નિપુરુષના મુખ થકી નાઠું; હરિ ફેડતા હાર. ૧૧
[11]તેણઈ સ્મરણ કીધું અર્જુનનું, હરિચક્ર થકી ઊગાર્યું.
અગ્નિપુરુષનું અજીર્ણ ભાંજી, ઇન્દ્રપ્રસ્થિ પધાર્યુ. ૧૨

## ૨. સભાપર્વ—

પછિં મયદાણવિ રચના કીધી, (બહુ) સભા તણી વિશાલ;
ઇન્દ્રાસન બ્રહ્માસન સરખું, રુદ્રાસન [12]રસાલ. ૧૩

---

'સ્વામી! જગનનૂં કરવું કાજ, તમને તેડે ધર્મરાજ;
અમ કારજ તમે સારો, દેવ! કરું દણ્ડવત અશ્વમેવ.' ૩
અગ્નિદેવ તે બોલ્યા જેહ, સાંભલ્ય અર્જુન! કહું છું તેહ;
સર્વ ભૂપ બલિઆ રાજન્ન! ઘણાં ઘૃત હોમ્યાં મુઝ તન્ન. ૪
તેહ તણું અજીરણ અપાર, કેમ આવું, હે રાજકુમાર?
જો અજીરણ ભાંજે મુઝ તણું, તો સારૂં કાજ તમારૂં ઘણું.' ૫
અરજુન કહે, 'અમે શું થાય? વણુ લીધે સ્વામી! શું કેવાય?'
અગ્નિ કહે, સાંભલ્ય ભૂપત્ય! એક વાત કહું તુઝને સત્ય. ૬
ઇન્દ્ર તણું અખણ્ડી(ખાણ્ડવ)વન જેહ, ભાંજે અજીરણ ચારો મુઝ તેહ;
સ્વામી! વાત કહી નિરધાર,' પોતો ત્યાં રાયે, થાય વિચાર. ૭
'ત્રણ્ય રહું જલ વરખે જેહ, તે રાખે મુઝ કે ચારીશ તેહ?
કરું બાણની હાક અશ્વમેવ, તે મધ્યે પધરાવું દેવ.' ૮
'અનેક ઓખધિ રૂપ વનસ્પતિ ધરે, એકાનિ(?) વાય તવ્ય નીસરે;
તે વિધ્ય કરવી, રાખવી માય, સાંભલ્ય રે તૂં અર્જુન રાય!' ૯
અર્જુન કૃષ્ણ આવિયા તે તિહાં, અગ્નિદેવ પધરાવ્યા જિહાં;
અનેક ઓખધિ ભાવે ચર્યા, આવ્યા બાર્ય ને પાછા ફર્યા. ૧૦

ચોપાઇ હાલટી "

૧૦. યંત્ર પુરુષ ખ–ક–ર. સ્મરણ કીધૂં અરજનનૂં, નહીં તો હરિ મારત હાર. ગ ૧૧. વહ્નિજ્વાલામાંથી રાખ્યો. ગ ૧૨. કૈલાસ. ખ–ર–ઇ–ગ

[૧૩]મહામનોહર સભા સાંભલી, [૧૪]સુર નર મુનિજન આવ્યા;
[૧૫]દ્વારકાં થકી નારદ પધારયા; અપાર રૂડું ભાવ્યા. ૧૪
પછિં પાંચિ વીરિ પ્રદક્ષિણા કીધી; ચરણોદક શિરિ ધરિઆં;
" નારદ ઋષિ! તહ્મો ભલે પધારયા; [૧૬]અમ્યો કૃતાર્થજ કરિઆ. ૧૫
[૧૭]સ્વામી ! તમ્યો સઘલઇ પરવરિઆ, [૧૮]મૃત્યુલોકિ પાતાલિ;
આહવી સભાની રચના કિહીં છઇ ? પૂછું. કુહુ, દયાલ !" ૧૬
વચન સુણીનઇ મુનિજન બોલ્યા, " સુણિ, જ્યુધિષ્ટિર રાય !
[૧૯]સકલ સભા મઇ નયણે નીરખી, સાંભલિ, કહૂં મહિમાય. ૧૭
વૈકુણ્ઠ નઇ બ્રહ્મસદન સરખૂં, રુદ્ર તણૂં કૈલાશ;
[૨૦]ચન્દ્ર સૂર્યનઇ ધર્મસભા, જિહા તહ્ય કુલ કેરુ નિવાસ. ૧૮
શેષનાગની સભા [૨૧]કહી તે, મણિમે રચના કિહિવાણી;
પણિ આ સભાઇ સમતોલિ ન આવઇ, માહરી દષ્ટિં ભરાણી." ૧૯
વલતા ધર્મ વદઇ મુખ્યિ વાણી, "અહ્મ કુલિ જ્યમપુર માંહિ;
પણ્ય જીવિતવ્ય ધિક માહરૂં, સ્વામી ! જો આંહિ થકા ન મૂકાઇ." ૨૦
કહિ મુનિ, "પિતાઇ પૂછ્યા, તહ્મ સુતનઇ શું કહિઇ ?
રાજસોઇ યગ્ન કરો તો, હરિશરણગત જૈઇ." ૨૧
[૨૨]ઇમ કહી ઋષિ નારદ ચાલ્યા, પામ્યા અન્તર્ધાન.
[૨૩]રાજસોઇ તા જ્યગ્ન આરમ્ભ્યુ; તે તેડ્યા ભગવાન. ૨૨

---

૧૩. તે દેખી મુનિ મોદ પામે, ધન્ય ધન્ય ભૂપાલ. અ ૧૪. નારદ જોવા આવ્યા, તે દેખી ચિત્તભ્રમ થયુ. પાણ્ડવ ભલા કહાવ્યા. અ-ક-ગ તે દેખી મન થયૂં પ્રસન્ન.........ભાવ્યા ફ ૧૫ સ્વર્ગ ભુવનથી અ. ૧૬. અર્ઘપાદ્ય શાથ કરિયાં. ફ ૧૭. ઋષિજી! સઘલી ગમ્ય તહારી, અ-ક-ફ-ગ. ગતિ બ. ૧૮. સ્વર્ગ મૃત્યુ પાતાલ. અ. ૧૯. સભા કહીં નયણે ન્યરખી ? કહો જી મુન્ય કિંપાલ ! અ-બ-ફ. ૨૦. ઇન્દ્ર ધર્મ નિ બ્રહ્મસભા. બ-ઇ. ઇન્દ્ર ચન્દ્ર રવિ ધર્મ સભા જોઇ. ફ. ૨૧. વિખાણી. બ. ક. ૨૨ આ પ્હેલાં બ-ક-ફ-ગ કડવા ૩ જા ની ૮ મી કડી આપે છે.—સભા તણી સહુ રચના જોતા બ-ક-ગ.

૨૩. "વૈશમ્પાયન એણી પેરે બોલ્યા. સુણ જનમેજય રાજન !" ફ.

[૨૪]સ્મરણમાત્રિ પાણ્ડવ કહનિં આવ્યા; રાજસોઇ કરાવ્યા.
અર્જુન ભીમ નઈ નકુલ સિહિદેવ, [૨૫]બહુ દેશ જીતી આવ્યા. ૨૩
[૨૬]એ જગ્ન પરિપૂરણ કરિઉ, કૃષ્ણજીનઇ પરતાપિં,
તે પાણ્ડવ કિમ દુઃખ પામ્યા ? કવણ ઊપનૂં પાપ ? ૨૪/૨૯

---

## કડવૂં ૩ જૂં—રાગ એજ

રાઇ જન્મેજે *પ્રશ્ન કરઇ; પ્રેમવચન રુષિ મન્ય ધરઇ;
[૧]ઉચ્ચરઇ મોહની વાણી મહીપતિ રે. ૧

ઢાલ—મહીપતિ [૨]મોહન વાણી ઉચ્ચરઇ, સ્વામી! પાણ્ડવ [૩]મહાદુઃખ પામ્યા;
બાર વર્ષ વનિ કષ્ટ ભોગવી, તે [૪]દુઃખ કિહી પિરિ વામ્યા ? ૨
વલી નષ્ટચર્યાંઇ [૫]કિમ રહ્યા, પાંચિ મહાબલ પ્રૌઢ ?
[૬]જેહનૂં આક્રમ સુરનર જાણઇ, હૂં યે રહ્યું દિગ્મૂઢ. ૩
જેહનઈ પાસૂં પરબ્રહ્મ કેરૂં, મોટુ મિત્ર મુકુન્દ,
તેહનઇ કષ્ટ કશૂં, રે સ્વામી ? પૂરણ પરિમાનન્દ ! ૪

---

૨૪. "સ્મરણ માટે જદુકુલનાયક, પાણ્ડવ પાસે આવ્યા." અ.
૨૫. ચ્યુહુ દેશ, ખ-ક-ગ. ચોય દિશ. અ. દશોદિશ ફ. ૨૬. કાર્ય તો ફ. રાજસોઇ ગ. છેલ્લી કડીપે આ માં પૂર્વછાયોઃ—
"કોણ ઊપનૂં પાપ રે, વૈશમ્પાયન વાણી વદે.
તાર પછી હવે જે થયૂં તે, સમ્ભલાવૂં રાય ! કહે." ૨૫
—સરવાળો. અ ૬૭. ક-ગ ૪૭ ખ. ૪૨ ઇ. ૩૯. ફ. ૪૮

'કડવૂં' ૩ જૂં.—ફ૦ કા. પ્રતિમાં અહીંથી ૨૨ મૂં કડવૂં શરૂ થાય છે. *સ્તુતિ. કા. ૧. ઉચરે મોટા મહીપતિ વાણી રે. ફ ૨. મોટા. ફ. ૩. કિમ દુઃખ ફ. ૪. કેહી પિરિ દિન વામ્યા ? ખ-ક-ગ-કા. ૫. વર્ષ એક રહ્યા, કથમ. ક-ફ-ગ. ૬, તે કથા કહે વિસ્તારી, અ.

તે સન્ધે માહ્‌રા મન કેરુ, તમ ટાલિ કુણુ ભાંજિ ?
એ કથા મુહનઇ કુહુ વિસ્તારી, [૭]સુણી સેવક મનિ આંજિ." ૫

રાજા તણાં વિનિ–વાક્ય સુણીનઇ, હરખ્યા ઋષિ તેણી વાર;
ધન્ય ધન્ય, રે પરીક્ષિતના કૂંઅર ! સફલ છિ તુઝ અવતાર; ૬

વૈશમ્પાયન કિહિ, સુણિ, રાજા! કથા તણુ વિસ્તારઃ
જે પાણ્ડવ ઊપરિ પ્રભુ દૂભાણા, **સભાપર્વ**—મુઝારિ. ૭

રાજસોઇની રચના જોવા, સુરનર મુનિવર આવ્યા;
[૮]હસ્તિનાપુરથી ધત્રાષ્ટરનઇ પાણ્ડવ તેડી લાવ્યા. ૮

સાથઇ ભીષ્મ, કર્ણ, દુર્યોધન, શકુનિ દુઃશાસન,
[૯]દ્રોણાચાર્ય નઇ અશ્વત્થામા; અનેક બહુ રાજન. ૯

ગાન્ધારી શત પુત્ર સહીતે, [૧૦]અવરિ વધૂજન નારિ;
ઇન્દ્રપ્રસ્થ માહિ સહૂ ઊતરાવ્યુ, કૌરવ તણુ પરિવાર. ૧૦

ભાવે ભક્તિ ભાઇની કીધી; ભોજન ભલૂં મનાવ્યા;
મહિ, માણિક, [૧૧]કાકાર, [૧૨]અનન્તધન, દુર્જ્યોધન-કરિ ખરચાવ્યાં.૧૧

દ્વારકાથી જગદીશ પધારયા, છપ્પન–ક્રોડિ–કુલ–સાથિ;
[૧૩]રાજસોઇ પરિપૂરણ કીધુ, સમરથ વૈકુણ્ઠનાથિ. ૧૨

---

૭. બહુ ગુણુ તમવિષે છાજે અ. ૮ આ લીટી પ્હેલાં ક્‌–માંઃ—
"દ્વારકાથી કૃષ્ણ પધાર્યાં, અપાર રૂડૂં લાવ્યા.
અનેક દેશ તણા જે મહીપતિ અનેક ધન તે લાવ્યા."
૮ મીથી ૧૨ મીને બદલે ક઼ા માંઃ—
"રાજસોઇ પરિપૂર્ણ કરાવ્યો, સીધાં સઘલાં કાજ.
નરપતિ સઘલાને ચલાવી નવરા થ્યા મહારાજ."
૯. દ્રોણ, કૃપાઋષિ ક–ક્‌. કૃપાચાર્ય નિ બ–ગ. ૧૦. ભોજન 'સહૂ વધૂ નાર. ક્‌. ૧૧. તોખાર વસ્ત્ર રે, દુર્યોધન પહિરાવ્યા. બ ૧૨. કણંપે ક્‌. કનકના. ગ. ૧૩. "રાજસોઇ જગનૂં ફલ તે, સોંપ્યૂં કૃષ્ણને હાથ." ઘ. સેવકકાજ કર્યૂં પરિપૂરણ, સ્વામી વૈકુંઠનાથે." ક્‌.

[14]સેવક-કાર્ય કરીનઇ, પુહુચ્યા, સિહિજિ વૈકુણ્ઠરાઇ.
અર્જુન હરિનાં ચરણ તલાંસઇ. સિહિદેવ નાખઇ વાઇ. ૧૩
ભીમ ભલી પિરિ ભક્તિ કરઇ નઈ, નિકુલ લુઇ છઇ વદન.
રાઇ જ્યુધિષ્ઠિર સન્મુખ બઇઠા, [15]કરઇ હરિનૂં સ્તવન. ૧૪
કુન્તા, જ્યશોદા, માત દેવકી, પાઞ્ચાલી પટરાણી,
[16]જ્યદુપરિવાર સઙ્ઘાતે લક્ષ્મી, [17]નિરખઇ સારઙ્ગપાણી. ૧૫
તેણઇ સમિ અર્જુન કહી ઊઠયા, "એક સન્ધે, શ્રીગોવિન્દ!
[18]પ્રથમ રામ તણૂં જે કારણ, કુહુનઇ, પરિમાનન્દ! ૧૬
રાવણ-વધ-કારણિ રઘુનાથે, સાઇરપાજ બન્ધાવી;
ધનુર્વિદ્યા શું તહીં નુહુતી, વિશ્વામિત્રિ સિખાવી? ૧૭
[19]મુઝ સરખુ શું સેવક નુહુતુ, રામચન્દ્ર નઇ સાથિ?
બાણ તણી જલિ હાટિ બાંધીનઇ, દલત દુષ્ટ-દલ હાથિ. ૧૮
[20](વલી) એકવચન, હરિ! તહ્મનઇ પૂછૂં, અમ સરખો કો દાસ?
પાંચે આપ સમર્પણ કરીનઇ, સન્તોષ્યા અવિનાશ." ૧૯
એ [21]અભિમાન-વચન હાર જાણી, કુહુવાણા દીનદયાલ,
વચન વિચિત્ર કહ્યાં [22]અર્જુનને; કોપ્યા કૃષ્ણ કૃપાલ. ૨૦
"ના ભાઇ! રામચન્દ્રનઇ કિહાંઇ તુઝ સરખુ ભડ જન?
જલનિધિ-મધિ હરિ પાહણજ(કિમ)તારયા? જુનઇવિમાશી મનિ.૨૧
ધનુર્વિદ્યા જુ તહીંઇ નુહુતી, તુ અનેક રાક્ષસ કિમ મારયા?
એકિ બાણિ ચૌદસ સહસ ભડ વેધી, તે તાં નરક નિવારયા. ૨૨

---

૧૪. °કરિ પરિપૂરણ, પોહુતા. ક૨. કાર્ય તો પરિપૂર્ણ કરીને, પોહચ્યા કૃ. ૧૫. સ્તવન કરિ અનુદિન બ-કે-કા. સ્તુતિ. કૃ. સ્મરણ. ગ. ૧૬. જદુવંશ પરિવાર સવે, અ ૧૭. સમરિ ક-ગ. સાથે કૃ. ૧૮. રામાવતાર તણૂં પે કારણ ઇ-કૃ-ગ. ૧૯. વલી કો સેવક એહુવો નોહુતો. બ-ઇ. ૨૦. આ ૧૯ મી ગ્રમાં નથી. ૨૧. અતિ અભિમાન કર્યૂં અર્જુને. કૃ-અ-કા. દુર્વચન ન ગમ્યૂં ગોવ્યન્દને, અ. ૨૨. શ્રીકૃષ્ણે, કોપ ધરી મન્ય કાવ. ક-ગ. શ્રીકૃષ્ણને કોપ થયો મહાકાળ. કૃ. વિકરાલ. કા.

[૨૩]તિવારઇ તુઝ સરખુ ભડ કિહાંયુ અવનિ-ચક્ર-મુઝારિ ?
[૧]તે તહ્મનઇ દષ્ટિ દેખાડિશ, સેવકજન [૨]સંસારિ." ૨૩
[૨૪]ઇમ કહી હરિઇ નિદ્રા કીધી, અન્તરિથં અવિલોકિ.

---

૨૩. માહરી જી તુઝ સરખો સેવક હુતો, ક. જન કહાંથી ? ગ. સાધાર કા. ૨૪. એવાં દુર્વચન ન ગમ્યાં ગોવિન્દને, અ. ૨૩ મી અને ૨૪ મી વચ્ચે આમાં:—

"કૃષ્ણ અર્જુન બેલડિયે વલગા, ચાલ્યા સાયર-તીર;
દેખાડીને વલ્યા દામોદર, જે બેઠા હનુમન્ત વીર. ૨૨
વલતા અર્જુન વદે વાણી, 'કાવો બલિયા અપાર;
એવો તમમાં કોય નોતો, કરી કાઠ સૈન્યા ઊતારે ?' ૨૩
વલતા હનુમન્ત બોલિયા, 'ભાઇ ! સેના પદ્મ અઢાર;
તે માયલો હૂં એક રિયો છું, ભાઇ ! મુજને ઊતાર. ૨૪
અર્જુન વલતા એણી પેર બોલ્યા, 'આપણુ વચન હૈયે એક;
કાઠ બાંધતો જે કોઇ હારે, તે તેનો સેવક.' ૨૫
તાલી પાડીને કાઠ બનાવી. બાંધિયૂં સાગર-નીર;
હડી મારી હનુમન્ત ચડિયા, વેરણી નાખ્યા વીર. ૨૬
ઓશિઆલો થૈ અર્જુન ઊભો, લેવા માંડયો કાષ્ઠ નિજ હાથ;
અન્તરલોકથી આવી પ્રગટયા, પાછલ વૈકુણ્ઠનાથ. ૨૭
'કાં રે કુન્તાસુત ! તન્ન ખાલે ? કોણ હતું પારા વિખ્યાત ?
પારો સાક્ષી વિના ભાઇ ! સર્વ ખોટી વાત.' ૨૮
બાંહે ગ્રહી અર્જુનને લાવ્યા, ફરી બનાવી પાજ;
કૂર્મ-રૂપ ધરીને પ્રગટ્યા, હેઠળ શ્રી મહારાજ. ૨૯
હડી મારીને હનુમાન થાકયા, આવી લાગા પાય;
'કરતા, હરતા સમર્થ સ્વામી ! ચૌદ લોકનો રાય' ૩૦
'કૌરવ-પાણ્ડવ યૂધ કરે જરે, સબલ હોય સઙ્ગ્રામ;
અર્જુન કેરી ધ્વજ ગ્રહીને, બેસો તે વીર ! હનુમાન !' ૩૧
વલતા અર્જુન વાણી વદે, 'મેં કીધી કાઠ વિશાલ;
મલ્લ કેરા પ્રહાર વાગા, કે છે, મારો પ્રષ્ઠ નિહાલ' ૩૨
અર્જુને જે કયૂં કૃષ્ણને, 'અમ સરખો કોઇ દાસ'
પારો આવી પરિયાણુ કરીને, સન્તોષ્યા અવિનાશ. ૩૩

તેણઇ [25]સમિ, જન્મેજે રાજા! પાણ્ડવ પામ્યા શોક. ૨૪
(પછિ) કૃષ્ણજીઇ ઉગારી લીધા, નિજ સેવક મનિ જાણી;
તે હૂં તુહનઇ કહૂં વિસ્તારી, સુણિ, ભૂપતિ! સતિ વાણી. ૨૫
[26]રાજસોઇ [27]પરિપૂરણ કીધુ, [28]કુરુનન્દન વુલાવ્યા,
કૃષ્ણદેવ દ્વારિકાં પુહુતા, [29]વિનિ કરીનિ વુલાવ્યા. ૨૬
૬૫

---

## કડવૂં ૪ થૂં—રાગ એજ

વુલાવીનઇ પાણ્ડવ વલ્યા; માતા કુન્તાનઇ આવી મિલ્યા;
[1]પરિ પિરિ પૂરણ કરયા પરિઅક્ષિ રે. ૧
ઢાલ-[2]પૂરણ કીધા પરિઅક્ષિ રે, પાણ્ડુ પિતા ઉદ્ધરિઆ.
[3]ધર્મરાજની સભા થકા તે, મુક્તિ–માર્ગિં પરવરિઆ. ૨

---

૨૫. કારણ. ઙ–બ–ફ–ઠા. ૨૬ મી કડી પ્હેલા ઠામાં:—
"પ્રાતકાલ ઊઠયા પુરુષોત્તમ, વિદાઇ સર્વની માગી.
રાજા કહે, તમ કૃપાયેં ચ્યન્તા સઘલી ભાગી."
૨૬. કારણ પરિપૂરણ થયૂં. ગ. ૨૭. પૂર્ણ કરીને ક. પૂરણ અન્તિ ખ. ૨૮. ગુરુદ્વિજ ગ. ૨૯. ફરી ઇન્દ્રપ્રસ્થ આવ્યા. ઠા. રમ્ય કરી ચલાવ્યા. ઠા. ઠા માં ઉથલો વધારેઃ—
"રમ્ય કરી ચલાવ્યા કૃષ્ણજી, ઘેરથ આવ્યા પાંચે ભાઇ,
વૈશમ્પાયન કહિ, સુણ્ય, રાજા! કથા તણો મહિમાઇ." ૨૪
સરવાળો. અ–૧૦૪. બ–૬૮. ઙ–અ ૭૩. ઇ–૬૫. ફ–૭૫. ઠા–૨૪.
કડવૂં ૪ થૂંઃ—૧. ફ્ર્યા નિ ફૂર્યા તે પરિપૂરણ થયા એ. બ–ઙ–ગ આપણો યજ્ઞ પરિપૂરણ હવો રે ફ. પાંડવ–પિતા એમ ઓધરિયાજી, કૃષ્ણદેવ મારગે પરવરિયાજી અ. ઠામાં ૧ લી કડીઃ—
"વલી ઋષિજી કહિ, પરીક્ષિત તાત! પછિ વુલાવ્યો દુર્યોધન.
ધૃતરાષ્ટ્ર સાથે સુત સહૂ ચાલિઆ રે.
૨. પરિપૂર્ણ ફ–ગ. અ ૨ જીને બદલે ૫ માની ૧–૨–૩ આપે છે.
૩. સકલ સહૂકો સુખ પામ્યા, દર્પ ધરી પરવરિયા. ફ.

ધૃતરાષ્ટ્રનિ પુછાવી પાછા, આવ્યા દુર્યોધન,
સભા [4]તણી [5]મણ્ડલી મનિ જોવા; સાથઇ દુ:શાસન. ૩
અર્જુનિ અતિ રૂડૂં મનાવ્યુ, " (તમ્યો) ભલઈં પધારયા, ભ્રાત!
કૃતારથ તા અમ્યો કીધા," હરખિઉ સઘલુ સાથ. ૪
એક પાક્તિ બઇસારી બીથ, કુન્તાઇ તેણી વારિ.
આરોગીનઇ જોવા [6]આવ્યા, સભામણ્ડપ-મુઝારિ ૫
અનેક ચિત્ર દેખઇ બહુ પિરિના, દુ:શાસન લઇ સાથિ.
પાચિ મણિ પીરોજા જડિઆ, ઝલકઇ રત્ન બહુ ભાતિ ૬
[7]સોમકાન્તિ મણિ, [8]પદ્મકાન્તિ મણિ, પુક્ષિરાજની રચના;
હયશાલા, માતઙ્ગ મદિ ઝરતા, ખુરાસાણી અશ્વ કઇના. ૭
મુકરાણી માતા બહુ યુહુકઇ, હૂકઇ વૃષભ અનેક.
એહવૂ આશ્ચર્ય રાજા જોઇ, કિમિ નવિ પામઇ છેક ૮
અનેક વનફલ બહુ દેખઇ, કૂપ સરોવર વાપી
તે આગલિ મણ્ડપની રચના, ઇન્દ્રપુરી [9]ઊછાપી ૯
તેહમાંહિ ચાલિઉ દુર્યોધન, જોવા લીલ વિલાસ.
[10]પદ્મકાન્તિની બદ્ધ પીઠણી, ઊર્ધ્વ વ્યોમ પરકાશ. ૧૦
કનક તણી પટશાલા પુહુલી, *મણિમે ભોમિ કરાવી,
થંભિ જાલિઆ જડિત ઝવેરિ, મોતીડિ ચૂક પૂરાવી. ૧૧

---

૪ સર્વ જોવાની ઇચ્છા, પણ નવિ કહે વચન કે ૫ માંડણી મોવા ખ-ક-ગ ૬ ચાલ્યા, રાજસભા મો° ખ-ગ. ૭ સોમ સૂરજ જેવી કાન્તિ, મણિકનકની રચના આ સ્ફટિક મણિને સૂર્યકાન્તરે, ચન્દ્રકાન્તની રચના ક-ગ. ભોમિકાન્તની કા. ૮ સ્ફટિકમણિ, ચન્દ્રકાન્તની રચના ક ૯ ઊ. થાપી ક-ગ.-કા ૧૦ અધિક થકિ અધિક શોભે આ. પદ્મરાગની બદ્ધ પાટણી ઇ-ક-ગ મખરાજની ક સભા તણી રચના અતિ ઉત્તમ, કા. * b. ભોમિ રત્નમે તેહ કરાવી કા c. જડિત બિરાજે, મણિમિ ચોક પૂરાવી કા.

સ્થલ-સ્થાનકિ જલ દીસઇ [11]માંહિ; [12]જલસ્થાનકિ સ્થલ દીસિ;
તે દેખી રાજા મોહ પામિઉ; [13]જોવાનઇ ચિત્ત હીંસિ. ૧૨
પવન-પ્રહારિ કમલ અતિ ડોલઇ; બોલઇ હંસ ચકોર;
[14]કલ વચન પંખી અનિ સારસ, કોકિલ ચાત્રુક મોર. ૧૩
ભ્રમ થયુ ભૂપતિનઇ ભૂ દેખી; ચાલિઉ તેહ-મુઝારિ;
જલ જાણી વસ્ત્ર કરિ ગ્રહ્યાં: નીર નહીં તેણઇ ઠારિ. ૧૪
[15]સ્થલ-સ્થાનકિ જલ દીઠું [16]રાજાઇં, જાણ્યૂં, 'કૃતવિ એહ.'
નિભેં થકુ [17]ભડ પડ્યુ પાણીમાં, બીનુ આખુ [થયુ] દેહ. ૧૫
[18]બારસાંખિ પ્રતિબિમ્બ પ્રકાશઇ; ભીંતિ ભણી રાઇ ભૂલુ.
આક્રમિ તિહાં શિર ઠબકાણૂં, [19]તિમ જોઇ રાઇ ડુલુ. ૧૬
તે દેખી પાણ્ડવ તવ હસિઆ; ધસિઆ ભીમ ભડ ભ્રાત.
દુર્ય્યોધન દુઃશાસન બેહૂ, બાન્ધવ સાહ્યા હાથિ. ૧૭
[20]સભામણ્ડપ-મધ્યિ લેઇ આવ્યા; વસ્ત્ર બીજાં પિહિરાવ્યાં.
દુર્ય્યોધનનિ વાગૂં સાંભલી, કુન્તા દ્રુપદી આવ્યાં. ૧૮
અર્જુન કહિ, "તમ્યો સુણ, દુર્ય્યોધન! કાહ્લુ ચતુરસુજાણ;
[21]સ્થલિ વસ્તર ગ્રહી પડ્યા પાણીમાં, શિર ઠબકાણૂં પાહ્ણિ." ૧૯

---

૧૧. મહાદ્રહ ખ-ક. ૧૨. સ્થાનક જલ વિશાલ ફ. ૧૩. જોયાં મન્દિર વરાલ. ફ ૧૪. કરે શબ્દ તે નાના પંખી, કોકિલા સારસ મોર અ. ચક્રડોલ પંખી સારસ કોકિલા, બહુ ચાત્રકને મોર ફ. ૧૫. કમ્પિતવ્ય વન પંખી દેખી, કા. જલ મહાનિધિ સ્થલ તાં દીઠૂં. ફ. ૧૬. મહાદ્રહ ક. મહાદ્રહ તાં એહ. કા. ૧૭. રાય ચાલિયા, ત્યાં પડ્યો પાણી મહિ. અ. ૧૮. આ પૂર્વે અ-ખ-ગ-કાઃ—

"*ભરી સભામાંહિ ભૂપતિ હાલે, પાણ્ડવ બિઠા જોઇ;
સ્ફટિક મણિ×તણે મહુ આવ્યા, ‡‡તે દેખી મન મોહિ."

[* બીને વસ્ત્રે અ-ગ-કા. × ફેરે દ્વાર અ-ગ. ‡‡ રાઇ તણું. કાઃ]

૧૯. તમર ખાઇને ડૂલ્યો. ફ-ગ તમર ખાઇ તન ડોલ્યો. કા. ૨૦. રાજા સભામાંહ લેઇ આવ્યા ફ-ગ. ૨૧. મન જલ જાણી વસ્ત્ર ગ્રહ્યાં ને. ફ. પડ્યા પાણીમાં ગ. વસ્ત્ર સહિત પડ્યા પાણીમાં કા.

ભરી સભા–મધિ ભીમ તવ હશિયા, "અન્ધ તણા અન્ધ જાણ્યુ;"
[૨૨]હશ્યા વીર તવ હશ્યાં દ્રૌપદી; ભૂપતિ ક્રોધિ ભરાણુ. ૨૦
[૨૩]ભ્રમિ કોડણ્ડ ચઢાવી નીલવટિ, હાથ ઘસઇ; શિર હાલિ;
"શૂં કરૂં, જુ સવિ સાથ છિ એહુનુ ? માહરૂં કાંઇ નવિ ચાલિ. ૨૧
હવડાં હસ્તિનાપુરિ જૈ હાંકૂં, કટક મહાભડ શૂર;
ઇન્દ્રપ્રસ્થમાં હરણુજ વાસૂં, પાણ્ડવનઇ કરૂં ચૂર." ૨૨
[૨૪]ઇમ જાણીનઇ ચાલિઉ રાજા; હસ્તિનાપુરમાં જાય;
શકુનિ માતુલ સાહમુ મિલિઉ; બઇઠા; મન્ત્ર રચાઇ. ૨૩
હાથિ હૈઉં હણઇ પોતાનૂં; મુખિ મેહલઇ નિઃશ્વાસ.
[૨૫]વૈરીની સ્થિતિ નયણે નિરખી, રાહુ ઇન્દુ–રવિ–પ્રકાશિ. ૨૫
[૨૬]"પાણ્ડવનઇ સ્થિતિ સુઝની જોતાં, હૈડે હરખ અપાર.
પાણ્ડવ હશ્યા તવ હસ્યાં દ્રૌપદી, કહ્યું, 'અન્ધ તણુ કુમાર.' ૨૬
મઇ જાણ્યૂં, હૂં કાલજ આણૂં; પાણ્ડવનઇ મારૂં ઠામિ.
પણિ પુહુતુ પાચિ કરીનઇ સબલુ; એક તણૂં નહીં કામ. ૨૭

૯૨

---

૨૨. સભા હસતાં હશી ફે, હસતાં સભામાં દ્રૌપદી, કા. ૨૩. માથે ભમર ચઢાવી બેઠા, ફે. ફૂંઠયો નેત્ર અ. ૨૪. વાટિ વીર નિમાસણ પુહુતો ક.°શી.કા.°સે ચાલે ગ. આ કડી પ્હેલાં કા માંઃ—

"એહવૂં જાણી ઊઠી નીસરચા, શુકનિ નિ બિહૂ ભ્રાત.
ફોગટ કામિ ફજેત થયા. ઠપકો દેશિ તાત."

૨૫. પાણ્ડુના સુત અ ૨૬. પાણ્ડવના સુતને જોતાં અ. ઇન્દ્રપ્રસ્થની રચના જોતાં, હૈડે દુઃખ અપાર. ફે–ગ. દીઠી. કા. c. વલી પાણ્ડવ પાઞ્ચાલી હશિયાં, કા. ૨૭ પ્રાણુજ કાઢૂં. ફે–ગ–કા. કામાં તે પછી ઉમેલોઃ—

"એક તણૂં નહી કામરે, ઇમ દુર્યોધન વાણી કિહિ,
પાણ્ડવ તણી રીધ દેખતાં, રાઇ ! અતિ ઘણૂં તન માહૂરૂં દહિ."

સરવાળો અ–૧૩૨. ખ–૯૬. ક–૧૦૦. ઇ–૯૨. ફે–૧૦૨. ગ–૧૦૧. કા–૫૪.

## કડવૂં ૫ મું—રાગ એજ[1]

દુર્યોધન ભડ઼ ઇમ કહઇ, 'તે માહરા તનનઇ દહઇ.
કિમ સહઇ સિંહ[2] પ્રહાર શૃગાલ તણા રે? ૧
ઢાલ—[3]શૃગાલ તણા પદપ્રહાર, કિમ ખમૂં, સિંહ કહિવાઇ નામ?
કૌરવ [4]દલનૂં કટક સપરાણૂં. ભાંજૂં પાણ્ડવઠામ." ૨
કહિ શકુનિ, "પિહિલૂં નવિ કીધૂં, [5]ઊગતા વૈરી વ્યાધિ,
[6]કુલ થકા જુ [7]નિકન્દત, તુ થાતી તુહ્નઇ સમાધ. ૩
હવિ [પાણ્ડવ પ્રતિ] બલ કાંઇ ન ચાલઇ; એહનુ સબલુ સાથ;
ભડ઼તા [8]વીર કિમઇ નવિ ભાંજસ, સાથઇ વૈકુણ્ઠનાથ." ૪
"તુ શું કરવૂં? કહુ, મામાજી! હૂં મન્દમતિ અજાણુ.
જુ માહરૂં કાંઇ કામ નવિ થાઇ, તુ [9]કાઢેશ માહરા પ્રાણ." ૫
દીન વચન દુર્યોધનનાં સુણીનઇ શકુનિ [10]મહાભડ઼ ખીજુ;
"દ્યૂત રમાડ઼ી પાણ્ડવ (વનિ) કાઢૂં;" સુણી [11]વચન ભડ઼ રીઝુ. ૬
"પાસા પાણિ કહ્યૂં કરિ માહરૂં; અસત્ય બોલી જાણૂં;
જુ પાસા પડ઼ઇ પાણ્ડવ કેરા, તુ તિહાં [12]તાહરા કરી વિખાણૂં. ૭
[13]પણિ એક કારણુ મોટૂં આપણઇ; તિહાં કોણિ ન જવાઇ;
ધૃતરાષ્ટ્ર પિતાનઇ પ્રેરિઇ, નઇ તેડ઼િઇ જ્યુધિષ્ઠિર રાઇ. ૮

---

કડવૂં ૫ મું:—૧. ગોડ઼ી અ. ૨. તે પ્રહાર પિતરાઇ તણા. ઇ. કિમ સહીઇ તે પ્રહાર શ્વાનના? કા. ૩. શ્વાનતણા બ-કા. ૪. કટક અતિ પ્રાણૂં. ક. કૌરવ તણૂં કટક છે પ્રાણૂં, બ. કૌરવ-કુટુમ્બને જે પમાડૂં ગ. "કૌરવ દલ અતિ સબલ ગાઢૂં, પાણ્ડવ મારૂં હામ્ય." કા. ૫. પ્રસરતા ક. કા. વિસ્તરતા. ગ. પસરતાં વધે વેલ. ફ. ૬. યદ્યપિ નિકન્દિઇ અ. મૂલથકી નિકન્દન એને, એમ કહી નીસાસો મેલ." ફ. "મૂલથકી જો મૂલ નિકન્દત, તો થાતી અ-સમાદ" અ. ૭. કન્દને કન્દવ બ. ૮. વેરી બ. નિશ્ચે કાઢું પ્રાણ. ફ. ૧૦. તોં મનિ બ. ૧૧. સુણતખેર રા રીઝ્યો. ક-ગ-કા. ૧૨. હાર્યા ઇ. ૧૩. "કારણ કહું રાય! એક દુઃખને, જે આપણ ત્યાં ન જવાય." ફ.

પાચિ પાણ્ડવ ઇહાં આવઇ તુ, જે કીજિઇ તે છાજિ;
હરાવીનઇં વનવાસિ મોકલૂં, દાઝિ તહ્મારી ભાંજિ." ૯
એહવુ મન્ત્ર રચી જણ ત્રણિ, કરણ તણઇ ઘિરિ આવ્યા;
સઘલી વાત ચિરિ ચિરિ શ્રીછવીનઇ, હર્શી રમી ગુલાવ્યા. ૧૦

ત્યાહરિ એક થઇનઇ ચાલ્યા, જિહાં હૂતા રાજન:
ધૃતરાષ્ટ્રનઈં પાસિ બઇશી, રોઇ દુર્યોધન. ૧૧
ડસકાં ભરતુ પુત્ર સાંભલી, તવ પૂછ્યા જણ ત્રણિ;
શકુનિ દુઃશાસન કરઇ વારતા, કિહિવા લાગઇ કરણ: ૧૨

"[15]પાઝ્ઝા વલીનિ સ્થિતિ પાણ્ડવની, જોતા હશ્યાં નરનારિ.
[16]કૌરવદલ-દ્રુમ-છેદન-કારણિ પાણ્ડવ લોહ-કુહાર. ૧૩
પાણી પિહિલી પાજ બાધિઇ; [17]વ્યાધિ, વૈરી, વ્યખવેલિ,
વાધતાં જડ પ્રથમ [18]છેદિઇ." ઇમ કહી નીસાસુ મેહૂલિ. ૧૪

વલતાં અન્ધ વદઇ મુખિ વાણી, "યુધિ જિત્યા નવિ જાઇ;
[19]કાઇ કરી પાણ્ડવ કરુ પ્રાજે, જિમ દુર્યોધન-સુખ થાઇ." ૧૫
સુણી વચન તે પુત્ર પિતાના, હરખ્યુ મનિ રાજન.
"શકુનિ ભેદ પામાનુ જાણઇ, માન્યૂં માહરૂ મન. ૧૬

પાણ્ડવનઇ તમ્હો આહિ તેડાવુ, વિદુર મોકલી, તાત !
સભા [20]રચીનઇ દ્યૂત [21]રમાડૂ; ચાલઇ વનિ વિખ્યાત." ૧૭
દુષ્ટ-ચતુષ્ટય [22]કરઇ વારતા, એટલઇ ભીષ્મજ આવ્યા;
સાથઇ દ્રોણ નિ કૃપાચારજ, અશ્વત્થામ બોલાવ્યા. ૧૮

---

૧૪. વિનય કરી બોલાવ્યા. ક-કા. ચિત્ત ધરી ગ ૧૫. રહી પાછલ પાણ્ડવ સ્થિતિ જોઇ, ગ. ૧૬. —વન-દુશ્છેદન-કારણય, પાણ્ડવ વન્ય કટારી. ઇ. ૧૭. વધતાં ઇ-ગ. જેમ વાવે નહીં વેલ ક. ૧૮. ન છેદી તો, કાં ક-ગ ૧૯. પાણ્ડવ વલી પ્રાજે પમાડિય ઇ. ૨૦. વચે મહાદ્યૂત હરાવૂં. ક. ૨૧. હરાવૂં બ-ક-કા. રાજ હરાવૂં ગ ૨૨. ૰થી, મલી એકઠી. ગ. એમ મલી એકઠા. કા.

ભરી સંભામાં બૂંકી ઊઠિઉ, દુર્યોધન ભૂપાલઃ
" વિદુર પ્રધાન વેગિ તેડાવુ, જેહનઈ વલ્લભ દીનદયાલ." ૧૯
સકલ સભાનઇ કરી વીનતી, " જુ સવિ કુહુનઇ ભાવિ,
કાકાનઇ કુહુ, ઇન્દ્રપ્રસ્થથી, પાણ્ડવનઇ લેઇ આવિ." ૨૦
ભીષ્મ દ્રોણ કૃપા ઇમ બોલ્યા, અશ્વત્થામા જેહ,
" પાણ્ડવનઇ શિ કામિ તેડાવુ છુ ? અહ્મનઇં કુહુ તાં તેહ." ૨૧
કિહિ દુર્યોધન, " સુણ, પિતામહ ! સ્થિતિ પાણ્ડવની જોઇ;
વૈરીનૂં દલ થયૂં સપરાણૂં, (યુદ્ધિ) જિત્યા નવિ [જાઇ] કોઇ." ૨૨
" હાં ભાઇ ! તમ્યો કુહુ તે સઘૂં; પ્રૌઢ્યં પ્રાણ ન થાઇ,
એક ભીમ [૨૩]મહાભડ બલિઉ, તે કૌરવ-દલનઇ ખાઇ. ૨૩
શા માટઇં ઊવેખુ એહ્નઇ ? નચિન્ત કરુનઇં રાજિ.
સૂતા સર્પ તણિ મુખિં કર ઘાતી, મરશ્યં ફોગટ-કાજિ." ૨૪
રાજા કિહિ છઇ, " રચના મઇ કીધી, શકુનિ રમઇ છઇ દ્યૂત;
[૨૪]રાજિ હરાવી વનિ મોકલૂં, પાણ્ડુ કેરા પુત્ર." ૨૫
રથ આણીનઇ વિદુર વુલાવ્યા, કિહિતા ચ્યા મુખિ વાતઃ
(એણુઇં) કૌરવકુલ-નિકન્દન કીધૂં; રહા વૈકુણ્ઠનાથ." ૨૬
૧૧૮

---

૨૩. હાંકીને ભડ, ત્યારે ગ. ૨૪. હરાવી વનવાસ મોકલૂં. ક-ગ.
આ પછી કામાં ઊથલોઃ—
" રૂઠા વૈકુણ્ઠનાથ ને, ઇમ વિદુર વાણી કહી ગયા,
વૈશમ્પાયન મુનિ બોલ્યા, પાણ્ડવ જાણી સ્હેજે ગયા."
સરવાળો. અ. ૧૫૮. બ. ૧૨૨. ક. ૧૨૬. ઇ. ૧૧૮. ફ. ૧૨૮. ગ. ૧૨૭. કા. ૮૨.

## કડવું ૬ ઠ્ઠું—રાગ એજ

વિદુર ભક્ત તિહાં પરવરઇ; ઇન્દ્રપ્રસ્થ ભણી સઞ્ચરઇ.
આંહિ રાજા કરઇ રચના બહુ સભા તણી રે. ૧

ઢાલ—સભા તણી રચના બહુ માંડી; વિશ્વકર્મા તેડાવ્યા.
સામગ્રી સવિ [૧]સભા તણી, શકુનિ દુઃશાસન લ્યાવ્યા. ૨
જે રચના મેદાણવિ કીધી, તે રચના [૨]કિહિમઇ [નવિ] થાઇ!
ધલહર પાસિ [૩]જિમ ઘેલિણિં, ઇણિ વિધિ સભા રચાઇ. ૩
મણિમે સ્થમ્ભ રચ્યા અતિ મોટા, [૪]કૃત્તિમ ભોમિ કરાવી;
હયશાલા, ગજશાલા [૫]પોહ્લી, [૬]ચિત્રશાલા [૭]આલેખાવી. ૪
કૂપ સરોવર વાપી વાડી, વનફલ પક્ષિ—જાતિ;
આકાશ પ્રમાણિ ભવન નીપાયાઃ [૮]ભૂમિ [૯]અનેરી ભાતિ. ૫
[૧૦]રાજસભાની રચના રૂડી; આસન [૧૧]ભલા કરાવ્યા.
દુર્યોધનની સભા[૧૨]મધિ જોવા, મહીપતિ મોટા આવ્યા ૬
દ્યૂતશાલા રચી અતિ [૧૩]વારૂ, [૧૪]મણિમે પાટ [૧૫]મણ્ડાવિ,
[૧૬]પઞ્ચાક્ષ તણા પરદા ચીતરાવી, [૧૭]પાસિ રઙ્ગ ચઢાવિ. ૭
[૧૮]એ રચના જિવારિ થૈ પરિપૂરણ, દુર્યોધન રાઇ જોઇ.
રાઇ તણઇ મનિ [૧૯]સુલભ દીસઇ, અવરિ તણાં મન મોહિ. ૮

---

કડવું ૬ ઠ્ઠું:—૧. મણ્ડપ ખ–ક–ગ. ૨. નવિ ખ. ૩. રચૂં ગોલિણં ઇ. જેમ ઘડં ઘોલિણં (?) ફ ધવલ પાસે જેમ ચોલકૂં ગ. હલહલ કરતા સર્વ સુભટ, કા. ૪. કર્તવ્ય. ખ–ક–ફ–ગ. ૫. પોહ્લી. ઇ–ફ. ૬. વસ્ત્ર. ખ. ૭ ઓલપાવી ખ–ઇ. ૮. ભવન ખ. ૯ નવેરી ક–ફ–ગ. ભલેરી ખ. ૧૦. અ–ગમાં ૬–૭ ઉ૦ પા૦ ૧૧. રમ્ય ખ. ૧૨. જેવાનિ ખ. ૧૩. સારી ક–ગ. ૧૪. સ્ફટિકપાટ ઇ. ૧૫ ઘડાવી ક–ફ. ૧૬. પાંચ તણા ખ–ક–ફ. ૧૭. રમતાં રવિ ચઢાવી. ફ. રાઢિ કા. ૧૮. એહવી સભા પરિપૂરણ કીધી, બેઠા ગ. ૧૯. કાંઈ ન આવે ગ.

[૨૦]નિતિ રાઇ સભા તિહાં પૂરી, બઇસઇ કરી શુંગાર.
એટલિ વિદુર [૨૧]વહી તિહાં પુહુતા, ઇન્દ્રપ્રસ્થ મુઝારિ. ૯
હેઙૅ બીડી મિલ્યા ભત્રીજા; મન્દિર માંહિ પધરાવ્યા;
કુશલ વારતા કુન્તાઇ પૂછી; ભાવિ ભોજન કરાવ્યાં. ૧૦
સેજિ સૂતાં વાત નીસરી, "સભા દુર્યોધનિ કીધી;
દ્યૂત-ક્રીડા રમવા તેડ્યા છુ, મુહુનઇ શીખ [૨૨]સભાઇ દીધી. ૧૧
ભીષ્મ દ્રોણ કૃપાઇ ઘણું વારયુ, કહ્યું કિહિનૅ નવિ કીધું.
વિનાશકાલિ વિપરીત મતિ ઊપની, અન્ધનિ દૂષણ દીધું." ૧૨
વાત સુણીનઇ રથ જોતરિઉ; બઇઠા પાંચિ વીર;
કુન્તા દ્રુપદી સાથઇ તેડ્યાં; સમરથ જાદવવીર. ૧૩
વેગિ વહી હસ્તિનાપુરિ આવ્યા, વિદુર સઘાતે તેડી;
રાઇ-આંગણિ રથ જૈ રાખ્યુ, [૨૩]પવનવેગિ [૨૪]રથ ખેડી. ૧૪
ધૃતરાષ્ટ્રનઇ ચરણે નમિઆ; દુર્યોધનનઇ મિલિઆ;
પઞ્ચોત્તરસો મિલ્યા એકઠા; [૨૫]હશી વીર વલકલિઆ. ૧૫
ભીષ્મ[૨૬]પિતાનઇ પાગિ લાગિઆ, [૨૭](નિજ)ગુરુનઇ દણ્ડવત કીધાં;
કરણ, દુઃશાસન, શકુનિ, અવરિ નૃપ, [૨૮]હશીનિ હૈડિ લીધા. ૧૬
ગાન્ધારી નઇ કુન્તા મિલિઆં; પાઞ્ચાલી પાઇ લાગી.
અવરિ વધૂજન દેઇ આલિઙ્ગન; હરયાં લાજલી ભાગી. ૧૭
[૨૯]અનેક ભક્ષ ભોજન ભૂપતિનઇ; નાનાવિધિ પકવાન;
ઊપરિ વસ્ત્ર અનોપમ ભૂષણ; સન્તોષ્યાં દેઇ માન. ૧૮
રાતિં કુટુમ્બ મિલીનઇ બઇઠૂં; પ્રેમવારતા કીધી.
ગાન્ધારી કિહિ છઇ, 'તન ગિહિલા;' ભીમનઇ ભાલવણ દીધી. ૧૯

૨૦. એહની સભા પરિપૂરણ કીધી, બેઠા અ. ૨૧. વેગિ જૈ ક. ૨૨. ભણ્ડ બ. ૨૩. પવન પિહિલાં ક-ગ ૨૪. હય. બ-ક. ૨૫. તાપ કોપી હસિયા. બ. ૨૬. દ્રોણને અ. ૨૭. અવર પ્રણામજ કરિઆ. અ. ૨૮. હરષે દેવાઇ મલિઆ. અ. લીધા બ-ક. પ્રેમે આલિઙ્ગન દીધું. ક. ૨૯. અ માં ૧૮ મી નથી.

પ્રાતઃકાલિ સભાઈં આવિઉ, દુર્યોધન ભૂપાલ;
સોઇ ભ્રાત [૩૦]સુભટ-સઙ્ઘાતે, [૩૧]આયુધ સેના સમ્ભાલિ. ૨૦
[૩૨]પાઇક પોતાના વેગિ મોકલિઆ; જ્યોધાનાં ઘરદ્વારિ;
આયુધ, ટોપ, કવચ સજી તુરી ચઢ્યો,' આવ્યુ સભા' મુઝારિ. ૨૧
ઠામિઠામિથી ચઢ્યા તુરઙ્ગમ, મદગલિત માતઙ્ગ;
જહુવરિ પાખર, ગજઘણ્ટા વાજઇ, નમઇ શીસ મનિ રઙ્ગિ. ૨૨
ભીષ્મ, દ્રોણુ નઈં કર્ણ, દુઃશાસન, શકુનિ [૩૩]સબલ શર જેહ;
[૩૪]કૃપાચાર્ય નઈં અશ્વત્થામા, જ્યોધ મહાભડ તેહ. ૨૩
સભામધિ ભડ રહ્યા તરવરી, જ્યુધિ જાણીતા પ્રૌઢ;
ગડગડઇ નિશાણુ, [૩૫]ભેરિસ્વર વાજઇ; [૩૬]વીર થયા દિગ્મૂઢ. ૨૪
ધૃતરાષ્ટ્ર સભામધિ બઇઠા, પાખલિ રાણુરાણ્ય;
તેણુઇ સમિ પાણ્ડવ પધરાવ્યા, જિમ નિશાઈં પ્રગટિઉ ભાણુ. ૨૫
[૩૬]મર્વ આપોપઇ ભાથા; ભીડ્યા; કવચ ટોપ તનિ સજિઆં;
[૩૭](જિમ)ગજયૂથ ઊપરિ કેસરી ધસઇ, તિમ શૂર સભા-મધિ ભજિઆ. ૨૬

૧૪૪

---

૩૦. કુટુમ્બ. ગ. ૩૧. કર આયુધ કરાલ. અ. ૩૨. ગમાં ૨૧-૨૨ નથી. ૩૩. યોધ બાલક, બ બહુ બલિઆ ક. બાહ્લિક ફ. જોધ મલીને આવે અ. બાહ્લિક બલિઆ એહ. કા. ૩૪. જલક પાખરને ઘંટા ઘમકે, આવીને શીસ નમાવે. અ. ૩૫. ગિરિશૃં વાજે. ફ. વિદુર ફ-ગ. ૩૬. સવ્ય અપસવ્ય ભાથા બ-ક.-ફ઼ા-ગ. કમ્યન ભાથા અ ૩૭. અજાજૂથમાં ધસે કેસરી. અ—આ લીટી પછી ફ ૭ માના ૬ ઠ્ઠા ટિપ્પણની વધારે આપે છે. કા માં આ પછી ઊથલો:—

"સભા માંહિ સાંચરિયા પાણ્ડવ, તે માંહિ કાંઇ સન્ધે નહીં',
વૈશમ્પાયન ઇણી પિરિ બોલ્યા, સાંભલ્ય, જનમેજે ! સહી."

સરવાળો અ-૧૮૪ બ-૧૪૮. ક-૧૫૨. ઇ-૧૪૪. ફ-૧૫૫. ગ-૧૫૦. કા. ૧૦૮.

## કડવું ૭ મું—રાગ એજ[1]

પાંચિ વીર તિહાં પરવરઇ; [2]દુહુ-દિશિ દલ [3]દષ્ટિ ધરઇ.
"જ્યુદ્ધ કરતાં આપણિ કિમિ ન જિતીઇ રે. ૧

ઢાલ—જ્યુદ્ધ કરતાં આપણ [4]નવિ જિતીઇ," એમ કિહિ ભીમ અરજન;
"કૌરવ[5]કાલ આપણનઇ પડિઉ; રાખુ, જગજીવન્ન!" ૨
[6]અરધ આસન આપીનઇ અરચ્યા, ભડ સહૂ સાહમૂં જોઇ;
'પાંચિ જ્યુદ્ધ કરઇ આયુધ ધરી, તુ ઊણુ નવિ રિહિ કોઇ.' ૩
પાણ્ડવનઇ સવિ સભા દેખાડી, જોઇ થયા રલિઆતિ,
પ્રીતિ કરી દુર્યોધનિ કાઢી, દ્યૂત [7]તણી તાં વાત. ૪
"લિઉ, આપણિ રમિઇજી રમ્મતિ, [8]મધ્ય સભા માંહિ બઇઠા"
ધર્મ, અર્જુન, નિકુલ, સિહિદેવ, ભીમ ચિન્તામાં પઇઠા. ૫
રાઇ જ્યુધિષ્ઠિર કિહિ, "દુર્યોધન! [9]દ્યૂતજ રમીઇ કિમ્મ?
પરનારી-સઙ્ગતિ, [10]પશુઘાતી, [11]એ અહ્ન તણૂં નહીં કામ." ૬
વલતા [12]દુર્યોધન ઇમ બોલ્યા, "સત્ય કુહુ, ધર્મરાઇ!
દ્યૂત આખેટ તાં ધર્મ ક્ષત્રીનુ, આનન્દે દિન જાઇ." ૭

---

કડવું ૭ મું:—૧. ગોડી અ. ૨. ચોહો દિશિ દ્રાવિ કરિ ઇ. ૩. વિસ્તરે. ગ. ૪. કેમ ગ. આપણ જીતિએ બ-ક. , ૫. °કુલ અર્જુનજલ પીડિયા, કા. કુકાલ અકર્ણદલ પ° બ. કુલિ અરિણિજલ પડી. ક. કાલ દલ અર્ણવ વિચ પડિઆ. ફ. ૬. આ પ્હેલાં અ-બ-ક-ફ-ગ-કામાં:—
"સ્મરણ *નારાયણનૂં કરતાં, ×રાજસભા માંહિ આવ્યા;
સમસ્ત મહીપતિ †થયા ત્હાં બિઠા, નમી નર બહુ +મનાવ્યા."
[* કરી શ્રી સારઙ્ગધરનૂં, મધ્ય સભા—ક-ફ-ગ-કા. કરતાં સા° અ. × પાણ્ડવ મણ્ડપમાં આવે. અ. † તવ થયા બિઠા, કા. +મનાવે અ. ] રમ્ય આસન ક-કા સ્થાનક બ. ૭. °ક્રીડાની બ-ક-ગ. ૮. રમ્ય બ-ફે બિ પિતરાઇ બિઠા ઇ. ૯. દ્યૂતક્રીડા વિક્રમ. ફ. દ્યૂત સુરાવિક્રમ. અ-ક-કા. ૧૦. વધ કરે તે ફ. ઘાતકી બ. ૧૧. તે મહાન્ત તણા નહિ ધર્મ. બ-ક-ફે-ગ-કા. ૧૨. વાયક કહિ દુર્યોધન,' અસત કહૂં ધર્મરાઇ! બ.

વલતાં (વાચક)રાઇ તાં (કાંઇ) ન બોલ્યા, કોણિ ન રાખ્યુ વારી;
અરજુનનૂં અભિમાન ન જાણ્યૂં, થૈ બઇઠા જૂહારી. ૮
દુષ્ટ વચન નવિ ગમ્યૂં ગોવિન્દનઇ, તે વાત પાણ્ડવિ ન જાણી;
પાટ સોગઠાં સેવક લ્યાવ્યા; દ્યૂતક્રીડા મણ્ડાણી. ૯
દુર્જ્યોધન, દુઃશાસન, શકુનિ, કર્ણ, [13]કુમન્ત્રી જેહ,
પાણ્ડવ પ્રતિ વાઇક ઉચ્ચરિઆ, સભા સુણન્તાં તેહઃ ૧૦
"કાંઇ એક હોડિ વદીનઇ રમીઇ, [14]તુ અતિ ઊલટિ થાઇ;"
"જે કાઇ કુહુ તે હૂં આપૂં," ઇમ કિહિ જ્યુધિષ્ઠિર રાઇ. ૧૧
વાત સુણી સવિ વિસ્મે પામ્યૂં, " એ શૂં બોલ્યા, ધર્મરાઇ ?
વિપરીત બુદ્ધિ તા થૈ પાણ્ડવની. રૂઠા [15]વૈકુણ્ઠરાઇ. ૧૨
જ્યોધશી અવિ જોવા આવ્યા, કૌરવદલ સર્વ સાથ;
શકુનિ સુભટ આઘો થૈ બઇઠુ, ગ્રહી પાસા દો હાથિ. ૧૩
"પ્રથમિ ક્લિ તમ્યો શૂં આપશુ?, [16]કાઇ કહી નાખુ દાઇ;"
"દીર પર્ક્રાણ સહિત સર્વ ઘોડા, આપૂં;" મુખિ કિહિ રાઇ. ૧૪
રાઇ તણઇ કરિ પાસા આપ્યા; ઢાલ્યા ધર્મરાજનિ;
પડયા દાઇ સન્મુખ સવિ દેખઇ, ઇમ બોલ્યા શકુનિઃ ૧૫
"જિત્યા દુર્જ્યોધનિ, સવિ કો જાણઇ, પાણ્ડુ તણા તન હારયા.
દ્યૂતક્રીડા તિહા સત્ય કર્યું રે? પ્રથમ તુરી પધારયા." ૧૬
પાપી તિહાં (ઇમ)બોલઇ મુખિ જૂઠૂં, ભરી સભાજન [17]સાથિઃ
"ધર્મ-( રાઇ )ધુરન્ધર ભૂપતિ [18]સવિ તુરી હારયા હાથિ." ૧૭
"અસત્યવાદી કુલ કૌરવ કેર, તુ ઊપનૂં નવિ જાણ્.
કુટુમ્બ-નિકન્દન કરઇ શ્રીકૃષ્ણજી, પણિ પાપી ઘડુ [ન]ભરાણ્. ૧૮

૧૩. કુમિત્ર અ. ૧૪. તો ઊલટ અઙ્ગ ન માય. ફ. ૧૫. શ્રી મહારાજ અ-ફ. ૧૬. કહો યુધિષ્ઠિર રાય । બ-ફ-ગ. ૧૭. માંહિ ટ-ફ-ગ-કા. ૧૮. તે કયમ ના કિહિવાઇ ? ટ-ફ-ગ-કા.

[૧૯]સત્યવાદી જુ સત્ય તિજ્યઇ, તુ ધરા કિમ[૨૦] ધરિ નાગેન્દ્ર ?
સત્યિં[ચાઇ]; વરસઇ મેહ માગ્યા, સત્યિ તપઇ [દિ]વાકર [૨૧]ચન્દ્ર. ૧૯
[૨૨]જિહાં ધર્મ તિહાં સકલ સિદ્ધિ રે, ધર્મ તિહાં જય હોઇ.
સતિ મેહ્લીનઇ લિઉ સર્વસ્વઃ નામ કિહિશુ કોઇ ? ૨૦
ઇમ કહીનઇ ભાઇ વારયા, નહીં તુ જૂઠું કિમ બોલાઇ ?
[૨૩]જિહિવારઇ પાંચ ભડ હાકી ઊઠઇ, તિહાં કુણ સાંહ્મુ થાઇ ? ૨૧
વલી રમતિ રાઉ રચિ માંડી, સહિત અઙ્કુશ સર્વ હાથી;
દાઇ 'પડઇ' હારયા [કહી] ઊઠઇ, દરજ્યોધનનુ સાથી. ૨૨
ત્રીજઇ ફ્લઇ રાઉ ઇમ જાણ્યું, ધન બોડી ગજ લીજઇ;
[૨૪]પૂંઠી સહિત ભણ્ડાર કહૂં હારયા; જૂઠાનઇં શું કીજઇ ? ૨૩
રાજા જુધિષ્ઠિર મનિ વિમાશી, "એક ફલું હવ રમિઇ.
ત્રણિ વસ્ત જિતી લેઉં પાછી કે અધિ રાજ નીગમિઇ," ૨૪
૧૬૮

---

૧૯. હું સત્યવાદી સત્ય ન મૂકૂં, સત્યે ધરા ધરે નાગેન્દ્ર. ફૈ. ૨૦. ન, અ-ક-ગ.

☞ ૨૧. પ્રાચીન ક સંજ્ઞક પ્રતિ "°વાકર ચન્દ્ર ૧૭૦" થી શરૂ થાય છે. મૂળમાં ઇ પ્રતિ-અનુસાર અહીં ૧૬૩ કડી થાય છે. આમ ૭ કડી અસલની નૂન થાય છે. ૨૨. જ્યાંહાં સત્ય તાંહાં સકલ ધર્મ રે, ફૈ-અ-કા. ૨૩. જ્યારે એક ભીમ હાંકી. અ. [અહીંથી કા. પ્રતિ કડવા ૮ મી ૨૦ મી સૂધી નથ.] ૨૪. આ પ્હેલાં અમાં:—

"રાય કહે, 'રસરમત્ય રમિયે, અને વસ્તુ પાછી લીજે;
ને હારિયે તો સત્ય પ્રમાણે, જે હૈયે તેં કીજે.'"

સરવાળો અ-૨૧૦. બ-૧૭૩. ક-૧૭૭. ડ-૧૭૫. ઇ-૧૬૮. ફૈ-૧૮૦. ગ-૧૭૫. કા-૧૩૩.

## કડવું ૮ મું—રાગ રામગ્રી

વૈશમ્પાઇન બોલ્યા વાણીજી,
કૃષ્ણજી [૧]દૂહ્વાણા; પાણ્ડવે [વાત] ન જાણીજી. ૧
(ઢાલ)–[૨]પાણ્ડવે વાત જાણી નહીં, જે દૂહૂવાણા જગદીશ;
અરજનના અભિમાન માટઇ, ચડી ચતુરભજનઇ રીસ. ૨
પાણ્ડવ કેરી [૩]કુમતિ રે, કૌરવનઇ ગૃહિ કિમ જાઇ ?
જેહ્નઇ માથઇ કરઇ ગરજના, ચૌદ લોકનુ રાઇ. ૩
જન્મેજાઇ રા ! સાંભલુ, "રા પાણ્ડ કેરા તન્ન !
કૂલઇ સુથઇ ઘૂત નઇ," ઇમ વદઇ મુખિ રાજન્ન. ૪
"અશ્વ ગજ [૪]રથ ધન હારયૂં, હવઇ ઓડું છૂં રાજ;
બાર વરસ વન ભોગવૂં; સેવક થૈ કરૂં કાજ." ૫
એહ્વૂં કહી કરિ ગ્રહ્યા પાસા, નાખિઆ ભૂપતિં;
સુકન કહિ, "તમ સરવ હારયા, કરશુ કુણ જુગતિ ?" ૬
રાઇં નીચૂં નિહાલિઉં, [૫]જોયૂં વિમાશી મન્નિ,
"એ[૬] વાત તુ ઊપની, જુ રૂઠા જગજીવન્ન. ૭
[૭](નહીં તુ) અમનિ જિહિવારઇં વેલા પડતી, તિવારઇં પ્રગટતા તતકાલ;
આજ [૮]આમ તુ હારિઇ, જુ વિમુખ થયા ગોપાલ. ૮
હરજીઇ અમ્યો હાથિ મૂકયા, જે ઊપની દુરમતિ;
જૂવટઇ રમી સરવ હારયા, જુ શીસિ નહીં શ્રીપતિ." ૯
[૯]"રમતિ કરતાં, રાઇજી! દુઃખ ન આણિઇ મન્નિ;
વિમાસણ એ શી કરુ છુ ?" બોલ્યા દરજ્યોધન્ન. ૧૦

---

કડવું ૮ મું—૧. °ની દૂહ્વાણુ ક–ગ નાયની ખ. ૨. દૂહવણુ પાણ્ડવે જાણી નહીં, ખ. ૩ કુમતી ફ. ૪. ભણ્ડાર હાર્યા. ખ. ૫ મોહ્-ઢેથી ન બોલાએ. ગ. ૬. આવડી વાત તો નીપજે, જો ક આજ એમ તો નીપનૂં જો, ગ ૭ અમનિ યાહૂરિ કઇ પડતું ક–ફ–ગ ખમાં ૮–૯ ઊ૦પા૦ ૮. અમનિ તો નીપનૂં જો, ક–ગ. ૯. ખ–ક–ફ–ગમાં લીટી ઊ૦પા૦

"[૧૦]પ્રબલ ચિત્તિ રમુ, રાજા ! ઓડુ કાંઇ આહા વાર;
જુ જિતશુ હુ સરવ આપશું, ધનરાજિ [ગજ] ઘોડારિ." ૧૧
ધરમરાજ વલતૂં વદઇ, "કાંઇ નથી અમ પાશિ,
જે ઓડીનઇ ધન લીજિઇ, તે વસ્તુ તાં પ્રકાશિ." ૧૨
"ઓડો પઞ્ચાલી પ્રેમદા જે તમ તણી નિજ નારિ;"
[૧૧]રવિ ચડ્યા રાઉ કાંઇ ન જાણું; ફેરવી મતિ મુરારિ. ૧૩

જાણ્યૂં, "અબલા ઓડિઇ હુ સોર કરઇ ભગવાન;
એહુનઇ વાહલા છઇ ક્રસ્નજી તે, જિતાડશિ રાજધાન." ૧૪
પ્રમદા પ્રેમિં ઓડિઆં, [૧૨]કરિ ગ્રહી પાસા જોઇ;
જાણ્યૂં, "પડશિ પાધરા" [પણ્ય], પડ્યા અવલા [૧૩]સોઇ. ૧૫
[૧૪]હારીનઇ વનિ ચાલિઆ, વલી તેડ્યા બીજી વાર.
રમાડીનઇ નઇચર્યા, પરહી ગ્રહ્યાં હથિઆર. ૧૬

[૧૫]તિવારઇ ફેરી હાક વાગી, નગરમધિ સંસારિ;
"પાણ્ડવ પ્રથવી [૧૬]નીગમી તે, સહિત સુન્દરી નારિ" ૧૭
દ્યૂતશાલાથી ઊઠિઆ, સુભટ દરજ્યોધન;
હસી હાથે તાલી દીધી, શુકનિ દુઃશાસન. ૧૮
પિતા કેરઇ પાઇ લાગી, ગુરુનઇ નામ્યૂં શીસ;
બોલ આપણુ થાપિઉ; ઊપરિ જિતાડ્યા જગદીશ. ૧૯

બીષ્મ દ્રોણ્ નઇ ક્રપાચારજિ, અશ્વત્થામા મુનિ,
વિદુર [૧૭]અલગા થૈ રહ્યા, "શૂં કરશું જગજીવન?" ૨૦
દાસ પોતા કેરા હરાવ્યા, જુ કરચૂં હશિ અભિમાન;
સદાઇ પાણ્ડવ પૂઠિ હીંડતા, સમરથ શ્રીભગવાન." ૨૧

---

૧૦. પાંધરો ચિત્તે શૂં રમો છો? અ. ૧૧. રમતિ-રશિ રાઇ. ખ–અ. ૧૨. મહા પાસા હાથિ રાય ક. ૧૩. દાય ક. ૧૪. ગ-ખ-ફેમાં ૧૬ મી નથી. ૧૫. હાર્યો ફેરી હાક વાગી, મંગતા સંસારિ ક-ફે-ગ. ૧૬. રાજ હાર્યૂં ખ. ૧૭. આશ્રિત્ય ખ-ક.

એટલઇ દુરજ્યોધન બોલિઆ, "અક્ષોહિણી ગૈ અસવાર,
ઇન્દ્રપ્રસ્થે રિધિ પાણ્ડવ કેરી, મોકલુ માહરઇ દ્વારિ. ૨૨
તિહાં આણ વરતાવુ માહરી, કહુ, પાણ્ડવ તે વન જાઇ;
હારયા મુખ શું લેઇ બઇઠા, સભા માહરી માંહિ ? ૨૩
તમે કહિતા, 'અન્ધ કેરુ, પુત્ર દુરજ્યોધન;'
તાહરી સભા માંહિ હરિ દ્રુપદી, તે કિમ વીશરઇ દિન ? ૨૪
જા રે, અબલા આણિ ઓહરી, એહ તણી નિજ નારિ;
સેવક ! શું નથી બોલતા ? શું રાખશુ [18]સ્ત્રી હારિ ?" ૨૫
[19]વલતા ધરમરાજ ઊચરઇ, "જા ભાઇ ! તેડી આવિ;
કહજે, 'તાહરા કન્થ હારયા, હરિ-ભગતિ ચૂકા ભાવ. ૨૬

૧૯૪

---

## કડવૂં ૯ મૂ—રાગ એજ

સેવક ચાલ્યુ માગી સીખજી;
"મનિ મ આણેશિ કિહિની બીહકજી. ૧
ઢાલ—બીહક મ આણેશિ કિહિની, જાએ [1]ગૃહ મઝારિ;
પાણિ સાહીનઇ પ્રમદાનઇ, લ્યાવે આણઇ ઠાહરિ." ૨
નિરભઇ થયુ ભડ નીશર્યું, આવ્યુ પઞ્ચાલીનઇ ઘઇરિ;
જિવાહરઇં પરપુરુષ આવતુ દીઠુ, તિવારઇ ઘર-મધિ પઇઠી નારી. ૩
દાશીઇ તે રાખુ વારી, "નારી છઇ સ્ત્રીધર્મિં;
આભડવા અધિકાર નહીં, બ્રહ્મક્ષત્રિ-વિશિનૂં કર્મ." ૪

---

૧૮. ઘરદ્વાર. ફ્-ગ. ૧૯. છેલ્લી કડી પછી કામાં ઊથલો:—
"'હરિભક્ત ચૂકયા ભાવ રે,' ઇમ યુધિષ્ઠિરે વાણી કહી,
સેવકનિ દીધી આજ્ઞા. તે તેડવા ચાલ્યો સહી."

સરવાળો અ-૨૩૫. બ-૧૯૮. ક-૨૦૩. ક-ગ-૨૦૧. ઇ-૧૯૪. ફ્-૨૦૫. કા-૧૬૦.

કડવૂં ૯ મું:—૧. અન્તેઉરિ મુઝારિ બ-ક-ફ્-ગ-કા.

[૨]સુણી વાણી વસ્ત્ર માહ્યું, બોલતુ મુખિ વાત:
"બુદ્ધ સહિત પાણ્ડવે રાજિ હારયું, આપી દુર્યોધન-હાથિ." ૫
ઇમ કહીનઇ તે વસ્ત્ર, આવંતુ દીઠુ રાય;
"એણે ઘામણિ શું નીપજઇ ? દુ:શાસન ! તૂં જાઇ. ૬
[૪]કેશ ગ્રહી તૂં કામનીના, લ્યાવેં આણુઇ પાશિ;
તે દિન તૂંનઇ કિમ વીસર્યું ? સહૂ દેખતાં કર્યું હાસિ. ૭
કહૂં તતખેવ કોપિ ઘણુ, ભડ ! કરડતુ મુખિ દન્ત;
મારતુ લ્યાવે માનિનીનઇ, દેખતાં એહના કન્થ." ૮
રોસભરિ તિહાં જૈ પુહુતુ, દ્રુપદીનઇ ઘઇરિ;
આવતુ દીઠુ જિમ શરણુ; "શા રે કરશું પઇરિ ?" ૯
વદઇ દાસી, "રહો, રાવત ! આખડાશું શું પ્રાણ ?
રજસ્વલા એ છઇ રાણી, નથી બોલતાં મુખિ વાણિ." ૧૦
ચરણ-પ્રહારિ પડી દાસી, ગયુ મન્દિર માંહિ.
નારિ હીંડઇ નાસતી, દુરબુદ્ધિ કેડિ ધાઇ. ૧૧
અબલા પડી [૪]તવ આખડી; નઇ ઘસી ધરિઆ કેશ.
કામિની અતિ કરગરઇ, [૫]જ્યીવન બાલી વેસ: ૧૨
"ભાઇ ! માહરઇ નથી અવસર, જિ આવૂં સભા મઝારિ,
સુભટ સહૂ મુખ દેખશિ; મુહુનઇ મારતુ શિઅ કાહરિ ? ૧૩
[૬]કહિ, સેવક ! સહી હારયા, પછઇ મારયા કન્ય ?
તે છૂટતાં ધરિ જ્યોતિતા, કિમ હુઇ રે કસપાન્ત ! ૧૪
ભીષ્મપિતાનઇ શું થયું રે ? દ્રોણ કપા ગુરુદેવ ?
એણે વારી ન રાખ્યુ તો, નાથ નથી અવિસ્તમેવ." ૧૫
[૭]તિમ ઝૂરે ઘણી કામિની, તે તિમની આશ્રમ;
લોક જોવા મિલ્યા ટોળે, જેહનુ ધણી (તો) ધર્મ. ૧૬

---

૨. હારય. ટપ. કહે તાખેવ તે બન્ને પાઠ ક. ૩. કમાં ૭ મી નથી. ૪. અવની ક. ૫. અકૈના ક. ૬. આમાં ૧૬-૧૪-૧૫ ના ક્રમે. ૭. કેશ ગ્રહીને કામિની ક.

વિલાપ કરતી તે વનિતા, સમરયા સારિઙ્ગપાણિઃ
"દોહિલી વેલા તૂંજ સખાઇઉ, ભગત–વછલ જાણિ. ૧૭
તૂંહજ ત્રાતા, ભ્રાતા તૂંહજ, પિતા તૂં મુહુસાલ;
પીહર તૂં, મુઝ માત, માધવ ! કરિ સાસરઇ સમ્ભાલ." ૧૮
[8]સ્તુતિ કરતી મુખિ શામા, આણી સભામધિ નારિ;
જાુઇ તુ નાથ અનાથની પરિ, બઇઠા સભા–મઝારિ. ૧૯
રાઇ–આંગણિ સુભટ સઘલઇ, જોઇ સતી કેરૂં રૂપઃ
શિર ઊધાડૂં દીઠૂં દ્રુપદીનૂં; બલ આયુ ઘટિઆં ભૂપ. ૨૦
દરજ્યોધન રાઇ આગલિ ઊભી, રાખી અબલા દીન;
"તૂં ભરી સભા માહિ હશી અમનઇ, આજ થૈ આધીન. ૨૧
[9]સમ્ભારિ તાહરઇ હુઇ તેહનઈં, આજ કરઇ તાહરી સાર;
હારયા હવડા વનિ જાશિ, તાહરા એ ભરતાર." ૨૨
– દુઃશાસન કહિ, "અઇશિ ખુલઇ, દરજ્યોધનની દાશિ !"
"તૂં હારી છઇ સહૂ દેખતા, એહનઇ કાઢશિ વનવાશિ." ૨૩
તિરસ્કાર કીધુ કામિનીશૂં; બોલ્યુ મૂઢ અજાણ.
"વડી ભાભી માત કહિઇ," ઇમ વદઇ વેદપુરાણ. ૨૪
[10]એહ તણુ તૂં ખરખરુ, ચિત્ત મ આણિશિ, મૂઢ !
ભડ ભીમની ગદા બઇસશિ; રૂસશિ ગરુડારૂઢ. ૨૫

[ ઊથલુ ]

રૂસશિ ગરુડારૂઢ નઈં, તિહારઇ આફણીઇ જાણશુ;
થોડે દિહાડે તમ કાલ પુહુતુ, [11]ભાઇ ! મનથૂં જાણશુ". ૨૬
૨૨૦

૮. વિલાપ કરતી વિનતા, અ આ મ્હેલાં ક્રમાં:—(બમાં ૧૮–૧૯ ઊ૦પા૦)
"એણી પેરે દ્રૌપદી તે, સમરે શ્રીભગવાન;
પાણુ સાહીને નીસર્યો, તે દુષ્ટ દુઃશાસન."

૯. ફમાં ૨૨મી નથી ૧૦. ખોલાતણો કાંઇ ખરખરુ, ક–ફ–ગ–કા ૧૧. અભિમાન તાં મ આણશુ. ક. મનમાં ન, કા સરવાળો અ–૨૬૧. બ–૨૨૪. ક–૨૨૯. ડ–૨૨૬. (ખરો ૨૨૭). ઈ–૨૨૦. ફ–૨૩૧. ગ–૨૨૭. કા–૧૮૬.

## કડવું ૧૦ મું–રાગ એજ

[1]કોપિ ચડિઉ કૌરવ–કાલજી;
આંખિ ચડાવી; મુખ્ય વિકરાલજી.[2]　　૧
ઢાલ–વિકરાલ મુખ રાજા તણું નઈ, ઉભશાં અંગિ રોમ.
આસનિ ખડ્ગ ઊછલઇ, ભડ હાક વાગી વ્યોમિ.　　૨
[3]"અરે ભૂંડાઓ! તમે શું જૂઉ છુ, [4]આ રાંડ કરતી રાઢિ ?
[5]લાજ એહની નીગમુ, પ્રમદાનાં પાગ્રણ કાઢિ."　　૩
ગાંડીવ નઇ નિજ ગુરુ વારઇ, "ઇમ ન કીજઇ વીર !"
વલગુ દુઃશાસન વિજની પરિ; ધરી ધરિઉં ચીર.　　૪
"મેહલિ પટકાં, પ્રમદા! '[6]સ્ત્રીધરમિ હૂં છૂં આજ;'
[7]પટ, રાજિની! પરિ મેહલુ, પછઇ કરજ્યો લાજ."　　૫
કઅધીઇ ઇમ કહ્યું જિહ્વિવારઇ, ધરી કન્ય સાહમૂં જોઇ.
તિમ ભીમ થયુ રાતડુ, [8]રા ધરમિ વારયુ સોઇ.　　૬
[9]"બાપ! અવસર આજ હુઇ તુ, હારિઇ કાં વીર ?
રાજસોઇ તાં તમે કીધુ, જુ પાસઇ હુતુ જિહુવીર.　　૭

---

કડવું ૧૦ મું:—૧. કૌરવ–અંગે ચઢિઓ કાલજી. ગ. ૨. વધારે–અન્તર ઊપની અગ્નિજ્વાલજી ગ. ૩. સુભટ સઘલા શું, ડ. ૪. વાત ગઈ છે હાથ. અ–ડ ૫. કન્ય દેખે નીલજ કરુ, ખ. એના પુરુષ દેખતાં, ગ. ૬. આક્રન્દ કીધું આજ. ગ. પછે કરજો લાજ. ખ. ૭. "પટરાગિની છો પણ મૂકશુ, સત્યવ્રતનું આજ." ખ. "પટરાગિની વેણી કરે નારી, સતી છો જે આજ." ગ. ૮. કે છે સાંભલજ્યો સહુ કોએ. ગ. ૯. આ પ્રતમાં:—
"કે છે, 'હણું હમણાં કૌરવને, અને કરું પ્રથવી–પાત;
પણ શું કરું જે અપત્ય થાએ, હાર્યા છે મારા ભ્રાત.
અન્તે કૌરવનો કાલ છું, જેણે નાખ્યો સ્ત્રીપર હાથ;
તેનું રુધિર પીવું કર્યું મારે, સાંભલો સહુ સાથ."
એમ કહી ધિઓ આકલો' ક્રોધ અંગે ન માએ;
ત્યાં સભા લાગી કમ્પવા, તારે વારે જુધિષ્ઠિર રાએ."

આપણુ ઊપરિ તેહજ રૂઠુ; ચડી છઇ હરિનઇ રીસ.
અબલા કેરી સાર કરશિ, *જપુનઇ જગદીશ.'' ૮
ઇમ કહી નીચૂં નિહાલિઊં, અભડ્યું પાચઇ જોડ;
"વાહ્‌રઇ ચડજે, વીઠલા ! તૂં સમરથ રાઇ રણછોડ." ૯
એટલઇ ચીર કાઢિઊં રે, પાપીઇ તેણી વાર;
નિશવાસ મેહ્‌લઇ માનિની, નૈણે નીર[ [10]ત્રિધાર. ૧૦
સભા સઘલી ત્રાસ પામી, [11]નીચા ચૈનઇ જોઇ;
પાણ્ડવ કેરી પ્રમદા, કૃષ્ણ ! કૃષ્ણ ! કહીનઇ રોઇ. ૧૧
બાલગોપાલ ઇમ કહઇ, "કાંઇ ભૂંડૂં છઇ હનાર;
રાજમહીપતિ દેખતાં, [12]નગન કરઇ છઇ નારિ." ૧૨
હરિસ્તુતિ શામા કરઇ, દ્રુપદતનયા જેહઃ
[13]"વાહ્‌રઇ માહ્‌રી ચડે, વીઠલા ! દમઇ છઇ દુષ્ટ દેહ." ૧૩
૨૩૩



* યદુપત્ય કા. ૧૦. અહીંથી ૧૧ માનાં ૩ર નાં ૩ ચરણ સુધીનું ડનું પાનું ૧ નષ્ટ. ૧૧. ઊભા ખ-ગ ૧૨. અસૂઆરિ છિ નારિ ખ-ફે-કા.

☞ ૧૩. અહીં ફ-ગ એ પ્રતિયો કડવું ૧૦ મું પૂરૂં કરે છે. સરવાળો—ફે-૨૪૪ ગ-૨૪૦. ડનું પાનું નષ્ટ છે. કા પ્રતિમાં આ પછી ઊથલોઃ—

"દમિ છે દુષ્ટ દેહ રે,' ઇમ દ્રુપદી સભામધ્ય કરગરે;
'હાવિ સાર કરજે તું, વિઠ્ઠલા ! તુઝ વિના બીજો નહીં કરે."

કા. ૨૦૦.

## કડવું ૧૧ મું—રાગ [1]રામગ્રી જિતમાન

"સ્વામીજી! (તહ્મે) શિ ન સાંભલુ ? [2]નથી જાણતા ધર્મ;
[3]ધર્મ-હાનિ હોઇ યદા, તદા પરગટુ, પરિબ્રહ્મ !"
ધ્રુવપદ-ત્રાહિ ત્રાહિ કરિ કામિની, પઞ્ચાલી તે નારીઃ
"( તહ્મ વિના માહ્‌રઇ કો નથી; સાર કરુજી [4]માહ્‌રી.) ૧
નાથ ! મીનરૂપઇ વેદ વાલિઆ, પાલિઆ નિજ બોલ;
પૂઠિ પ્રથવી ધરી રહ્યા, [5]મેરુ મહીય વિરોલ (?) ત્રાહિ. ૨
દાઢા-અગ્રિ અવ્રની ધરી, વારાહતન્ન વિકરાલ;
નરસિંહરૂપ તમ્યો ધરયુ; રાખ્યુ દૈત્યનુ બાલ. ત્રાહિ. ૩
બલિ પાતાલઇ ચાંપિઉ; રાખ્યૂં ઇન્દ્રાસન્ન;
ભક્તિકારણિ તમ્યો ભૂધરા ! ધરૂ વામન તન્ન. ત્રાહિ. ૪
ફરશરામિ ક્ષત્રી હણ્યા, પાલ્યૂં તાતવચન્ન;
બ્રહ્મ-પ્રહાર દુષ્ટઇ કરયા, મારયો સહસ્રાર્જન્ન. ત્રાહિ. ૫
રઘુકુલ-તિલક દીપાવિઉં, મારયા દૈત્ય અનેક.
ભગત ઘણા તઇ તારિઆ, જાણી ગ્નાન વિવેક. ત્રાહિ. ૬
હવિ અહ્મકારણિ તહ્મો અવતરયા, વલી ભકતનઇ કોડિ;
દુઃખ પડઇ વાહ્‌રઇ ચડો, [6]સ્વામી શ્રીરણછોડ ! ત્રાહિ. ૭
સ્વામી ! તહ્મો પાણ્ડવ પ્રતિપાલિઆ, વાલિઆ તહ્મિ દીન;
ઊછેરી [7]નવિ મારિઇ, નાથ ! વિશ્વજીવન્ન ! ત્રાહિ. ૮
ઘણી વાર વાહ્‌રઇ ચડ્યા, તે માટઇ છઇ આસ;
[8]લાખ્યાગ્રહિથી ઊગારિઆ, [9]સુખી થયુ વનવાસ. ત્રાહિ. ૯

---

કડવું ૧૧ મુંઃ—૧. વેરાડી રામગ્રી ગ. ૨. જાણો સપરો ધર્મ ફ. ૩ ધર્મલોપ જ્યારે રહ્યો, હવે ફ. ૪. આલે સંસાર ફ. મોરાર અ. ૫. નદી મેરુ વિરોધ ગ મેરુ મહાવિરોધ. ક. ૬. બાધા બન્ધન છોડ અ. ૭ અમ આછરો, સ્વામી જગજીવન્ન ! ઇ. હાથ ચઢાવીને આછરો, ફ ૮. °મહવિષમોદકા, અ-બ-ઇ-ફ. ૯. રાખ્યા અવિનાશ. ઇ.(લેઇ)...સમરથ રાઇ રણછોડ. અ.

વનમધ્યથી નિધિ પામિઆ, તાહ્‍રઇ ચરણ–પ્રતાપ;
[10]મછ્ય વેધી પાચઇ વરયા, તહ્મનઇ સૂંપી હૂ, બાપ! ત્રાહિ. ૧૦

નહી તો પાણ્ડવ કહિ તણા ? તાહ્‍રૂ પાસું, દયાલ !
[11]હેડમ્બાથી ઊગારિઆ, તઇ ઇમ કરવી સમ્ભાલ. ત્રાહિ. ૧૧

તઇ રાજસૂઇ કરાવિઉ, મહિમા મોટુ કીધુ,
ઊંચા ચડાવી મ આછટો, મહિણા મોટા દીધ. ત્રાહિ ૧૨

[12]સ્વામીજી ! શિ ન સાભલુ રે ? એવડો શો [13]દોષ ?
સુહુડઇ ચડી બુલાવિઇ, ન [14]કીજઇ કાઇ રોષ ત્રાહિ. ૧૩

અપત્યનઇ ન ઊવેખિઇ, મુખઇ દેતા ગાલિ,
[15]તિમ જાણુ, માહ્‍રા નાથજી ! વચન તૂ પ્રતિપાલિ. ત્રાહિ. ૧૪

[16]નાથજી ! કા નથી આવતા ? હવિ શુ છઇ વિલમ્બ ?
કનકપુરી જેહ દ્વારિકા, સોલ સહસ્સ સ્રીકઁ, ત્રાહિ ૧૫

તે ગોપીશ્ક્રીડા કરુ, બહુ પુત્રહ્ પરિવાર,
તે માટઇ અહ્મ વીસરયા, સ્વામી ! વિશ્વાધાર. ત્રાહિ ૧૬

માહ્‍રા કૈરવઇ કેશ ગ્રહ્યા, ન સહૂ પાટૂ–પ્રહાર,
ત્યાહ્‍રિ વાટ જોઇ હરિ ! તહ્મ તણી, જાણૂ ચડશુજી વાહ્‍રિ ત્રાહિ ૧૭

સભા માહિ આણી ઊભી કરી દેખઇ છઇ બહુ ભૂપ,
નખ માહ્‍રુ નિરખ્યુ નથી, પરપુરુષ સ્વરૂપ ત્રાહિ. ૧૮

---

૧૦ અર્જુનિ મછ વેધિયો ઇ ૪ ૧૧ સંકટમાથી રાખિએ, ગ.
☞ ૧૨ આ કડીયેથી અ ૧૨ મૂ અને બ ક–ઇ–૧૧ મૂ ગણે છે આ પ્રકારે સરવાળો અ–૨૮૯ બ ૨૪૯ ક–૨૧૪ ઇ ૨૪૫ ગગ– વેરાડી

૧૩ રોષ અ–બ–ઇ ૧૪ દીજ ના દોષ ઇ–ક ૧૫ વિપર્યય પડ્યે અ ૧૬ "વિલંબ શો નથી આવતા ? સ્વામી ! શ્રીરંગ !
કનક તણે ગઢ પોઢિયા, સોલ સહસ્ર કામિની સંગ" અ.

દુષ્ટ દુઃશાસન પટ ગ્રહી રહ્યુ, [17]છઇ ઊઘાડૂં શીસ;
ભક્તવછલ બિરદ તાહરૂં,] વાહરઇ ચડુ, જગદીશ ! ત્રાહિ. ૧૯
બિરદ તિ માહરૂં સાંભલ્યુ, સારચાં સેવકનાં કાજ;
દ્રૂ ભગત વનિથુ રાખિઉ, આપ્યૂં અવિચલ રાજ. ત્રાહિ. ૨૦
શરણિ તમાહરઇ આવિઉ, નિજ દાસ પ્રહ્લાદ;
સ્તમ્ભ માંહિથી પ્રગટયા, જ્યાહરઇ કીધા સાદ. ત્રાહિ. ૨૧
અમ્બરીષની રક્ષા કરી, મૂક્યૂં સુદરશન;
દુરવાસાથી ઊગારિઆ, તઇ ભગતાજન-જીવન ! ત્રાહિ. ૨૨
રાજા બલિનૂં લાડ તઇ પાલિઉં, થૈ રહ્યા પ્રતિહાર;
અજામેલ તઇ ઊધરયુ, રાખી ગામકી નારિ. ત્રાહિ. ૨૩
ગ્રાહ ગજપતિ મૂકાવિઆ, તે પશુ અગન્યાન;
તિમ જાણીનઇ મુહુનઇ, નાથજી ! મૂકાવુ, ભગવાન ! ત્રાહિ. ૨૪
નાથ ! ગોકુલ બલતૂં રાખિઉં, પીધુ દવ બિ વાર;
ગોવરધન ગિરિ કરિ ધરયુ, તિમ રાખિનઇ, મુરારિ ! ત્રાહિ. ૨૫
લોક પાસૂં કહિ પરિયલનૂં, તમ છઇ મોટી લાજ;
દુષ્ટનુ પાશ મૂકાવિઇ, સમરથ શ્રીમહારાજ !" ત્રાહિ. ૨૬
[18]ભગવન્તજી પુઢ્યા દ્વારકાં, [19]કમલા નાંખઇ વાઇ;
નિદ્રા માંહિથી જાગિઆ, પ્રભુ વૈકુણ્ઠરાઇ. ૨૭
નન્દસુનન્દ બોલાવિઆ રે, "ભાઇ ! ગરુડનઇ તેડિ;
[20]દાશી માહરી દુષ્ટ-વશિ પડી, રખે લાગઇ જેડિ." ૨૮

---

૧૭. ઊઘાડૂં અડૂં શીસ ઇ-ફ. અમારૂં બ.—આ ૧૯મી ગમાં નથી. ક અહીં ૨૬૦ નો આંક આપે છે. ૧૮. દયાલજી. ક. કૃષ્ણજી. ગ. આ પહેલાં અ-બ-ફ-ગમાં:—

"નામ જપે નારી ટલવલે, બલબલે અપાર;
ભગત તણા ભય ભાંજવા, ધાયા વિશ્વાધાર."

૧૯. લક્ષ્મી ચાંપિ પાયિ ક-ગ. ૨૦. માહરી દાસીનિ દુષ્ટે ઘેરીઆ. બ.

લિખિમી લાગાં પૂછવાઃ [૨૧]એહ્વી કુણ છઇ દાશિ,
જેહ કારણિ હાકી ઊઠિઆ, મૂકતા નિશવાસ !" ૨૯
"અબલા શિં નવિ ઓલખઇ, પઞ્ચાલી રે નારિ ?
પાણ્ડવનઇ ધરિ રહૂં ઘણું, ભગતિ કરઇ અપાર. ૩૦
તે પાણ્ડવે રાજિ હારયૂં, સાથિ દ્રુપદી જેહ;
મહા પાપી પટ ગ્રહી રહ્યુ, નવિ મૂકઇ રે તેહ. ૩૧
ખોડિ લાગશિ મુહુનઇ, કહૂં તૂંનઇ રે આજ;"
પ્રતિગન્યા હરિ તિહાં કરઇ, પ્રભુ વૈકુણ્ઠરાઇ. ૩૨
"દ્રુપદી-શીસ ઊઘાડિઊં, દેખી હશિઆ સોઇ;
તેની સ્રીનાં શીસ મૂંડાવશ્યં, કૌરવ કુલનઇ ખોહિ." ૩૩
"[૨૨]સ્વામી ! ભગત જે તમ તણા, નારી [૨૩]પામઇ ત્રાસ;
આગલિ જેહ્નઇ પડ્ખીઇ, તેહ્નઈં લીજઇ સાથિ. ૩૪
જેહ્નઇ દુઃખ પડિ દાઝિ લાગઇ, ભાજિઇ તેહ્ની ભૂખ;
કષ્ટ જેનૂં જાણી ટાલિઇ, તેહ્નઇ નાણિઇ દુઃખ." ૩૫
[૨૪]"નારિ ! છાયા ગુણ તુ જાણિઇ, ગાઢું લાગઇ તાપ;
સાજન સુખ ઊપજઇ, કરઇ દુષ્ટ સન્તાપ. ૩૬
[૨૫]અરજન અભિમાનિ વઘુ, નન્ધા શ્રીરઘુવીર.
દુઃખ પામ્યા, ઘણુ પામશિ," કહ્યૂં [૨૬]યાદવવીર. ૩૭
ઇમ કહીનઇ ગુરુડિ ચડ્યા, "થાઇ છઇ રે [૨૭]અસુર;
પાણ્ડવની પટરાગિણીનઈં, દુઃખ છઇ રે ભૂર." ૩૮

---

૨૧. સ્વામી ! કાહો રે વાત દેખતાં સુરનરસાથ. ખ. ૨૨. "એહ વાત છે તમ તણી, નારી પાંચ ભરથાર." ખ. ૨૩. પાંચિ ભ્રાત ક-ફ-ગ. ૨૪. "નારી છાંડે ગુણ ઊપજે, તન લાગે તાપ.

સ્વજન સન્તોષ ન્તે નથિએ, ઊપજે સન્તાપ." ફ. ☞ આ ૩૬ મીયે ક-ફ-ગ ૧૧ મું પૂરૂ કરે છે. ક-૨૭૭. ફ-૨૭૮. ગ-૨૭૬. આમાં ૩૬ મી નથી. ૨૫. ખમાં ૩૭ મી નથી. ૨૬. એહૂને શરીર. ફ. ૨૭. આરદ અ-ક-ઇ.

દ્રુપદીના શીસ ઊપરિ, આવ્યુ અનાથનુ બન્ધ;
અભિમાનઇ આવરયા, [28]અતિ વદઇ મુખિ અન્ધ. ૩૯
૨૭૬

## કડવું ૧૨ મૂં—રાગ [1]સામેરી.

તિવારઇ દરજ્યોધન બોલિઆ, "સુણિ, હો દુઃશાસન!
વડી વારનુ પટ ગ્રહી રહ્યુ, ફિટિ ભૂંડા મન્દ! ૧
આગઇ વિષધર છન્છેરિઉ, મારઇ મુખિ ફૂંફાડિ;
થું થર! કાંયુ સાંસતુ? [2]એહનૂં ચીર ગ્રહી કાઢિ." ૨
કહિતાં પટ આકર્ષિઉં, સતી કેરૂં હો ચીર;
બાઇંઇ બીજૂં પહિરાવિઉં, (મન) ગમતૂં જિદુવીર. ૩
કૌરવ કહિ, "[3]રે કિમ કરયૂં, બીજૂં પહિરયૂં અંગ્નિ;"
તે તાણીનઇ કાઢિઉં, ત્રીજૂં [4]તો નવરંગ. ૪
ચુથૂં ચતુરભજિ આપિઉં, [પાંચમૂં શીપરિધાન;
છઠ્ઠૂં છમીસઇ પહિરાવિઉં, સાતમૂં તે અતિરમ્ય. ૫
શ્વેત પીત નીલાં રાતડાં, કૃષ્ણ કાબરાં સાર,
એકેકપિ રંગ્નિ આગલાં, કિહિતાં ન આવઇ પાર. ૬
(યમ) પરતીથી હીર ઊપેલિઇ, મેહૂલિઇ તાં બોમિ,
ત્યમ વસનુ ઢગલુ વાલિઉ, જેનઇ વાગો બ્યોમિ. ૭

---

૨૮. મુંડા નવિ દેખિ અન્ધ. બ-ક-ડ [illegible] અહીં અમાં ૧૨ મું; બ-ઇ-ડમાં કડવું ૧૧ મું પૂરું. સરવાળો અ-૩૧૫. બ-૨૭૬, ઇ-૨૭૨. ડ-૨૮૫.

કડવું ૧૨ મું:—૧. સારંગી. આ રાગથી ઊપરના કડવાની ૩૭ માંથીજ ગમાં. ૨. એહનૂં પાભરણુ કાઢય. ઇ-ગ. વેગિ. બ-ક. પ્રેમદાના ડ. ૩. કપટ કર્યું. બ-ક-ડ-ગ. ૪. દીસે મહારંગ. બ. ૫. દ્રુપદા આભા હાથ. ઇ-ડ. રહ્યા માહરા હાથ બ.

થાકુ દુ:શાસન થયુ સાસતુ, [5]રહો રાખો વાત.
કારણ કો [6]નથી જાણતા, દીસઇ છઇ ઉતપાત. ૮

નવસિ નવાણૂં ખરા ગણ્યા, બહુ ભાતિ વિશાલ;
આશ્ચર્ય જોવા એકઠા, મલ્યા સર્વ ભૂપાલ. ૯

ભીષ્મ દ્રોણ ઇમ ઊચરઇ, અશ્વત્થામા [7]પ્રૌઢ:
"ભાઇ! પૂઠિ મેહ્લુ પાણ્ડવ તણી, કા થયા છુ મૂઢ? ૧૦

જેહ્નઇ સમરથ પાસૂં કૃષ્ણનૂં, તે ગાળ્યા કિમ જાઇ?
નવસિ નવાણૂં પટ પૂગિઆ. [8]મોટો વૈકુણ્ઠરાઇ. ૧૧

તેહ થકુ સર્વ નીપજઇ, [9]મુઝ ઊપજઇ છઇ એહ;
જિત્યૂં ફ્લ નવિ હારિઇ, સારી [10]શીખજ એહ. ૧૨

કાઇ પાચઇ મલી નથી હારિઆ, એકઇ કાઇ નવિ હોઇ;
[11]એ સાધવીનઇં તહ્નિ દૂભશુ તુ, એહ્નૂ કર્તવ્ય જોઇ, ૧૩

એણઇ અન્તરિક્ષ પટ પૂરિઆ, માથઇ શેઠ સમરથ;
એ નારિ પાણ્ડવ કહ્નિ મોકલુ, નહીતરિ થાશિ અનરથ." ૧૪

વિદુર કહઇ, "પિહિલૂ[12] કહ્યૂ, [13]તમે રચતા પરપઞ્ચ,
આગઇ [14]અનરથ નીપજઇ, તેહ જોયો સઞ્ચ. ૧૫

કૌરવ-કામિની રડવડઇ, રોતી વન મુઝારિ,
[15]દુ:ખ અતિઘણૂં પામશિ, સત્ય હશિ સંસારિ. ૧૬

---

૬. પ્રીછે નહીં, આ મોટુ ખ-ફ ૭ શૂર, .છે ભૂર. ખ-ઇ-ફ ૮. માથે શેઠ સમરથ રાએ ગ —આ ૧૨ મી ખમાં નથી ૯. જ્યાં ન ઊપજિ એહ ઇ ૧૦ શીખામણ ઇ-ફ ૧૧ સાધવીને મો દમશો, ગ ૧૨. °લા વારિઆ ખ-ઇ ૧૩ વિચાર કરતાં ક. ૧૪ હનિ યે ખ-ઇ-ફ. ૧૫ પાપી પાપે પચશે ખ. "પાપી મહા પાપે પચે, એ સાચ છે સંસાર." ફ—આ ૧૬ મી ખમાં નથી.

[16]પછિ અન્ધ ! મુખથી યે કહ્યું, હશિ કુલ અંગાર;
ભૂંડા ! હૃદિ તણી ચક્ષ કાં ગઇ ? તમ રૂડા વિશ્વાધાર. ૧૭

કૂંઅરિ કાર્ય કૂડું કરયૂં, કાઢ્યાં કૃષ્ણાનાં ચીર;
નવસઇ નવાણું પૂરિઆં, તમનઇ રૂડયા યદુવીર. ૧૮

સતી–અંગઇ કોપ ઊપજઇ, તમ બાલીનિ કરશિ રાખ;
[17]વધૂનઇ વચનઇ અમીઇ શીંચુ, નહીતો ટાલશિ શાખ." ૧૯

[18]વહૂ પાસિ તેડી પ્રીછવ્યાં, વર આપ્યા ત્યહાં ચ્યાર;
આયુધ વસ્ત્ર અપાવિઆં, વચન સાચઇ નારિ. ૨૦

ત્યાહરઇ હાથ ઝાડકા ઊભુ રહ્યુ, દુષ્ટ દુઃશાસન;
કર્ણ શકુનિ ઇમ ઊચરિઆ, રાજા દુર્યોધન. ૨૧

[19]સાંભલી સહૂઇ ઇમ કહ્યું, " રહો રાખો વાત;
તહ્મનઇ ગમિ તે કીજિઇ, સર્વ એકજ સાથ." ૨૨

---

૧૬. ક–ગમાં ૧૭–૧૮–૧૯ ને બદલે:—

*'શુણિ ધૃતરાષ્ટર આંધલા ! ફૂટી હૈઅની આંખિ;
દ્રુપદીનિ શિ ન પ્રીછવિ ? પાપે ન એસ્ય ક્યાંય."

[*કંટ રે ગ]. ૧૭ દ્રુપદીને સન્તોષજો, ખ.

૧૮. અ–બ–ઇ–ફમાં ૨૦–૨૧ ને બદલે:—

'ધૃતરાષ્ટર તેડયાં દ્રુપદી, અન્ધ મતિ અજ્ઞાન;
*દીન વિવેકી પ્રીછવ્યાં, આપ્યાં ×વચન તે દાન;
તવ ત્રણિ વર મઘા કામ્યની, 'અમ હુ નહીં દાસ ભરતાર;
હૂં વન કન્ય પાસિ રહૂં, આપુ +અસ્ત્ર હથિઆર.'
એટલિ દુર્યોધનિ લખિઉં, 'અન્ધ આપશિ રાજ્ય;'
દુઃશાસનિ હાથ ઝાટક્યા, કર્ણ–શકુનિ‡નિ લઈ.

[*વીનતી કરીને અ. વિનય વચને ફ. ×અવિચલ. ફ+ત્રો. અ
‡સહાય. ફ. બમાં આ ઉક્તી નથી.] ૧૯. "ચ્યારિ એક થૈનિ બોલિઆ,
એ રાખિયે તાં વાત." અ–ઇ–ફ.

[20]વસ્ત્ર આપીનઇ મોકલ્યા, [21]પાચ પુરુષ સ્રી-ધર્મ.
આવીનઇ ઊભા રહ્યા, નારિ પામ્યા બહુ શર્મ. ૨૩
"અહો એમ ન જાણિશ, આવડૂં રે હો, નારિ!
સાર કીધી રે ઇણિ સામઇ, [22]ભર સભા રે મુઝારિ. ૨૪
એ આપણુ થકુ અળગુ નથી, [23]રતિ એક લગાર;
પ્રભુજી અપૂરયા પૂરશિ, સેવકજન-સાધાર. ૨૫

[ ઊથલુ ]

સેવકજન-આધાર, આધાર આપણુ જાણ,
[24]ભૂખ ભાવઠિ [25]કષ્ટ ટાલશિ, વિશ્વાસ એહનુ આણ. ૨૬

૨૯૮

---

## કડવૂં ૧૩ મૂં—રાગ એજ[1]

રા જન્મેજય! શુણિ વચનજી,
અતિ આનન્દઇ પૂછયા મુન્યજી. ૧
ઢાલ—અતિ આનન્દઇ મુનિ પૂછયા, કૃષ્ણ કહાવિ દીન-દયાલ;
નિજ ભક્ત જાણી ભગવન્તજી [2]કરી પાણ્ડવની સમ્ભાલ. ૨
પણિ એક આશ્રિજ્ય ઊપનુ, [3]તે તમનઇ કહૂં, ઋષિરાઇ!
[4]તમ ટાલી સન્દેહ માહ્‌રા [5]જીવનુ કિમ જાઈ? ૩

---

૨૦. વસ્ત્ર અસ્ત્ર ફ પાઝ્યાવી પાસિ મોકલ્યા, ક-ગ ૨૧ યાહ્ડાં (બેઠા ફ) હૂતા ધર્મ, ક-ફ-ગ ૨૨ વસ્ત્ર પૂર્યાં સભા—અ-બ-ઇ-ફ. ૨૩ ક્ષણુ ઇ. ૨૪ "સેવા નરતાં કષ્ટ ટાને, ભાવ એહ્‌વો આણુ" ગ. ૨૫ ભાંજશે ભાઇ, બ-સરવાળો અ-૩૪૧ બ-૩૦૧ ક-૩૦૫ ઇ-૨૯૭. ફ-૩૧૧. ગ-૩૦૩.

કડવૂં ૧૩ મૂં:—૧. ધનાશ્રી અ ૨ ભલી કીધી સમ્ભાલ બ. ૩ તે મનિ કહુ ઋષિરાય! ઇ તે તમ વિન કોને ન કેવાય. અ-ફ. ૪. તમવિના સન્વે માહ્‌રા મન તણુ, બ એક ફ ૫ કેણે ભાંજુ જાઇ? બ કહો કેહી પેરે જાય? ફ.

ભક્તનઇ નવ નિધિ આપઇ, પણિ કરયૂં ફલ પ્રધાન.
મિત્ર સદામા મહારાજનુ, વલ્લભ શ્રીભગવાન. ૪
અનેક સેવા કરી તેહની, પોતઇં પખાલ્યા ચરણ;
ભક્ષ્ય ભોજ્ય સેવા સુખડી, આપિઆં અશરણશરણિ. ૫
જન્મ સાતનૂં હરિઇ ફલ જોયૂં, [૬]કાંઇ ન લાધુ મર્મ;
[૭]સુખશય્યા પોતઇ પ્રારથી, [૮]વિપ્ર કરાવ્યુ શર્મ. ૬
[૯]પુનરપિ લ્યાવ્યુ તે કાંગુઆ, આરોગ્યા દેવ અનન્ત;
[૧૦]સકલ સમૃદ્ધિ રિદ્ધિ આપી, તુઠા કમલાકન્ત. ૭
નવસઠ નવાણૂં ચીર પૂરયાં, દ્રુપદીનઇ જેહ;
એ કુણ [૧૧]સમયનૂં [૧૨]દાન પામી ? ટાલ એટલુ સન્દેહ. ૮
મુનિ વક્તા બોલિયા, સાંભલુ, મહારાજ !
પાણ્ડવે આપ સમર્પણ કીધૂં, તુ ફલ કીધાં કાજ ? ૯
જિમ સન્દેહ ભાજઇ તાહરુ, તેહ કહૂં તુઝ [૧૩]નીતિ;
પઞ્ચાલીનઇ પ્રભુ વાહલા, રાજ સેવા રીતિ. ૧૦
એકવાર કૃષ્ણ તેડ્યા પાણ્ડવ, દ્વારકા-મઝારિ;
પૌત્ર ફેરા વિહિવા ઊપરિ, કુટુમ્બ સહિત પરિવાર. ૧૧
રૂપિણિ વન [૧૪]મધિ રમતિ-કારણિ, પધારયા કૃષ્ણદેવ;
પટરાગિનીઇં પરવરયા, બહુ નારિ કરતાં સેવ. ૧૨
[૧૫]પઞ્ચાલા હરિ પાશ હતાં, નિરખઇ લલિત-ત્રિભંગ;
ઇક્ષુદણ્ડ વનફલ વિવિધ પરિનાં, શ્રીફલ આમ્ર નારંગ. ૧૩
માલણિ આગલિ જઈ મેહલ્યા, શેલડી મહી ગોવિન્દ;
ઊાલતાં છૂરિકા હાથિ અડકી, માનિની મતિમન્દ. ૧૪

૬. ક્યહિં ઇ. ૭. "અનેક વાર આપ્યો ગયો ફેરવો કીધો શ્રમ." અ. ૮. સન્મુખ ક. ૯. એક ક્યાવ્યો તાન્દુલ, અ. ૧૦. અષ્ટમાસિદ્ધિ નવ નિધ આપી. ક-ક-અ. સકલ નિધિ સમૃદ્ધિ આપી ઇ. ૧૧ જન્મનૂં ફલ કહિયૂં ! ક. ૧૨ ફલ પ્રગટ્યું ! અ ૧૩. રીત ક. નવનીત અ. ૧૪. વચન રમવા, અ ૧૫. દ્રૌપદી વાંદો સાથે હતાં, અ.

ચતુરભજાઇ માગી ચીધડી, તન્નિ અર્ઝુની–મન્ધન કાજિ.
ગોપિકા લેવા ધશી દશોદશિ, દ્રુપદી મનિ દાઝિ. ૧૫
[16]"એ અમથા કયાહ્રુરિ આવશિ ?" ગ્રહી ફાડ્યૂ પોતાનૂં ચીર;
એક ચીંધડી હરિજીઇ હાથિ બાધી, બીજી રાખી જ્યાદવવીર. ૧૬
તાતણા ત્રિક્રમિ ગિણ્યા, નવશત નવાણુ થાઇ,
તે પછી વેલાઇ પૂરિઆ પ્રભુઇ, [17]દુષ્ટની સભા માહિ. ૧૭
રાઇનુ ભ્રમ ભાગુ (તે થકી), અતિ થયા રવિઆતિ,
પછઇ પાણ્ડવનઇ શ્રૂ થયૂં, [18]જેહ્નની પ્રથની ક્ષાતિ? ૧૮
વૈશમ્પાઇન કહિ વલી, સાભલુ, જનમેજઇ રાઇ'
દરજ્યોધન રાઇ કોપિઆ, " કહુ, પાણ્ડવ વનિ જાઇ. ૧૯
જિમ દષ્ટિ દેખૂં એહ્નનઇ, તિમ ચડઇ છઇ મુઝ રીસ.
કો કાઢુ રે એહ્નનઇ આહાથી," ઇમ કહ્યૂ વાર દસવીસ. ૨૦
" જે કો પાણ્ડવનઇ રાખશિ રે, નગરિ એકઇ દિન,
તેહ્નૂં સર્વસ્વ લેઇ કરી પછઇ, કાઢશ્રૂ સહ્ગિ વન્નિ" ૨૧
[19]નગરિ ઢણ્ઢેરુ ફેરવ્યુ, જે, " કો પાણ્ડવનઇ પાશિ નીર;
તેહ્નના [20]તન તણા કરી કડકડા, [21]કરાવીસિ ઠામિ શરીર." ૨૨
ઇમ કહીનઇ થયા બઇઠા, દરજ્યોધન ઘરિ જાઇ,
સભા સઘલી થૈ વિનર્જન, મકન ગણારાય ૨૩

---

૧૬. આ પ્હેલાં અ–બમાં —

"છરી કાતી એહ્નને શૂં કરે ? એ કાલ તુ મહાકાલ,
હાસ કૌતક જોવા કારણે, સહૂ પરેક ગોપાલ"

૧૭. એવા શેઠ અમરથ રાએ. ગ ૧૮. આવડી વિખ્યાત ખ. જાધી ફ. ૧૯. ગામ માંહિ પડો વજડાવિઓ. અ–ક–ફે નગરે બ. આખમાં સાદ પધાવિયો. ગ. ૨૦. નાખ્યા ફે. ૨૧. કેરવેશ નજરિ શરીર. ક. સઘવે શિર બ–ફે–ગ.

[ ઊથલો ]

સકલ રાણારાય [22]ળીચા, અતિ દુઃખ કરતાં સાંચરિ;
સભાપર્વ સક્ષેપઇ [23]પૂરણ, વૈશમ્પાયન ઊચરઇ. 24
322

---

## [ ૩. આરણ્યકપર્વ— ]

### [1]કડવું ૧૪ મું—રાગ રામગ્રી

પાણ્ડવ પાંચઇ ચાલઇ વનિજી;
ધરમ વિમાસઇ [2]છઇ મતિ મન્યજી. ૧
હાલ—[3]મન માંહિ મતિ વિમાસી, ચાલિઆ નિજ ભ્રાત;
શોખ કરવા સાંચરયા, જિહાં હૂતાં કુન્તા માત, ૨

---

૨૨. રાય તે, દુઃખ ધરતા પરવર્યા. ફ. ૨૩. °ક્ષેપમાત્રે, વૈ...ઉચ્ચર્યા. ફે.—એ માં ૧ વધારેઃ—

"કૃષ્ણદેવને સુમરતાં, છૂટે ભવના પાશ;
સભાપર્વ જે સાંભલે, તેના મનની પોચે આશ."

"ઇતિશ્રી સભાપર્વ સમપૂર્ણ સમાપ્ત। શ્રીરસ્તુ। કલ્યાણમસ્તુ" આની પુષ્પિકા:—"સંવત ૧૮૯૯ ના પ્રવર્તમાને માઘ માસે કૃષ્ણપક્ષે તિથૌ ૧૪ સોમવાસરે લખતંગ પીતાંબરસુત કાલિદાસે લખ્યું છે. શ્રી પરમાત્મને કૃષ્ણાય નમોનમઃ" "શ્રી."

સરવાળો અ-૩૬૭. ખ-૩૩૦ (ખરો ૩૨૬) ક-૩૨૯. ઙ-૩૩૦ ઘ-૩૨૧. ફે-૩૩૫. ગ-૩૨૭

☞ આ પેટા આરણ્યકપર્વનું સમ્પાદન કરતાં ક-ઙ-ઈ-ફ-ગ-ફે એ સળંગ પ્રતિઓ પ્રમાણે કડવાના ચાલૂ આંક આપ્યા છે. અ-બ નવેસરથી જ કડવાં માને છે. વધૂ પટ્ટ કડીઓ આરણ્યકપર્વને સ્વતન્ત્ર ગણતાં જ્યાં છે, તે ખ્યાલમાં રાખી જુદા પડતા આંક આવશ્યક સ્થળે બતાવ્યા છે.

કડવું ૧૪ મું-૧. આરણ્યક-પર્વનો આરમ્ભ કરતાં ઇમાં:—"સભાપર્વ પરિપૂરણ થઉં; હવિ આરણ્યકપર્વની કથા કહું" એ બે ચરણ વધૂ મળે છે. ૨. સ્થિર જીવનજી. ગ—આ પછી આમાં બે ચરણ વધારેઃ—"શીઘ્ર થઈ ચાલ્યા ધર્મ-કુમારજી, પાંચે વિચારે નિરધારજી." ૩. ધર્મરાજ વિમાસે ને, બ.

શીખ સારી દેઇ ચાલ્યા, ઘરઇ વિદુર તેણી વાર;
પછઇ દ્રુપદી પ્રતિ ઊચરચા, "તૂં રહિનઇ આણિ દાહૂરિ. ૧૩
આપજીની કરેશ સેવા, અહોરાત્રિ રહિજ્યો પાશિ;
કઠણ [૧૫]થાનક કુમલ કાયા, [૧૬]ભૂખ તરસ પામેશ ત્રાસ. ૧૪
રઘુનાથજી સાથઇ સીતા, ગયાં વન-મઝારિ;
દારુણ દુઃખ પમાડિઆં, સમરથ શ્રીમુરારિ. ૧૫
રાવણવધ તમ્યો સાંભલુ, કુમ્ભકરણ દાનવ દુષ્ટ;
સુખ કરી વાલી જાનકી, [૧૭]દુઃખ પમાડ્યાં પાપિષ્ટ. ૧૬
તે માટિ તમનઇ કહૂં છૂં, રહુનઈ સારોધાર;"
વાક્ય દારુણ સાંભલીનઈ, વદિ વલતૂં નારિઃ ૧૭
"તમ્યો કહ્યું તે સત્ય સ્વામી, પણિ વિમાસુ મનિ વાત;
[૧૮]દૂં હસ્યા માટિ હઠિ ચડ્યુ છો, અલા માહરા હાથ. ૧૮
'બિશિ ખુલઇ' કહ્યૂં મુઝનઇ, તમ [૧૯]મુખતાં હો કન્ય!
મૂકી મુઝનઈ ચાલશુ તુ, આણેશ અમારુ અન્ત." ૧૯
ઉલ્લસ્યૂં વચન વનિતાઇ કહ્યું, ત્યારિ ગ્રહી તેડી સાથિ;
ધ્રતરાષ્ટ્ર પિતામહ ભીષ્મનઇ, ચરણે ધાલ્યા હાથઃ ૨૦
"માતા માદ્રી તમ ચરણિ રહિ છઇ, રખે દુઃખ આણિ મનિ;
દાંતનઈ જિહ્વા શું બોલવૂં છી! અમ્યો જાઉં છૂં વનિ." ૨૧
"પુત્ર! વિદિલા આવજ્યો, આંહાં સુખિ રહિશિ માત;
અમ્યો દુરજ્યોધન ઘણુ વારિઉ; મિલી એકઠા રહિશુ ભ્રાતિ. ૨૨
[૨૦]અસલિ એણઇ માન્યૂં નહીં, વાત પડી [૨૧]વિરામિ.
વચનછલિ વન ભોગવુ, એ [૨૨]ગતિ તમારૂં જાણિ. ૨૩

---

૧૫. વન. અ-બ-ક-ઇ-ગ. ૧૬. ભૂખ્યો ને તરસ્યો અ-બ. ૧૭. પણ દુઃખી પામ્યાં ક્ષ. બ. પામિયાં અતિ ક્ષ. અ. ૧૮. "મુજનું શાને દહે ચડ્યા છો! કર મોટો માદરા નાથ!" અ. ૧૯. દેખતાં, બ-ક-અ. ૨૦. અસત્યપણું નથિ માનિઝૅ અ. ૨૧. વિમાસિ (?) ૯. ૨૨ વચન. સાચું માન્યુ. અ.

ઊથલુ

એ રાજિ તમારૂં જાણીનઇ, પુત્ર ! સુખિ વન પૂરણ કરુ;
દ્રોણ [૨૩]કૃપાચાર્ય વચન વદિ, "પ્રેમપૂર્વક પરવરુ." ૨૪ / ૩૪૬

---

## કડવૂં ૧૫ મૂં—રાગ વિરાડી–એકતાલી

શીખ માગી પાણ્ડવ વનિ જાઇ, પઞ્ચાલી સાંફ્રૂં પૂઠિ પલાઇ,
ધૌમિ ગુરુ સદ્ધાત્તિ [૧]જાઇ, પાણ્ડવ ઊપરિ અધિકી દયાઇ. ૧
હસ્તિનાપુર થકા પરવરિ, મન માહિ મદસૂદન [૨]સમરિ,
રમરણ કરઇ મુખિ સાર્ઙ્ગિપાણિ, જાઇ જાઇ કૃષ્ણ [૩]જય સહૂ જાણિ. ૨
વર્ણ અઢાર જન જોવા મિલ્યા, [૪]ઇમ હરખઇ આવ્યા સાભલ્યા;
[૫]જાણ્યૂ એકઠા કરશિ રાજિ, [૬]અરે લોક તણા શિવિ શીઝત કાજ. ૩
પાણ્ડવ આગનિ ફિરી ફિરી વનિ, લાગી પગિ નઇ પાછા વલિ:
"વિહિલા ઘરી આવજ્યો, ભૂપાલ ! સાર કરશિ શ્રીગોપાલ." ૪
લોક તણી બહુ લેઇ આશીસ, ભૂપતિ આપ નમાવઇ શીસ,
નગર તિજ્યૂ તે વનિ પરવરયા, વિપરીત વેષ તનિ તા ધરયા. ૫
સરસા શુકન હોઆ તેણી વાર, અમ્બ–કુમ્ભભરયાં [૭]શિસિ વારિ.
નિલવટિ ટીના ટબકા કરયા, વરકન્યા પરણી પરવરયા ૬
કામદુઘા વછિમહુ પગ્નરી, ડાવા તીતર ખરા તુરી,
તિમ ગજા ! વાહ્વઇ શિઆલ, ડાબી દેવ્યા નિકુલ દિ ફ્રાલ. ૭
કૃષ્ણ કોરઙ્ગ મૃગલીશ મિલી, જિમણીઉ જાઇ આફલી,
ભરીમુખિ ભૈરવ કલકલિ, [૮]ભરયા ભાગ માહ્મા તા મિલિ. ૮

---

૨૩ ગુરુને આશીર્વાદ અ–બ ઇ

કડવૂં ૧૫ મૂં—૧ ગયા, મયા બ ક–ઇ ૨ °નૂ ધ્યાનજ ધરે અ. ૩ જપે મુખ વાણિ બ ૪ અમને દુઃખ તમે વન્ય ગયા સાંભલ્યા અ ૫ સાથે જઈ આવશૂ ભૂપાલ ! અ–બ ૬ સમઝાવી વાલ્યા તત્કાલ અ વનેં ફરી બ સાહ કરશિ તમ દીનદયાલ, ક જયજય વચન વદિ મુખિ વાણ્ય ઇ ૭ શિરિ નારિ બ સુહાગણ નાર, અ ભરી ચોઠય તે સાહ્મી મિલી અ ઇ

માંડિ ફ્રિષિ ફ્રણગર ગહિ ગયુ, નિરમલ નભ અજુઆલુ થયુ;
કહિ ધૌમ્ય, "શુકનફલ સાંભલુ, પુત્ર પરણાવી પાછા ફ્રલુ." ૯
વન્દી શુકન શ્રીગુરુ-વચન, વહી પુહુતા પાણ્ડવ મહાવનિ;
પાણ્ડવ વનિ આવ્યા સાંભલ્યા, તાપસ [9]સર્વે ટોલઇ મિલ્યા. ૧૦
માનભાવની પૂજા કરી, સન્તોષ્યા વાણી ઊચરી;
"કૃપા કરી પધારયા તમ્હો, અનાથ બાંહિ સાહ્યા અમ્હો. ૧૧
દાસ સરીખૂં હોઇ જિ કામ, શીસ ચડાવી કીજઇ, સ્વામિ!
ગૃહસ્થ વિના વનિ ભૂખ્યા રહ્યા, તમ આવિ રલિઆતિ અતિ થયા." ૧૨
સુણી ભૂપતિ [10]મંત્રિ તેણી વાર, પૂછયા ધૌમિ તવ પઞ્ચ કુમાર;
"કહુ, ગુરુજી! શું કરવૂં ઘટિ? ભૂખ્યા ઋષ્ય અમ તન આવટિ." ૧૩
સુભટ પ્રતિ ઋષ્ય વાણી વદિ, "પાંચઇ યોધ સ્તવો દ્રુપદી.
સતી તણુઇ વાચ દિનકર સદા, ધરતાં ધ્યાન પ્રગટઇ તદા. ૧૪
રવિવર અક્ષિ-પાત્ર આપશિ, તેણઇ સકલ ભૂત પરિપૂરણ થશિ."
પ્રભુ પાંચઇ પઞ્ચાલી સ્તવી, ગુરુઇ મન્ત્ર-શક્તિ શીખવી. ૧૫
અતિ નિરમલ [11]મનિ સ્તવિઆ ભાનુ, પ્રગટ થૈ આપ્યૂં વરદાન;
અક્ષિપાત્ર આપ્યૂં રવિ ભરી, "જિહાં લગઇ તૂં ન જમિ, સુન્દરી! ૧૬
સકલલોક અન્ન ત્રપતિ પર્યન્ત, વાવરતાં નહીં [12]આવઇ અન્ત;"
વર આપી થ્યા અન્તરધ્યાન. [13]રાખ્યા મુનિવર દેઇ સનમાન. ૧૭
અન્ન તણી વનિ ઇચ્છા કરઇ, તે પાણ્ડવ પાશિ પેટજ ભરઇ.
ઇમ કરતાં વાલ્યા બહુ દિન; તવ ધર્મ પ્રતિ બોલ્યા અરજનઃ ૧૮
"સ્વામી! મિ દ્રૂઠવ્યા જગદીશ; બોલ વિશેષ [14]પડિ થૈ રીસ;
તે માટિ જાઇશ ઇન્દ્રાસન, કરૂં તપ રીઝઇ હરિ મનિ." ૧૯

---

૯. ધૌમી સાહ્મા મિલ્યા. ઇ. ૧૦. વાક્ય બોલ્યા તેણી વાર. ક. ૧૧. ધરિયૂં ધ્યાન. અ. ૧૨. ખૂટે અન્ન. ગ. ૧૩. ઋષિવર જમાડૂં દેઇ માન. અ. ૧૩. ચઢી હરિ રીસ. ખ. વચને થૈ છ રીસ. ગ. ૧૪. વિવિધ પેર ભોજન આદરી. મ.

શીખ માગી ચાલ્યા નિજ ભ્રાતિ, ધરી ધ્યાન વશિ કરવા નાથ.
લઘુ બન્ધવ ચાલ્યા જેટલઈં, રાજા દુ:ખ પામ્યા તેતલઇ. ૨૦
અનેક ઊચાટ કરઇ વન માંહિ; વિચિત્ર કથા કહઇ ઋષ્યરાઇ.
એણી પરિ મહીપતિ દિન નીગમઇ, અન્તરિ દાઝિ ત્રુહિ ન શમઇ. ૨૧
એક દિન આવ્યા બૃહદશ્વ ઋષ્ય, અમૃત વાણી વદતા મુખિ;
ધર્મરાજાઇ દીઠા યથા, તિજી આસન સાહ્મા ગ્યા તથા. ૨૨
મનસા વાચા સેવા કરી, [૧૪]લેહ્‌ન્ય, પેહ્‌ન્ય, ભક્ષ્યાભોજ્ય આદરી;
[૧૫]પુઢ્યા સેજિ રાઇ ચાંપઇ પાય; સતી પાઞ્ચાલી નાખઇ વાઇ. ૨૩
સેવા કરતાં રાજા રડ્યા; પગ ઊપરિ આંસૂડા પડ્યાં;
[૧૬]થયા બઇઠા ઋષ્યિ સાહ્મૂં જોઇ, "ધરમધુરન્ધર ! તૂં કાં રોઇ ?" ૨૪
"નહીં ધર્મ, હૂં પાપજ રૂપ; ગયુ તપ કરવા અરજન ભૂપ;
હારયૂં રાજિ મિ દ્યૂતજ રમી; દમી નારિ રહી દોહિલ્યૂં ખમી. ૨૫
૩૭૧

[૧]કડવૂં ૧૬ મૂં—રાગ એજ

રઙ્ગિ રમી શોકસાગર પડ્યા, મુઝ [૨]પ્રસાદિ ભાઇ રડવડ્યા;
તે દુ:ખ નાણુતો,*રખિરાઇ ! સહોદર પાંચઇ [૩]સહિત વન માંહિ. ૧
[૪]હવઇ મુઝનઇ દુ:ખ મોટૂં, રુખિરાઇ ![૫] તમ વિન કહિનઇ નવિ કહિવાઇ;
ગયુ અરજન હૈડઇ સગડ઼ી વરી, ગુણ કેરા ઇન્ધણ આધાં કરી. ૨

૧૫. વૃદ્ધ ઋષિના ચાં° અ. ૧૬ લાગૂં હણ્ણુ રુખિ. ગ.
કડવૂં ૧૬ મૂં:—૧. અ-ખ ગ અહીં જુદૂં નથી પાડતી, *મનમુરારિ, ......એકે ઠારિ. ખ. ૨. પ્રતાપિ ક. ૩ સાથે સુખ થાય. ગ. ઉત્તરાર્ધ આમાં નથી.—અહીં ગમાં કડવૂં ૧૫ મૂં (૨ જૂં) પૂરૂં–પદ ૫૦. ૪. "તે દુ:ખ તો નેં આણુતો મન માંયિ, તમ વન્યા કેને કેવાય ? અ. આ પ્હેલાં ગમાં:—　　　રાગ ગોડી
"વૈશમ્પાયન કહે, સુણ રાય ! પૂર્વજ તાહ્‌રાનો મહિમાય;
ધર્મરાય વળતૂં એમ વદે, 'સુણ ઋષિ ! મહાન્ત ! કહૂં છે.'"

[૬]ખિહેલ તનઈ મિં કાંઇ નવિ થાય; ભૂખ તરસ તનિ કાંઇ ન ખમાઇ.
કહ્યૂં, 'ભીમ ભડ! જાઉ તમ્યો,' કિહિશ [૭]પાશિ રહ્યુ નવિ ગમ્યો.' ૩

જાઇ બોલ માહરુ મનિ ધરઇ; ભાંજી વનફલ ખુલા ભરઈ.
બહુ આહારી મોકલૂં કિમ કરી? [૮]પાડી ઝાડ આવઇ પાથરી. ૪

સહદે મૂર્ત વિના નવિ જાઇ; વિણપૂછિ નવિ બોલઇ ભાઇ;
શાપ્યુ છઇ, એહ્નઇ શં શીખવૂં? [૯]મૌન્ય વર્ત કરી આવઇ નવૂં. ૫

લઘુ બાન્ધવ નકુલ મનિ જાણિ, લાડિ ગમઇ તિમ બોલઇ વાણિ;
માઇ મુખિ ચડાવ્યૂં બાલ, અમચૂં નવિ બોલઇ સમ્ભાલિ. ૬

બહુ દાનવ વશિ વનમધ્ય; વડુ નવિ આણઇ સિદ્ધ;
તે માટિ મોકલૂં કિમ કરી? વિણુ પ્રીછવી [૧૦]વાઇ બાકરી. ૭

સતીશિરોમણિ પાસઇ નારિ, કિમ મોકલીઇ વન મઝારિ?
અમકુલિ કલકું નથી, રુષિજન! સ્ત્રીસ્વરૂપ તે રાંખ્યૂં અન. ૮

રાક્ષસ રાન વગડ માંહિ વસિ; દાનવ દેવ [૧૧]વ્યઇર મનિ વસઇ;
તે એહ્નઇ હરિ તતકાલિ; વ્યાધિ વિરોધ [૧૨]ઉપજઇ કાલ. ૯

આગિ રામચન્દ્રની સીતા હરી, તે મૂકાવી મહાજુધ કરી;
તે સમોવડિ કુણિ નાવાઇ. સકલ બ્રહ્માણ્ડ તણુ હરિ રાઇ." ૧૦

અતિઘણું દુઃખ રુષિ આગલિ કહિ; મુકિ નશવાસ અનઇ જલ વહિ.
સમાધાન કરઇ રુષિરાઇ, "મિં નૈષધ [૧૩]તણુ કહ્યુ મહિમાઇ; ૧૧

એક તમ કુલ વીરસેન રાજાન; તેહ્નુ તન નલરૂપ નિધાન;
વિદર્ભદેશ ભીમક[૧૪]નઇ ધરિ, તેહ તણી પરણ્યા દિકિરી. ૧૨

---

૫. તમ ટાઢી મિ કહ્યૂં ન જાય. ક. ૬. બિહુ દુઃખ કેમ વન્ય જવાય? ભૂખ તરસ કહો કેમ ખમાય? આ. ૭. રહું નગરમાં અમ્યો ઇ. ૮. ઝાડ સર્વ પાદર કરી. આ-બ-ક. ૯. મુહૂર્ત વિના. ગ. ૧૦. વાઘ કાજ કરી. ૧૧. જક્ષ વનમાં વસે. આ. ૧૨. બચે તપકાલ. ક. ૧૩. 'કાન્ય કહ્યું' ગ. ૧૪. દીકિરી ડ. મનિ ધરી. બ-ઇ-ગ. રાવ,...કિન્યાય. આ

કલયુગ કપટી કેડિ પડ્યુ; હારચૂં રાજિ; [15]વનિ રડવડ્યુ;
પિત્રાઇઇ, પ્રભવ્યુ અપાર; [16]ઓડાવી દમયન્તી નારિ. ૧૩
સાથિ વનિ ચાલ્યાં [17]નરનારિ; અધવચિ અબલા તિજી સંસારિ.
સ્ત્રી ભરતાર જૂજૂઆં રડવડ્યાં, અનેક બહુ દુઃખ તેનઇ પડ્યાં. ૧૪
[18]તે સહિવરાવ્યૂં વિશવાધાર; બાર વરસ મિલ્યાં એક ઠાહુરિ.
પુષ્કર પિત્રાઇ લાગુ પાઇ; ધણૂં રાજિ કીધૂં નલરાઇ. ૧૫
તમ પાશિ ભ્રાત અનઈ સુન્દરી, પામિ આહાર તપવ્રત આચરી;
સહૂઇ તમારી સેવા કરઇ; [19]કૂલડિ એ નવિ દૂહવઇ શરઇ." ૧૬
કહી કથા તન ટાઢૂં કરયૂં; રાઇ તણૂં અતિ હૈડૂં ઠરયૂં.
અરજન-વિરહિ અકૂંકી જેહ, અમ્રિતવચનિ શીંચાણી તેહ. ૧૭
વરિખ બાર વનિ મધિ વહી ગયાં, અરજન એ તપ પૂરણ થયાં;
આવી ધર્મનઇ લાગુ પાઇ; "આપણનઈં તુઠા હરિરાઇ." ૧૮
મિલી ભીમનઇ નીચા નમ્યા; લઘુ બાન્ધવ [20]બિ પાખલિ ભમ્યા;
કરી પરદક્ષણા લાગા પાઇ; સૂંઘી શીસ ભીડ્યા ભુજ માંહિ. ૧૯
[21]પતિવ્રતા પઞ્ચાલી જેહ, અન્તરિ દ્રિષ્ટિ મિલ્યાં મન બિહ;
હરિખાશ્રુય નયણુ દો ઝરયાં: "કૃષ્ણ, કૃષ્ણ" વાણી ઊચરયાં. ૨૦
ધૌમિ-પ્રમુખ જે રુષિ અનેક, લાગા ચરણિ કરી વિન્નિ-વિવેક;
માનુભાવ મનિ કરુણા ધરી, આવ્યા ધ્યાન એ તપ આચરી. ૨૧
"સ્વામી ! પ્રથમ રહ્યા જે વન્નમઝારિ, માતા ભ્રાત્રિ તણિ આધારિ;
બીજી વાર એકલુ વનિ ગયુ, તીરથ-યાત્રા કરી આવિઉ. ૨૨

---

૧૫. વનમાં ગયુ, ખ. ૧૬. આપ સંકે ઊઠયાં અ. ૧૭, તેણીવાર, મનમાં સમર્યા વિશ્વાધાર; અધવચિઅ જૂજૂઆં રડવડ્યાં, અને દુઃખ બહુ તેહુનિ પડ્યાં. ઇ. ૧૮. નિશ્ચે હરાવ્યા. ગ. ૧૯. ફૂલભાર દૂહૂવણ નવ્ય ધરે. અ-ગ ફૂલખીટીવી. ક. સરિ. ઇ. ૨૦. રિયા બહુ દુઃખ ખમી. અ. ૨૧. લીટી ગમાં ઊ૦ પા૦—૫૬ ગમાં ૭૫.

આણુઇ વનિ અતિ દુઃખિઆં થયાં; વિણુઆન્ધવ એકલડાં રહ્યાં;"
અનેક વારતા કહિ અરજન; "ધન્ય" વચન કહિ મુનિજેન. ૨૩
"હવઇ દુઃખ તણા દિન પૂરણ હવા; તમ્યો સુખ ભોગવશુ
નિતિ અભિનવાં;"
નૈષધકાવ્ય બૃહદશ્વ રુખિં કહી, ઠામિ આપહિ પુહુતા સહી. ૨૪
પાંચઇ ભ્રાન્તિ થયાં એકાન્તિ, હવિ ભાગી વનિ કેરી દુઃખભ્રાન્તિ.
સ્વલ્પ સુખ પામિ જેતલઇ, એ કથા રહી તેટલઇ. ૨૫

૩૯૬

---

## કડવું ૧૭ મું—રાગ આંદોલા (શુદ્ધ)

સ્વામી! એ એણી પરિ બોલઇ છઇ [1]રાજન એ;
વન પાણ્ડવનાં પૂરણ થયાં એ. ૧

ઢાલ–[2]વન પાણ્ડવનાં હવાં પૂરણ, ઉરણ થયાં વચન્ન;
રાજિ કેહી પરિ પામિઆ, તે કહુનઉ, મુનિજન! ૨
વાક્ય રાયનાં સાભલી, મનિ હરખિઆ રુષિરાઇઃ
રાજ કેહી પરિ પામિઆ, તે કહૂં તુજ મહિમાય. ૩
હસ્તિના[3]માંહિ દ્યૂત હારી, પાણ્ડવ ચાલ્યા વન્નિ.
દિવસ બીજઇ સભા [4]માંહિ, બઇઠા દરજ્યોધન્ન. ૪
આણુ પોતાની સઘલઇ, વરતાવી મહારાજિ;
પાણ્ડવની પક્ષ જે કરતા, નીગમી તેહની લાજ. ૫
[5]નિષ્કણ્ટક એણિ રાજિ કીધું, [6]કિહિશું નહીં વિરોધ;
જે થયા માથા–ઊફરા, તે ભડી ભાંજ્યા યોધ. ૬

---

કડવું ૧૭ મું:—૧. રાયજી,...થાયેજી. ઉપરાંત વધારેઃ—પૂરણ થયું વન હે સ્વામિનજી ! રાજા પોતે કહો વચનજી. અ. ૨. આ ૨૭ અમાં નથી. ૩. "પુરમાં રાજ હાર્યું". અ–અ–ઇ ૪. પૂરી અ. ૫. ૯–અમાં ૬–૭ ઉ. પા. ૬. સરવશું વિરોધ ગ.

[૭]આસમુદ્રાન્ત પ્રથવી બહુ રાજિ કીધૂ ભૂપ;
પરભોમિ ચાપી સ્યુહુ દશઇ, અતિ તેજ વાધ્યૂં રૂપ. ૭
એ [૮]સુખ સ્વપનિ વહી ગયૂં, જબ વન થયા વર્ષ બાર,
[૯]તેણઇ સમઇ રાઇ સભા બઇઠુ, ઝબકયુ તેણઇ દાહ્‌રિ. ૮
[૧૦]જાણ્યૂં, 'પાણ્ડવ આવિઆ, [૧૧]પ્રૌઢ પાચઇ વીર;'
પ્રતિબિમ્બ એહવા પેખિઆ, ઉદ્ધશા રોમ શરીર. ૯
ચિન્તાઇ આકુલવ્યાકુલુ, રાઇ ઝબકિ બઇઠુ મન્નિ;
ધીરજિ છાડ્યૂ ધુરિ થકી; [૧૨]વિમાસઇ મતિ મન્નિ. ૧૦
[૧૩]માનતર્ઙ્ગુ કહિનઇ નવિ કહિ, સુભટ સાહ્‌મૂં જોઇઃ
[૧૪]" દુરજન સાથિ ભડિ ભારથિ, માહ્‌રી ભીટિ ન પડિ કોઇ." ૧૧
એતલઇ દુરવાસા આવિઆ, દસ સહસ્ર [૧૫]સેવક સઙ્ગિ;
[૧૬]દિનકર બીજુ પ્રગટયુ પ્રથવી, સહસ્ર કિરણ ઝલકિ અઙ્ગિ. ૧૨
[૧૭]રાઇ સાહ્‌મા સાચરયા, દણ્ડવત કીધા ચ્યારિ,
ચરણિ વિલગુ ન રહિ [અળગુ]. " સ્વામીજી ! કીધી સાર. ૧૩
[૧૮]સ્તુતિ કરતા દરશન દુર્લભ, સુર તણા સ્વપન મઝારિ;
અતિ દીન જાણી દયા કીધી. સફલ થયા અવતાર." ૧૪
પુષ્પ પ્રથવી પાથરયાં. સવિ સુભટ નાખઇ વાઇ,
મન્દિર માહિ [૧૯]ગ્રહી પરવરયા માય બાપ નમિઆ પાય. ૧૫
ભાવતા ભોજન કરયાં રાજન, સન્તોષ્યા મુનિદેવ,
[૨૦]તનધનમન આગલિ મૂકી, સફલ કરિ તા સેવ, ૧૬

---

૭ આરમાન બ ૮ એમ સુખના દિન તે વહી ગયા બ ૯ એકવાર બ ૧૦. " મનમાંહે એહવૂ ઊપનૂ, જે આવ્યા પાંચે વીર " ગ ગમાં ઊ પા ૧૧ ઉપેલા (?) ક. પોઢ્યા. અ. ૧૨. અતિ આરત થઈ મન્ન બ. ૧૩ તે તો રાજા કહે નહીં, ગ. ૧૪. ભીમ સાથે ભડી સકે ગ. ૧૫. વિદ્યારથી અ સાથે મુન્ય. ગ. ૧૬. " નિગમના નિરઘોષ કરતા, અરે સુભટો ધન્ય " ગ. ૧૭ સભા સહિત રાજા સઞ્ચર્યાં, ગ. ૧૮ " સુરિનર મુનિજનને નહીં, સ્વામી ! દરસન સ્વપન મુઝાર " ગ. ૧૯ લેઇ પરવર્યા, જિહાં હૂતાં તાત ને માય બ-ઘ. ૨૦ " નવનિધિ આગલ લેઇ મેલ્હી, સફલ કીધી સેવ " ગ.

રળિઆતિ થ્યા રુષ્ય બોલઇ, " માગિ તૂં વરદાન."
"તમચરણ પ્રતાપિ સર્વ પૂરણ છિ," ઇમ કહિ રાજાન. ૧૭
" વર તમારુ શરિ ધરયુ, રુષ્ય ! પધારુ વન માંહિ;
તામ તણી ઇચ્છા કરિ પાણ્ડવ, અનઇ પાવન થાઉં. ૧૮
એ સાથ સઘલુ સઙ્ગિ લીધિ, પધારુ, [21]રુષ્ય ! તેણઇ ઠામિ;
અનન્ત રુષિ તિહાં આહાર પામઇ, ન જાણૂં તેહનૂં નામ. ૧૯
દુત-કામિક વનિ રહિ છઇ, પ્રૌઢ પાંચઇ ભ્રાત્રિ.
ત્યાર પૂંઠિ પ્રગટ થાજ્યો, જિમી રહિ સર્વ સાથ. ૨૦
પ્રેમદા પછઇ નહીં જિમઇ નઇ, પામશિ મંનિ લાજ;
જિમ્યાં પૂઠિ જ્યોષિતા, જૈ રહિજ્યો, રુષિરાઇ ! ૨૧
અખૂટ કમણ્ડલ એહનઇ છઇ, આપિઉં રવિ જેહ;
વાવરતાં ખૂટિ નહીં, નવનિધિ-ભરિઉં તેહ. ૨૨
એ વર અમનઇ આપિઇ, થાપિઇ અવિચલ જાણિ;
સનાથ થાઇ મુઝ વીર પાણ્ડવ;" કહી કપટિ વાણિ. ૨૩
માનભાવ ભોલા ધરયા, બહુ થાલિઆ તતકાલ;
હૈઆ માંહિ હરખિઆ, અતિ દુરજ્યોધન ભૂપાલ. ૨૪
કરણ દુઃશાસન [22]શકુનિ, આંહાં ધૃતરાષ્ટ્ર રાજાન
કહ્યૂં, " દુરવાસા મુનિ શાપશિ, જુ નહીં પુહુચિ ધાન. ૨૫
[23]રુખિ શીખવ્યા છઇ 'તમ્યો જાજ્યો, જબ જિમા રહિ નારિ;
પછઇ અન્ન તે કિહાંથી, અક્ષપપાત્ર મઝારિ ?' ૨૬
રુષિ ભડઅડશિ ભૂખ્યા, ધડહડિ કોપ [24]અગાધિ;
શાપિ બાલી ભસ્મ કરશિ, [25]પછઇ કરૂં કાજિ સમાધિ." ૨૭
૪૨૩

૨૧. "ર તે તે ઠામિ' ખ-ઇ. ૨૨. એમ કહે, ધૃત° અ. ૨૩. પછે તમે જાજ્યો ત્યાં કને, અ. ૨૪. આધાર અ. ૨૫. આપણ કરશું રાજ તે સાર. અ. તો આપણને સુખ થાશે. ગ. સરવાળો-અમાં ૧૦૦. ગ.-૧૦૨.

## કડવું ૧૮ મું રાગ—એજ

ચાલ્યા એ રુષિજી વન્ન મઝારિ એ;
[1]હારિ થયા સર્વંશ સાંચરયા એ. ૧

ઢાલઃ–[2]હારિ થયા સર્વંશ હીંડ્યા, વન્ન વેડિ માધ પલાય;
દુત કામિક [3]જૈ પુહુતા, જહ્માં જ્યુધિષ્ઠિર રાઇ. ૨
દૂરિ રહીનઇ નિરખિઉં, જ્યાહ્રિ કાંલ થયુ મધ્યાહ્ન;
ઠામિ ઠામિ ભગત્રાં ઊગટ્યાં, વેદ-ઘોષ સુણિઆ કાનિ. ૩

ઉપનિષદ ભગવત-ગીતા, [4]અધ્યાતમ યોગસાર;
ત્રતીય સ્વરિશં ભણિ સન્ન્યાસી, વાનપ્રસ્થ બ્રહ્મચારિ. ૪
"ખિણુ એક રહીનઇ જૈઇ આપણુ, તુ પામિઇ બહુ માન;
[5](નહીં તુ) જિમ ધણુ માંહિ ગાઇ ભલી, તિમ જાણુશિ રાજાન." ૫
મૂર્ત એક સર્વ ત્યહાં રહૂં, મિલ્યુ સઘલુ સાથ;
[6]ભોજન-અન્તે ચાલ્યા તાપસ, શેષ જ્યમિઆ ભ્રાત્રિ. ૬

પછઇ પઞ્ચાલી પાત્ર ધોઇ કરી, વિલગાડ્યા આકાશ;
પતિ જિમતાં ઊગરયૂં, તે દ્રુપદી મુખિ પ્રાસિ. ૭
મુખવાસ પૂગી એલચી પાન, કપૂર લિવઙ્ગ [7]આનન્દ;
[8]પુષ્પ ચન્દન ચૂઆ લેપન, જપઇ જિસ ગોવિન્દ. ૮

---

કડવું ૧૮ મું:—૧ સાથ સઘલો સાંચર્યો, ગ. પાણ્ડવને મનમાં ધાર્યંજી; દુર્યોધનને હર્ષ અપારજી, ચાલ્યા તેણી વારજી. અ. ૨. સાથ સઘલો સાંચર્યો, અ. હરખિયા તે સર્વ, વન કેડિ પલાઇ, ઇ. ૩. શબ્દ ઉચ્ચરિયા અ. ૪. અને ગીતા સાર. બ-ક-ઇ-ફ. અનેક શાસ્ત્ર તે સાર. અ. ૫. જ્યમ ગાઇ માંહિ ગાઇ, અ-બ-ક-ફ. નહિ તુ ગાઇ માંહિ ઇ. ગોરુ ગોરુમાં જે ભલી થઇ, ગ. ૬. "ભાવતાં ભોજન નીપનાં, ત્યહાં સુખે એ યમિયા ભ્રાત. બ. ૭. દીધ. અ-બ-ફ-ગ. ૮. ચૂઆ ચન્દન સહૂય ચર્ચ્યું, જપિ શ્રી જગદીશ. બ. ગોવ્યન્દ. ઇ., મહાકૃષ્ણ સમરણ કીધ. અ.

એતલિ દુરવાસા આવિઆ, દસ સહસ્ર સાથિ મુન્નિ;
નિગમના [9]અતિ શબ્દ કરતા, "અરે પાણ્ડવ! ધન્ય." ૯
ધર્મરાજા રુષિ નિરખિઆ નઇ, હરખિઆ [10]તેણી વાર;
[11]"સ્વામી! અમ્યો કૃતકૃતિ થયા, જે તમ્યો કીધી સાર. ૧૦
[12]હવઇ દુઃખ ભાગ્યૂં." ચરણે લાગા, "સિધિ થયાં સર્વ કામ;
સમરણ કરતાં થયૂં સાચૂં, પવિત્ર કીધાં ઠામ." ૧૧
ભ્રાત્રિ પાંચિ નારિ છઠ્ઠી, કરયાં વિનયવિવેક;
અર્ધપાદ્ય પૂજા કરી, [13]ભક્તિભાવ વિશેષ. ૧૨
"આગન્યા અમનિ દીજિઇ, કીજિઇ બહુ પસાઇ;
અમ જોગૂં જે નીપજઇ, તે કહિઇ, શ્રી રુષિરાઇ!" ૧૩
[14]કથન રાઇનાં સુણી મુનિવર, બોલિઆ તેણઇ કાલિઃ
"પારણાતી છઇ સાથ સઘલુ, ભૂખ્યુ છૂં, ભૂપાલ! ૧૪
દુરજ્યોધનિ અમ્યો મોકલ્યા, અનઇ કહી તમારી ખ્યાતિ;
[15]તે સાંભલી રલિઆતિ થયા, ધન્ય પાંચઇ ભ્રાત્રિ! ૧૫
[16]અતિ કાલ થયુ અમ આવતાં, હવઇ વિહિલા, વાર મ લાય;
અતિથ-સેવા તણું મહા ફલ, તે સાંભલુ, યુધિષ્ઠિર રાય!" ૧૬
ઋષિ-વાણી રિદિ જાણી, મિલ્યા પાંચઇ [17]વીરઃ
દ્રુપદીનઇ જિમ્યાં પૂછી, વિમાસણ થૈ ધીરઃ ૧૭
"હવઇ આપણુ કાલ પૂહુતુ, [18]ઋષિ જોઇ આવ્યા પ્રસ્તાવ;
દરજ્યોધનિ મોકલ્યા તે, રાખવુ છઈ ભાવ; ૧૮

૯. નિરઘોષ કરતા, અ-બ ક. ૧૦. મન્ય અપાર અ. ૧૧. કૃતારથ અમ્હો કીધા, બ-ગ-ડ઼. ૧૨. હવિ અમારૂં દુઃખ ભાગૂં, બ. ૧૩. બહુ ભાવ આણી સેવ ઇ. ૧૪. રુષિ-વાણી કહે જાણી, બ. ૧૫. "અમ જોગ્ય હોય તે નીપજે, સાંભલી પામ્યા શાન્ત્ય" અ. ૧૬. "તમો ધન્ય પાંચે ભ્રાત છો, અતિથે તે વાર મલાએ." અ. ૧૭. ભ્રાત;...થૈ વાત. ક-અ ધીર;.. ધીર. ઇ. ૧૮. એમ કહે વિસ્તાર. અ.

મૃત્ય [૧૯]આપણું ચડ્યું છઇ માયઇ, જાણજ્યો આ વાર;
શાપિ બાલી ભસ્મ કરશિ, જુ કહીશિ ન–કાર. ૧૯
બીજાં મૃત્ય સઘલા મોહિલ્યાં, જે ભોગવ્યાં કરમ જાય;
બ્રહ્મશાપ કિમઇ ન છૂટિઇ, જુ [૨૦]કલ્પ કોટિ ઊપરિ થાય." ૨૦

[૨૧]પછઇ રાઇ શીખ દીધી, "ઋષિ! કરી આવુ સ્નાન."
"અપાર, ભૂપતિ! કાં નહીં?" ચાલિઆ ધરવા ધ્યાન. ૨૧
નિતિ કરવા ઋષિ ગયા, વિમાસઇ મનિ રાઇઃ
[૨૨]"ભૂખ્યા બ્રાહ્મણ આવશિ નઇ, કોપશિ ઋષિરાઇ. ૨૨

ઉદક પિહિલી પાજ બાધુ, તુ રહિ નિજ ધર્મ;
આગઇ ઋષ્યશાપિ અનેક ભૂપતિ, ભોગવ્યાં છઇ કર્મ. ૨૩
શુક્રશાપિ જયાતિ–તન, વૃદ્ધ થયૂં તતકાલ;
અમ્બરીષ ઊપરિ એ જ કોપ્યુ, [૨૩]પણ રાખ્યા દીનદયાલ. ૨૪

શત જિગન કીધા નહુષરાઇ, દુહિ તે શાપ્યુ ભૂપ;
પુનિ માટિ તે ન છૂટુ, થયુ અજગિઅર–રૂપ. ૨૫
દાતાર–પણિ નવિ છૂટિઉ, નૃગ કાકીડા–તન;
[૨૪]જઇ–વઇજઇ એહૂ પોલિઆ હરિના, થયા રાક્ષસના [૨૫]તન. ૨૬

ધનદકુંઅર પામિઆ, બિ વૃક્ષ કેરા શરીર;
વિપ્રશાપિ ઇન્દ્રદ્યુમ્ન થયુ, વનિ ગજ ગમ્ભીર. ૨૭
સુરપતિ[૨૬]નઇ ભગ સહસ્ર થાઇ; ઇહિલ્યા થૈ પાષાણ;
ઇન્દુ કેરી કલા ક્ષિ પામી, વિપ્રશાપિ, જાણિ. ૨૮

---

૧૯. મૃત્યુ સન્મુખ થયૂં માથે, બ. ૨૦. કીજે કોડ્ય ઉપાય. ઇ. ૨૧. વિમાશીને કહ્યૂ ઋષિને, બ વિમાશી રાય કહ્યું, 'ઋષિજી! ક–કે. વિમાશી રાય એમ કહે, ગ ૨૨. યાહુરિ અન્ન નહીં દેખિ, ક "કોપ સહિત રાએ એમ કહે, હવે નહીં રાખૂં કાંએ" ગ. ૨૩. રાખિયા શ્રીગોપાલ. અ. ૨૪. "જયવિજય રેતા હરિ પ્રાહે, રેતા તે નિશદિન" અ. ૨૫. અનુદિન–પણ ઠ. ૨૬. તે શાપે ગયો. અ.

તે માટઇ એ બાલશિ દ્રુ, (જી) રચૂં પ્રથમ ઉપાઇ;
ભીમ કાષ્ઠ લ્યાવો વહ્નિ મૂકઇ; પિશિઇ તે માંહિ. ૨૯
અનન્ત ઈંધણું [૨૭]આણિ આપુ, મધિ મૂકજ્યો અઙ્ગાર;"
ગર્જીમર્જીન કરી પાણ્ડવ, સમરિ દેવ મુરારિ. ૩૦
૪૫૩

---

## કડવું ૧૯ મું–રાગ કાલહુરે

( જિતમાનતાલેન ગીયતે )

પાણ્ડુ તણા પુત્ર દિ પ્રદક્ષિણા, હુતાશન પાખલિ પાંચઇ ભૂપ;
તિલકમાલા મુદ્રા કણ્ઠિ ભૂષણ, અન્તરિ સમરિ અકલસ્વરૂપ:
[૧]ધ્રુવપદ–"ધાઉ રે ધરણીધર, શ્રીવર! કરુણાકર! કેશવ! કૃષ્ણદયાલ!
ભક્ત તણા ભયભઞ્જન ભૂધિર! દયાસિન્ધુ તૂં દીનદયાલ!" ૧
તવ પઞ્ચાલી પ્રભુ પ્રતિ બોલ્યાં, "ક્ષણ એક વિલમ્બ કરુ કન્ય;
તમ કારણિ કૃષ્ણિ કોટિ વાર રે. સાર કરી છંઇ દેવ અનન્ત." ધાઉ. ૨
[૩]પાંચઇ પ્રભુ સ્તવઇ કર જોડી, કૃષ્ણા કરિ રે સ્તુતિ અપાર:
"ભક્તિ કરી થં સન્તોષૂં રે ભૂધિર! તાહરિ લક્ષ સુરાશી નઇ
ખાણિજ ચ્યારિ. ધાઉ. ૩

---

૨૭. કર્યાં ઊર્ધ્વ,...મૂકા બ–ક:–ઓધજ દીધા, ગ.—આ ૩૦ માં કડીથી ગમાં ૧૯ મું (૬ ઠું) શરૂ—તે પૂર્વે સરવાળો. ૧૩૧. અમાં ૩૦ મીપે પૂરૂં. ૫૬. ૧૩૦.

કડવું ૧૯ મું:—૧ અ. ધ્રુવપદ આરમ્ભમાં આપે છે. ૨. આ પહેલાં અ–ક–ઇ–ક–ગમાં:—

"લાક્ષાગ્રહે વન હિડમ્બથી રાખ્યા, દુષ્ટ સભામાં પૂર્યાં ચીર;
તેહનૂં સ્મરણ કરું રે કન્યછ! સાર કરિ સ્વામી યદુવીર."

૩. સારોધાર બ. સર્વાધાર અ–ક.

તે માટિ સકલ જીવનુ, અન્તરજયામી [3]વિશવાધાર !
તૂંનઇ વિશ્વ તણી ચિન્તા, વિશમ્ભર ! તે મધિ સાર કરુનઇ,
સુરારિ ! ધાઉ ૪
આ વહ્નિ નઇ આ તનુ અમારાં બાલીનઇ, છૂટશું, શ્રીમહારાજ !
કહિશિ, ' ભગત ભૂધિરના પાણ્ડવ, ' [4]એ તમ લાગશિ મોટી
લાજ. ધાઉ. ૫
અમ અપરાધીનૂં મનિ નાવઇ, દુ સાર સુભદ્રાની કરિ, નાથ !
ભવસાગર [5] દુસ્તર દાવાનલ, તૂ ટાલી કુણુ દિઇ રે હાથ ? ધાઉ. ૬
અનેક ભક્ત આગઇ, હરિ ! રાખ્યા, વિભીષણ ધ્રૂ અમ્બરીષ પ્રહલાદ,
ગજગુણિકા વિપ્ર અજામેલ; સ્મરણુ માત્રિ, પ્રભુ ! [6] કીધુ સાદ
ધાઉ. ૭
ભક્ત માટિ ભવ તારર્યાં ભૂધિર ! અમ [7]અભક્ત અનાથની પૂરુ આશ;"
દ્રુપદીની સ્તુતિ સુણી સારિઙ્ગધર, વૈકુણ્ઠનાથ આવ્યા અવિનાશ.
ધાઉ. ૮
ગુરડિ ચડીનઇ ઊભા ચતુરભુજ, શઙ્ખ—ચક્ર—ગદા—પદ્મ—પાણિ,
પીતામ્બર, તનુ મેઘશ્યામ રે, કમલનેત્ર મુખ પ્રગટિત ભાણુ. ધાઉ ૯
શ્રીવચ્છલાઞ્છન રુદિ સુશોભિત, કણ્ઠિ કૌસ્તુભ તુલસી—માલ,
ભક્તવછલ બિરદ પાલ્યૂ, રે ભૂધરા ! ભલિ પધારયા દીનદયાલ !
ધાઉ. ૧૦
વહ્નિ પાખલિ ફેરા ખાઇ છઇ પાણ્ડવ, પાચ પુરુષ નઇ છઠ્ઠી નારિ,
ધૂમઝાલ [8]બ્રહ્માણ્ડિ વાગી, ઇંધણના દીઠા અમ્બાર. ધાઉ. ૧૧
[9]"રુહુ રે કુન્તાતન ! કાંરે બલુ છુ ? દૂરિ થિકુ હૂ આવ્યુ રે આજ,
ભૂખ્યુ છૂ, ભોજન મુઝ આપુ, [10]લાજ કરુ તુ વિણસઇ કાજ."
ધાઉ. ૧૨

૪ લાગશે ખોટય એ આજ રે,' અ　૫ °માં અગ્યો પડયા છૂ, અ. ૬ કીધા સમ્ભાલ ગ. ૭ અભાગી ખ. ૮ ગગને પોતી, દીઠા તેજના અમ્બાર અ ૯ આ ૧૨ મી અમા નથી ૧૦ ન માગૂં તો ખ.

[11]ધાયા ભક્ત જૈ ચરણે લાગા, " હવિ ભાગા દુઃખ તણા સમોહ;
દુરવાસા દસ સહસ્ર ઋષીશ્વર, ભોજન કરવા આવ્યા સોઇ. ધાઉ. ૧૩
[12]તે માટિ અમ્યો તન બાલૂં છૂં, યમ્યા અમ્યો નઈ દ્રુપદી નારિ;
પાત્ર પખાલી મૂકયૂં છૈ પદ્મિનીઇ, તુ કિહાંથી મિલિ અન્ન,
મુરારિ ?" ધાઉ. ૧૪
" અતિ ભૂખ્યાનઇ વાત ન ભાવિ, કૃષ્ણ પૂછિ કરશું વિચાર;
[13]જૈ જુઉ રે પાત્ર માંહિ કાંઇ લાભશિ, [14]અમ્યો તૃપ્તિ પામશું
આણઇ ઠાહ્ રિ." ધાઉ. ૧૫
સુરનર મુનિજન [15]અન્તરિ જૂઇઃ "વિશ્વમ્ભર [16]વિશ્વપાલક દેવ,
[17]પાણ્ડવ કેરૂં ભાગિ જોઇ રે, યગનિપુરુષ જાચિ અવિશમેવ."
ધાઉ. ૧૬
"[18]જૂઉ તમ્યો," જાદવ કહિ, "કૃષ્ણા ! કાંઇ એક હુશિ પણ પાત્રિ,
થોડઇ અતિ ઘણૂં કરી માનશું, દિન અસ્તાકંત પડઇ છઇ રાતિ."
ધાઉ. ૧૭
[19]"મિ જાણ્યૂં જગદીશ પધારયા, વારયાં દુઃખ દુરજનના શોક;
[20]દુરજ્યોધનિ મોકલ્યા છઇ ભૂખ્યા, ભસ્મ કરશિ [21]અહીં લોક."
ધાઉ. ૧૮

૧૧. આવી ચરણે જૈ વલગા, ભાગુ દુઃખ તણુ ભય આજ. અ-ઈ. આવ્યા ભોજન કરવા કાજ. ફ. ૧૨. આ એક લીટી ફમાં નથી. ૧૩. આ પ્હેલાં ખમાં—" પાઞ્ચાલી કહે, ' શૂં સત્ય ચૂકવો ? મેં પાત્ર પખાલી મેહૂલ્યૂં વારિ." ૧૪. તેણે પત્ય રેઈ આણે હાથં. અ. ૧૫. કૌતક ગ. ૧૬. યાચિ વારોવાર. અ-બ-ઇ. મુરારિ. ફ. ૧૭. પઞ્ચાલી કહે, ' સાર કરોજી, અહો તહારી કરશું સેવ. ખ-ઇ. પાણ્ડવ ઊપર પ્રેમ ધરીનિ, ફ. " કાંઇક શોધ હરો પાત્રમાં, હૂં થોડૂં ઘણું કરી માનીશ." અ.—આ પ્હેલાં અ-ખ-ફમાંઃ—તેહની સાર કરવાનિ આવ્યા; રોહલી વેલા પડ્યે કૃષ્ણદેવ." (જગદીશ અ.) ૧૮. અમાં ૧૭ મી નથી. ૧૯. અમાં ૧૮-૧૯ ઊ. પા. ૨૦. ફમાં ૧૮ મી ઉત્તરાર્ધ અને ૧૯ નો પૂર્વાર્ધ નથી. ૨૧ મહારાજ. અ-ફ-ગ.—ખ-ઇ-ફ-ગમાં ૧૮-૧૯ ની લીટીયો ૩-૨-૧-૪ ને ક્રમે.

વલતૂં વાકિ વદિ પઞ્ચાલી, "બલતાંનઇ શ્યૂં બાલુ છુ આજ?
ઘોઇ પાત્રિ અન્ન ક્યહાંથી કુહુનઇ, [૨૨]સત્ય જાશિ, સરશિ ન
કાજ." ધાઉ. ૧૯

[૨૩]"કહૂં છૂં માનિની! પાત્ર નિહાલુ, કાંઇ એક શેષ હશિ એહ માંહિ;"
શાકપત્ર શોધતાં મધિ લાધૂં, હાથિ મેહ્લ્યૂં; હરખ્યા હરિરાઇ.
ધાઉ. ૨૦

અઞ્જલિ પૂરી ઉદક મૂકાવ્યૂં, પઞ્ચાલીપિઇ પરબ્રહ્મ;
વિશ્વતૃપ્તિ કરીનઇ અરોગ્યા, [૨૪]વિપ્રશાપાનલ ભાગુ [૨૫]બ્રહ્મિ.
ધાઉ. ૨૧

તવ ત્રિકમજીઇ કહ્યૂં ભીમનઇ, "દુરવાસાનઇ તેડી આવુ;
રખે વીર! તૂં વાર લગાડિ, ભૂખ્યા રુષિ અન્ન ઊપરિ ભાવ;
ધાઉ. ૨૨

ભરચાં પેટ પઞ્ચામૃત પૂરણ, મુખિ ઋષિનઇ વલિઆ ઓડકાર;
મુનિ [૨૬]પ્રતિ શીશ ઇમ ઉચ્ચરિયા: "[૨૭]નીર તણુ જુ હવિ નથી
ઠાહર." ધાઉ. ૨૩

ચાલુ ઘુ વલીઇ આહાથા, તિહાં જૈનઈ શ્યૂં જિમશુ અન્ન ?"
કહિ રુષિ, "હવડાં ભીમ આવશિ, તિહાં [૨૮]પધારચા છઇ
જગજીવન." ધાઉ. ૨૪

---

૨૨. સાહુનિ સત્ય ચૂકવા હસાવુ લોક? ખ સત્ય ચૂકાવી હસાવશૂં લોક. ક્ર. શ્યૂ હસાવે. ગ. ૨૩. ભગવન્ત કહે, 'પાત્ર અ-અ-ક-ગ. કાંઇ જાણુ અછિ એહ માંહે, ક્ર. ૨૪. વિપ્રશાપનુ—ભાગુ બ્રમ, ખ-ગ. ભાગવા અ; ૨૫ બ્રમ. ક-ક્ર ૨૬. પ્રશંસી ક-ગ. પ્રશંસાવાક્ય ઉ°ભ. પરસ્પર. ક્ર. પરસ્પર વાણી ઉચરે. પેટ પાણી નઇ ઠાર. અ. ૨૭. પેટિ ઘ નીર તણુ નહીં ઠાર. ખ-ઇ-ગ. ૨૮. આવ્યા છિ અસાર-મુરારણ. ગ.

એટલઇ વીર વૃકોદર આવ્યા, "ચાલ્યા વાટ જોઇસહૂ દેવ મુરારિ;"
સાથે સઘલુ [29]સાથિ લેઇ હીંડ્યા, દુરવાસા મનિ કરિ રે
વિચારઃ ધાઉ. ૨૫

"દુરજ્યોધનનૂં કૂડ ન જાણ્યૂ. આણ્યૂં એ ઊપરિ અભિમાન;
અનેક [30]ઉપાઇ કરયા કૌરવિ, પણ રાખ્યા એ શ્રી ભગવાન."
ધાઉ. ૨૬

વાત વિચારીનઇ વાટિ ચાલિ. "આદિપુરુષનૂં હશિ દરશન;"
સનમુખ આવી પાણ્ડવ પગે લાગા, સાથિ મલિઆ જગજીવન.
ધાઉ. ૨૭

હસતાં જ્યાદવ હશા રુષિ સઘલા, "ભક્તવછલ ! બિરદ તમારૂં સાર;
પાંચઇ પાણ્ડવ પોતાના સાચા, તાહરુ વેદ ન જાણિ પાર." ધાઉ. ૨૮
સન્તોષી [31]વાટિ ચાલ્યા વેગિ, પાણ્ડવનારી લાગી પાઇ;
આશરવાદ દેઇ ઋષિ ચાલ્યા, જૈ [32]સમ્ભલાવ્યૂં દુરજ્યોધન રાયઃ
ધાઉ. ૨૯

"ભાઇ ! પાણ્ડવ હરિના દાસ કાહ્‌વઇ;" સુણી [33]ઉદર માંહિ પડી ફાળ;
દુઃખિ ભલતૂં વદન હસાવી, "ભલઇ પધારયા દેવ દયાલ !" ધાઉ. ૩૦
પછઇ પાંચ દિવસ અવરિ હરિ રાખ્યા, નિતિનિતિ નૂતન કીધી સેવ;
"થોડે દિવસે કલ્યાણ પામશુ," કહી દ્વારિકા પુહુતા દેવ. ધાઉ. ૩૧

૨૯. તહીં પરવરૂ. ખ. ૩૦. કપટ અ-ખ-ક-ઇ-ફ-ગ. ૩૧. ઋષિ વલ્યા પાછા. ફ. વેગે. ગ. ૩૨. જણાવ્યુ, અ-અ-ક-ઇ. દુર્યોધન રેવાવ્યુ રાય. ફ-ગ. ૩૩. કૌરવપતિ પિઠી ફાલ. ક-ફ. ઊઠી. ઇ. ઉદ્‌. મધિ—અ-અ.

આરણ્યિક પર્વ [34]સઙ્ક્ષેપિ પૂરણ, વૈશમ્પાયન કહિ, સુણિ રાય!
[35]ત્યાહૃર પછી જે કથા પાણ્ડવની, [36]સાંભલતાં સર્વ પાતક જાય.
ધાઉ. ૩૨
૪૮૫

---

## કડ્વૂ ૨૦ મૂં—રાગ[1] ગુડી દેશૂરી

( એકતાલી-ઉજ્જમાનેન ગીયતે )

[2]વૈશમ્પાયન કહિ, ભૂપતિ! સુણિઇ, જનમેજિ રાય!
વાત કહી દુરવાસા પુહુતા, તપ કરિવા વન માંહિ. ૧
[3]અતિ દુઃખિઉ દુરજ્યોધન ભૂપતિ, એકિ ન સર્યૂં કાજ;
ઘણે ઠામે કપટ કીધાં પણ, એ રાખ્યા મહારાજિ. ૨

---

૩૪ કેરી કથા, અ-ઇ-ફ. વાતુ બ. વારતા ગ. ૩૫. ભારથ કેરી કથા અતિસુન્દર, બ-ફ-ગ. પરિપૂરણ ઇ. ૩૬. સાંભલે પ્રાશ્ચિત જાએ. અ.

☞ અહીં અ-બ-ક-ઇ-ફ-ગ એ કડ્વૂં પૂરૂં કરી આરણ્યક પર્વ પૂરૂં કરે છે—સરવાળો અ-૧૬૧. બ-ક-ઙ-૧૬૩. ઇ-ગ-૧૬૪ ફનો આરમ્ભ નથી. -અની પુષ્પિકાઃ—

ઇતિશ્રી નાકરકૃત અર્ણિક પર્વ સંપૂર્ણ ॥ શ્રીરસ્તુ ॥ કલ્યાણમસ્તુ ॥ -ઇની પુષ્પિકાઃ—

કડ્વાં ૨૦ ॥ શ્રીરસ્તુ ॥ ઇતિ ભારથે મહાપુરાણે કૌરવપાંડવવૈરે સભાઆર્ણિક સમાપ્તઃ ॥ ॥ અથ વૈરાટ લિખ્યતે ॥

ક-ઙ-ઇ-ફ-ગ—આ પ્રતિયો આગળ ચાલૂ જ છે.

કડ્વૂં ૨૦ મૂંઃ—☞ ૧. કેદારો ફ.—ઙ સિવાયની અન્ય પ્રતિયો અહીંથી વિરાટપર્વની કથાનો આરમ્ભ માને છે. ૨. આ પ્હેલાં આ પ્રતિ સભાપર્વના ૧ લા કડ્વાની ૧—૧૩ કડીયો એમ ૧૩ કડી આપે છે. ૩. આ પ્હેલાં આમાંઃ—

"દેવી! મુજ દયા કરો, આપો અક્ષર સાર;
વૈરાટપર્વ હું વર્ણવૂં જે, હરિગુણ વિસ્તાર."

[૪]વિષમોદક લાક્ષાગ્રહ બાલ્યા, [૫]દૂરિ વનિ જે વશિઆ;
દ્યૂત રમાડી [૬]નારિ હરાવી, ચીર કાઢ્યાં તન કશિઆં. ૩
દુર્વાસા મોકલ્યા દુઃખ દેવા, ત્રુહિ કષ્ટ ન પામ્યા;
સહિજિ સુખ દુઃખ રહ્યા ભોગવી, [૭]સ્વધર્મિં દિન વામ્યા. ૪
[૮]અન્તર માંહાં આરતિમાં પિડા, કિમહ ન આવ્યુ છેહ;
પાણ્ડવનૂં મૃતિ ઘણૂંઇ ચીન્તવ્યૂં, પણ હરિઇ રાખ્યા એહ. ૫
"શૂં કરશુ નઇ હવિ શૂં થાશિ?" [૯]મનિ જાણિ ભૂપાલ;
[૧૦]પાણ્ડવનાં વન થયાં પરિપૂરણ, [૧૧]પૈ બિઠા નિહાલ. ૬
[૧૨]દુઃખસાગરમાં દુરજ્યોધન પડ્યા, એતલઇ નારદ આવ્યા;
મુક્ત કેશ, કુણ્ડલ કરણિ ઝલકઇ, [૧૩]કરિ વેણા હરિ ભાવ્યા; ૭
[૧૪]મુખિ ગાન કરઇ, હરિ બોલઇ વદનિ, સદા પ્રસન્ન મન જેહનૂં,
[૧૫]સકલ સભા સહિત ભૂપતિ ચાલ્યા, દરશન કરવા તેહનૂં. ૮
બઇસારી આસનિ મુનિ અરચ્યા; ચરણોદક [૧૬]શઇ કરિઆં;
સકલ સભા ડણ્ડવત કરીનઇ, [૧૭]પાદામૃત શઇ કરિઆં. ૯
"[૧૮]આજ આનન્દ મનોરથ પૂરયા, સેવક તમ્યો સમ્ભારયા;
અરચન વન્દન ભાવ ભોજ્ય કરી, નાથ! ભલિ પધારયા. ૧૦
છીક અમૂઢિ રવિ સાહમૂં જોઇઇ, તિમ તહ્મારી વાટ;
દુઃખ દારિદ્ર શોક ભય નિવારયા, ભાગા ભવ-ઊચાટ. ૧૧

૪. આ ૩ ન્ક આમાં નથી. ૫. દુર્વાસાએ નહીં છલિઆ. ગ. ૬. વન્ય મોકલ્યા, કા ૭. જેણે નિશદિન વામ્યા. આ. ૮. અંતરગત્ય અન્તરથં ચિન્તે, કા. અન્તરગત આરતથં ચીંતા, ગ. ૯. પૈ બેઠાં નિહાલ. કા-ગ. રાય પૈ બેઠો વિમૂઢ. આ ૧૦. પાણ્ડવને કૈંક કષ્ટ દીધાં, રાખ્યા ગરુડારૂઢ આ. ૧૧ રાખ્યાં એને દયાલ. કો-ગ. રૂઢિ ઊઠી ચાલ. ઘ. અહીં આમાં ૧ લું પૂરું. ૧૨. એમ ચિન્તાતુર પૈ બેઠો રાજા, આ. ૧૩. સૌ કોને મન ભાવ્યા. આ. ૧૪. વાન પુરુષ (?) જોગી સન્યાસી. આ. ૧૫. આસન છોડી રાજા ઊઠ્યો. આ. સ્વામીજી! તમ્યો ભલે પધાર્યા, ગ. ૧૬. શિર ધરિઆં, ક-ગ. ૧૭. અર્ઘપાદ્ય. ક-ગ. ૧૮. આ-કા. માં ૧૦ મી નથી.

સુર અસુર નર જિક્ષ-ગણ ગન્ધરવ, મુનિજન જે મહન્ત,
સ્વપનિ [૧૯]મધ્ય તવ દરશન દુર્લભ, તે સહિજિ પધારયા સન્ત." ૧૨
માનુભાવ મુનિ સદા [૨૦]પ્રબલ રે, વિનિ થયા પરસન્ન;
નારદ કહિ, "તમ કાર્ય હુઇ તે, કહુ મુઝ, દરજ્યોધન!" ૧૩
"[૨૧]સ્વામી ! પાણ્ડવે વનવાસ ભોગવ્યુ; વર્ષ વહી ગયાં બાર;
હવડાં હસ્તિનાપુરિ આવશિ; મુઝિનઇ દુઃખ અપાર. ૧૪
[૨૨]તમ ટાલી કહિનઇ કહું, સ્વામી ! જેહ્નઇ ઓપમા છાજઇ ?
[૨૩]સુખ તે તો સ્વપન માત્ર થયું, સ્વામી ! દુઃખ તમથી ભાજઇ. ૧૫
પાણ્ડવ પાશિ, પ્રભુ ! પધારુ, કહિ એક રચુ ઉપાઇ;
શીઘ્ર થૈ જિમ આંહાં નવિ આવઇ, વાકિ છલુ વન માંહિ." ૧૬
"હા રાજા !" નારદ કહિ, "જાઉં, પાણ્ડવ પાશિ વન્નિ;
આપણું [૨૪]કટક એહ્નઇ નહીં પ્રભવઇ, ધર્મ નિશ્ચલ સ્થિરમન્ન. ૧૭
કાં રે ભાઇઓ ! શે નથી કહિતા ? સહૂઇ સુણુ છુ કાનિ;
અનેક કપટ કરયાં તમ્યો આગઇ, પણ રાખ્યા શ્રીભગવાનિ." ૧૮
ભીષ્મ દ્રોણ વિદુર ઇમ બોલ્યા, "સુણ દેવ-ઋષિ ! વાત;
ઘણુંઇ કહ્યૂં 'તમ્યો રહુ રે એકઠા, પઞ્ચોત્તર-શત ભ્રાતિ.' ૧૯

૧૯. સ્વપને નહીં દેખે મુનિ દુજને, ગ—આમાં ૧૨-૧૩ નથી. ૨૦. પ્રબલ ક. પ્રગટ, ફો. પધારો ગ. ૨૧. અમ ગત્તુ પાણ્ડવ ગયા મહાવન, આ. ૨૨. કડી ૧૪ મીના ઉત્તરાર્ધથી ૮ માની ૪ થીના અન્ત સુધીને બદલે આમાં:—

"તેની સૂધ નથી લાધતી, ગિયા કોઇ દેશ મુઝાર.
નારદ કહે, 'શુણ્ય દુર્જોધન ! જાઉં પાણ્ડવને સ્વસ્થાન;
જેને કામ કરૂં છું તારૂં, તે તૂં નિશ્ચે માન્ય.'
નારદ ત્યાં થકિ ઉતપત્યા, આવ્યા પાણ્ડવને આસન્ન;
ષોડશ પ્રકારે પૂજા કીધી, ચન્દન-ચરચ્યાં તન."

૨૩. સુખ-રૂપિણિ સ્વપન વહી ગયૂં, ક—ગ. સુખ તણ્ કોડ વહી ગયુ, ઇ. ૨૪. કપટ ફો-ગ.

કહ્યું ન માનઇ કુઠણુ કૌરવપતિ; આરૂણીઇ પંછ્તાશિ;
અન્તરિ દુઃખ ઘણુંઇ ખમિઇ છિઇ, શું થયું હજી શું થાશિ?" ૨૦
દુરજ્યોધન નઇ દુઃશાસન વારા, શકુનિ કર્ણ અતિ બલિઆ;
અમ્યો કહું તે ન ગમિ કઇહિનઇ," ઇમ કહી ઊછલિઆ. ૨૧
"નારદ સકલ-કલા-ગુણ-પૂરણ! આપણુનઇ રૂડું કરશિ;
ઇમ કરતાં સુખ નહીં પામિઇ તુ, ધર્મ આકૃણિઇ તરશિ." ૨૨
"હા ભાઇ! તિં કહ્યું તે સૂધું," ઇમ કહી નારદ વલિઆ.
"માહરિ કીધઇ શું હુઇ જુ, દુરવાસાનઇ છલિઆ.[૨૫] ૨૩
તમ કરતાં થાઇ તે કરજ્યો, જાણિઇ છઇ સુખી થૈશિ;
ઇમ કરતાં જે હનાર હશિ, તે હુઇનઇ નિરવહીશિ." ૨૪
૫૦૯

---

## કડવું ૨૧ મું—રાગ એજ[૧].

ચાલ્યા વનિ નારદિ જઇ જોયૂં, પુહુતા દુતકામિક (જેહનૂં) નામ.
દૂરિ થિકા પાણ્ડવે દીઠા, ધરી [૨]કરયુ પ્રણામ. ૧
આસન આપી પૂજા કીધી, સ્તુતિ કરઇ વારોવારિ:
'ઘણે દિવસે સેવક સમ્ભારયા, કરી અમારી સાર.' ૨
[૩]પઞ્ચાલી પ્રદક્ષિણા દેઇ, ધાઇ ચરણે લાગી;
"મહાનુભાવિ દયા કરી છઇ, અણુવૃત્તિ સઘલી ભાગી. ૩

---

૨૫. અહીં ગમાં ૨૦ મૂં પૂરૂં ૫૯-૨૩.

કડવૂં ૨૧ મૂંઃ—[illegible] ૧. ઇ સિવાયની કોઇ પ્રતિ અહીં કડવૂં જુદૂં નથી પાડતી. ડ કડવૂં જુદૂં નથી પાડતી અને આંક સળંગ ચલાવી ૬૧ માંયે (૮ માની ૩૭ માંયે) ૨૧ પૂરાં કરે છે આમ ક્યાંક વિભાગ તો તેને પણ માન્ય છે. પરન્તુ ક્યાં, તે તેમાં નથી. એટલે ઇને અનુસરી અહીં જુદૂં આપ્યૂં છે. ૨. લાગા ચરણિ. ફ. ૩. પાંચે વીર પ્રદક્ષિણા કીધી, પઞ્ચાલી પગિ લાગી. ક-ફ-ગ.

ચરણપ્રતાપિ તહ્મારિ, સ્વામી ! સુખિ હૌઉ વનવાસ;
મહાદુઃખરૂપી તિમિરત્રાસ વામ્યુ, ઉદ્દયુ પુનિ પ્રકાશ!" ૪

રા યુધિષ્ઠિર અનઇ ભીમ, અરજન નઇ સહદેવ,
નિકુલ મહાભડ઼ ઇ તુ અતલી-બલ, કરઇ પઞ્ચાલી સેવ. ૫
આરોગાવીનઇ વીંટી બઇઠા, નારદનઇ તેણી વાર;
પાંચઇ વીર કરઇ વારતા; [૪]હૈંઇ હરખ અપારઃ ૬
" [૫]કૌરવિ અતિ કૂડ઼ કીધૂં, કપટિ દ્યૂત રમાડ઼્યા;
જૂઠૂં બોલી સરવસ લીધૂં; મહાભડ઼ વનિ ભમાડ઼્યા. ૭
સ્વામી ! સભા તમ્હે દીઠી હૂતી, ઇન્દ્રપ્રસ્થનૂં રાજિ;
કૂડ઼ રચી દેસુટુ દીધુ, ઘણૂં શૂં કહીઇ આજ? ૮
અનેક [૬]દુઃખ દીધાં દુરજ્યોધનિ, તે જાણ્યાં મન માંહિ;
પણિ પાઞ્ચાલીનાં પટ કાઢ઼્યાં, તે દાઘ કિમઇ નહીં મનિ જાઇ."૯
ભીમ કહિઃ " ભાઇનાં વૂઢ઼ાં, એણિ એવડ઼ં કિમ હોઇ?
ગદાપ્રહારિ હણૂં દલ સઘલૂં, સહૂકો સાહ્મૂં જોઇ. ૧૦
હવઇ વન્ન થયાં છઇ પૂરાં, શૂં રહિશિ તે જોશૂં;
રાજિ માહરૂં ન આપઇ તુ, કૌરવકુલનઇ ખોહ્શૂં. ૧૧
રા યુધિષ્ઠિર રાજા મોટુ, ધર્મ તણુ અવતાર.
તેહ્નઇ પુણ્યિ પાર ઊતરિઆ, સત્યનઇ આધાર. ૧૨
બાણાધિપતિ માહિ અર્જુન મહાભડ઼, [૭]સાહ્મૂં કોઇ ન જોઇ.
[૮]ગદાપ્રહારિ તમ દાસ-સમોવડ઼િ, ભડ઼ી ન સકઇ કોઇ. ૧૩
સહદે સુભટ મહા અતિ શૂરા, પ્રાક્રમ જેહ્ના પ્રૌઢ઼.
નિકુલ વીર ભડ઼તાં નવિ ભાંજઇ, જોઇ થૈઇ દિગ્મૂઢ઼. ૧૪

---

૪. હૈડે દુઃખ અપાર. ક-ઇમાં ૬ ઠ્ઠીની લીટી ઊ. પા. ૫. આમાં ૭ મી નથી. ૬. કઇ ગ—૯-૧૦ આમાં નથી. ફામાં ૧૦ મી નથી. આમાં ૧૧ મી, ૧૪ મી પછી. ૭. પ્રાક્રમ તો મહાપ્રૌઢ઼. અ. ૮. આમાં આ લીટીનો અને ૧૪ મીના ઉત્તરાર્ધનો વ્યત્યય.

[9]સતી કૃષ્ણાનૂં સત્ય સપરાણું, જેણીઇ કૃષ્ણ વશિ કીધા;
ઠામિ ઠામિ કષ્ટ પડઇ ઊગારયા, પુરાણે પરસીધા. ૧૫

છઇ કો કૌરવના કટક માંહિ, અમ સાહમૂં જે થાઇ ?
પાણ્ડવ તણુ પ્રતાપ સાંભલી, પરદલ નાઠાં જાઇ." ૧૬

એહવાં કઠણ વચન કહ્યાં જવ ભીમિ, સુણી રુખ્ય રોષ ભરાણા:
[10]"અભિમાનઇ દુઃખિ વનિ વનિ રડવડ્યા, ઊપરિ હરિ દૂહવાણા.
[11]ઉદકુ માં રે અતિ આકરપણિ. ઇમ કરિ થર ન થૈઇ;
મહામલ્લ પ્રતિમલ્લ મિલિ તવ, પ્રગટ પારખૂં લહિઇ. ૧૮

હૂં મોકલ્યો દુરજ્યોધન પોતઇ, કાંઇ એક તમ કહાવ્યૂં;
બાર વરસ પૂરાં વન ભોગવ્યૂં, તે સવિ કઇનઇ મનિ ભાવ્યૂં. ૧૯

[12]હવઇ વરસ એક તમ્યો રહુ વન માંહિ, અધકૂં માસ દિન જેહ,
જિમ ચૌદ વરસ રામચન્દ્ર ભોગવી, ટાલ્યુ મનિ સન્દેહ." ૨૦

સુણી વાકિ તવ ભીમ બોલ્યા, "ભલૂં કહ્યૂં, ઋષિરાઇ!
[13]બાર વર્ષ વલી તિમ તેરમૂં: ઊડસ ઓઘા માંહિ." ૨૧

[14]એણઇ વચનઇ નારદ હરખ્યા, "ભલુ વૃકોદર વીર!
તૂં ટાલી ઇમ કુણ કહિ, બાપ! થર [15]સુભટ [16]મહાધીર? ૨૨

[17]પણ એક વિસમઇ છઇ દોહિલ્યૂં, જે ભોગવવૂં વનવાસ;
જિમ કદક તણૂં મુખ મહા કડણ તિમ, દુષ્ટકાલિ અધિક માસ. ૨૩

---

૯. આમાં ૧૫ મી નથી. ૧૦. હરિ દૂહવાણિ પણૂંઇ રડવડ્યા, તેણિ દુઃ કહિવાણા. ક-ઇ-ક્ર-ફ્રા-ગ, ૧૧. આમાં ૧૮-૧૯-૨૦ નથી. ૧૨. વર્ષ એક તમારૂં બોલ્યૂં હૂતૂં, નિષ્ટચયાં વન જેહ. ફ્રા. સર્વ દોહએ ગ. ૧૩. આમાં ૨૪ મી પછી ૨૧-૨૨ છે. ગમાં ૨૧ મીપે ૨૧ મું પૂરૂં ૫૬-૨૦૯. ૧૪. સુણી વંચન નારદ એમ બોલ્યા. ગ. ૧૫. શિરોમણિ ધીર. ફ્રા-ગ. ૧૬. રણધીર. ક. ૧૭. "રમતાં નષ્ટચયાં પરઠી-છિ, તે દોહિલુ વનવાસ" ક-ગ—આ ૨૩ મી આમાં નથી. તેને બદલે આમાં ૨૬ મીનો ઉત્તરાર્ધ છે અને ૨૭ મીનો પૂર્વાર્ધ છે.

[૧૮]નષ્ટચર્યાંઇ જૈ રહિવૂં, કહિ એક [૧૯]નગર મઝારિ,
પાંચ પુરુષ તિહાં વેષ પાલટી, સઙ્ગિ દ્રુપદી નારિ. ૨૪
બાર માસ માંહિ જુ કો જાણિ, પાણ્ડુ તણા એ તન્ન,
પુનરપિ તમનઇ વર્ષ બાર રે, વલી ભોગવવૂં વન્નિ. ૨૫
વલી તમ્યો નષ્ટચર્યાં રહિવૂં, [૨૦]વરસ એક તાં સાર."
ઇમ કહીનઇ મુનિ નારદ પુહુતા, હસ્તિનાપુર મઝારિ. ૨૬
રાજાનઇ સર્વ સિદ્ધિ કહી, "તિહાં એ નષ્ટચર્યાંઇ જાશિ;
[૨૧]એ પાંચઇ મહાભડ કિમ રહિ છાના ? પ્રગટ પરાક્રમિ થાશિ. ૨૭
[૨૨]એણી પરિ અતિ દુઃખ પામશિ, વલી વન માંહિ રહિશિ;
પણ પાસૂં પુરુષોત્તમ કેરૂં, તેણઇ કરી નિરવહિશિ." ૨૮
[૨૩]ઇમ કહિતાં રાજા અતિ હરખ્યુ, અનઇ હૌઉ ગહિગાટ;
દમકચા ઢોલ જ્યોધ સવિ સુણતાં, ભાગા ભડ-ઉચાટ. ૨૯
કહી [૨૪]વાત નારદ મુનિ પુહુતા, આપણઇ સ્વસ્થાનિ.
તિહાર પછી પાણ્ડવે જ્યે કીધૂં, તે સાંભલિ એકિ ધ્યાન. ૩૦
નારદ કેરાં વાકિ સાંભલી, પાચઇ પામ્યા શોક;
"આપણ કિમ રહીશૂં છાના ? જાણિ છઇ ત્રૈલોકિ." ૩૧
ઇમ કહી સ્થાનક તે છાડ્યૂં; પુહુતા જિમુના-તીરિ;
કાલિન્દ્રીનૂં મર્જ્જન કીધૂં, નિર્મલ શુદ્ધ શરીર. ૩૨
[૨૫]વાનપ્રસ્થ બ્રહ્મચારી સન્ન્યાસી, દિગ્વાસા મુનિ જ્યોગી;
[૨૬]સવિ કહિનઇ રાઇ શીખજ દીધી, ચાલ્યા સર્વ અરોગી. ૩૩

---

૧૮. બાર માસ તે હવે રેવૂં, આ. ૧૯. દેશ ગ. ૨૦. માસ બાર તાં. ઇ-ક. રમતાં પરઠય સગ્ભાર્યં. ફા-ગ-ક. ૨૧. આ પ્હેલાં આમાં:—"નારદ કહે, શુણ્ય દુર્યોધન, એ નષ્ટચર્યાએ જાશે." ૨૨. ઇમાં ૨૮ મો નથી. ૨૩. આમાં ૨૯-૩૦-૩૧ નથી. ૨૪ .સન્દેહ. ગ-કા.—આ ૩૦ મીથે ઇમાં ૨ જૂં કડવૂં પૂરૂં.—૫૬-૫૩. ૨૫. આમાં ૩૩ થી ૩૭ નથી. ૨૬. "સદા નિરન્તર સેવા કરતા, તપસ્થાનક નહીં જોગી." ઇ.

"સદા નિરન્તર સેવા કરતા, સુખ દુઃખ વઞનિ કિહિવૂં.
યં કીજઇ? વિક્રમ થયાં આડાં, નષ્ટચર્જ્યાઇ રહિવૂં." ૩૪

દેઇ આશિષ સકલ મુનિ ચાલ્યા, જે પુહુતા આશ્રમિ;
"તમનિ કો નહીં જાણી પાણ્ડવ, હરિનઇ વાહલુ ધર્મ." ૩૫

રષિ વુલાવી પાછા વલિઆ; ગુરુનઇ લાગા પાઇ;
"કુહુ ધૌમિ? હવઇ યં કરવૂં? ગુપ્ત કિમી રહિવાઇ?" ૩૬

[૨૭]આદિ–સભા–આરણ્યિક થયાં પૂરાં, પછઇ ધૌમિનઇ લાગી પાઇ;
"અસત્ય વેષ ગુપ્ત વૃતિ રિહિવૂં, કુહુ ગુરુ! કિમ રહિવાઇ?" ૩૭

૫૪૬

---

૨૭. આ અને ફા–ડ વિના કોઇ પ્રતિમાં આ ૩૭ મી કડી નથી. તેમજ તે સિવાયની પ્રતિયો અહીં કડવૂં જુદું પાડતી નથી. આ અને ફા પ્રતિની વિરાટપર્વના સમ્બન્ધમાં અ અને બ સંજ્ઞા આપી છે. ૫૬ આમાં ૪૧; ફામાં ૫૯.

☞ અહીં સુધી સભા—આરણ્યકની સગઈ પદસંખ્યા:—

અ (૩૬૭+૧૬૧)+આ(૪૧)=૫૬૯;

અ (૩૩૦+૧૬૩)+ ફા (૫૯)=૫૫૨;

દ (૩૨૯+૨૨૩)=૫૫૨; ઠ (૩૩૦+૨૨૪)=૫૫૪;

ઈ (૩૨૧+૨૨૩)=૫૪૪; ગ (૩૨૭+૨૨૪)=૫૫૧.

# ૪. વિરાટપર્વ

## ૧. વૈરાટપર્વ—

[1]કડવું ૨૨ મું—રાગ ગુડી

[1]વૈશમ્પાયિન[2] કહિ જનમેજઇ, કથા વૈરાટ વિશાલ;
પૂરવિ પુરુષ [3]રહ્યા જિમ છાના, તે સાંભલિ, ભૂપાલ ! ૧

---

કડવું ૨૨ મું:—ગ પ્રતિ અહીંથીજ વિરાટપર્વનો સ્વતન્ત્ર રીતે આરમ્ભ કરે છે. ૧ લી કડી પ્હેલાં તેમાં વધારે:—

રાગ ગોડી—આંદોલ

ગિરિજાસુતને સ્તવૂં; પ્રેમ ધરીને પ્રણમૂં.
અભિનવૂં રૂપ મનોહર તાહઅરૂં રે. ૧
વિધનહરણ ગણપત સ્વામી ! સ્તવન કરૂ નિજ શિર નામી.
સૂધ-બૂધ-સ્વામી ! વાણી અવિચલ આપજો રે ૨
ઢાલ—અવિચલ વાણી આપો મુઝને કિપા કરી, મહારાજ !
આદ-મધ્ય તૂં સુર-નર-નાએક. વિધન હરો, ગુણ-રાજ ! ૩
બ્રમ-સુતા જે આદિ સરસ્વતી હંસવાહની માત !
કર જોડી નાકર કહે, મા ! આપો જશ વિક્ષાત. ૪
માહરા શ્રીગુરુ-ચરણકમલને વન્દી બોલૂં કથા-સમન્ધ;
જેમ તેહ તણી કરુણા કરીને પૂર્ણ હોએ પદબન્ધ. ૫
શ્રીમાહાભારથ-કથા અતિ કોમલ: વેદ પાંચમો સાર.
તેહ મધે ઇતિહાસ અનોપમ વૈરાટપર્વ વિસ્તાર. ૬
(હવે) પ્રશ્ન કરે જનમેજે રાજા રુખિને નામી શીસ;
જે આરણિકપર્વની કથા-નિરૂપણ કીધી, શ્રી રુખિધીશ ! ૭

આટલા વિશેષ સિવાયનો ગાનો ઘણો ભાગ કનૂં અનુસરણ કરે છે. તેજ રીતે ખ-ગ પણ પ્રાયઃ કનાં પાઠાન્તરોજ આપે છે.

૧. ઇમાં ૧ લી કડી નથી. ફમાં ૧-૨ નથી. ક-ખમાં ૨ જી નથી.
૨. °યન જન્મેજય પ્રતિ કિહિ છિ, ધૌમ્ય પ્રતિ ધર્મરાય. ક. °યન કહે, સુણય રાજા ! ધૌમ્ય° ખ. ૩. અમારા બલિઆ, જાણીતા યુગ માંહિ. ફ.

ધૌમિ પ્રતિ પઞ્ચ ભ્રાતિ કહિ, "ગુરુજી ! કીહિ નગરિ જૈ રહિઇ ?
તમ પ્રતાપિ આનન્દિ વન કીધાં, એ દુઃખ કેહી પરિ સહિઇ ? ૨
મચ્છવેધ કીધુ દ્રુપદ-ઘરિ; પઞ્ચાલી પરણાવ્યા;
સુભદ્રા હરઇ નઇ રાજસોઇમાં, સવિ કહિનઇ [4]ઉલખાવ્યા. ૩
પરનગરિ પિશી કિમ રહીઇ, પાંચ પુરુષ નઇ નારિ ?
ધર્મ ઇન્દ્ર મારુત તન-અશ્વિની, અતિ-પ્રાક્રમ બહુ-આહારી." ૪
કહિ ધૌમિ, "કાં ચિન્તા આણુ ? જેણઇ યુગિ જાણીતા કીધા,
તે ચતુર્ભુજ કરશિ ચિન્તા;" પ્રતિબોધ બહુ દીધા. ૫
[5]"આગિ સુરપતિનઇ શ્રીકૃષ્ણિ, આતમકાર્ય ઉપાઇ,
ઇન્દ્ર અદિત-ઉદરિ ગર્ભ ખણ્ડ્યુ, હરિ વામનઇ છલિ બલિરાય. ૬
[6]આતમભેદ રચતાં દુઃખ મ આણુ, જાણુ સહી નિરધાર;
તમ તેજઇ શત્રુ ક્ષય પામશિ, થોડા દિવસ મઝારિ." ૭
[7]કહિ અરજન, "કુણ દેશ ગુરુજી ? અજ્ઞાતા થૈ રહિવાઇ ?"
ધૌમિ કહિ, "મગધ સિન્ધુ કલિઙ્ગ કુરુ, શૂરસેન સુરાષ્ટ્ર કહિવાઇ. ૮

---

૪. મન્ય ભાવ્યાં. ઇ (પરણાવી)...મનભાવી ફ.
૫. "પૂરવિં શ્રી નારાયણ સુરપતિ, આતમકાજિ પ્રકાર,
ઇન્દ્ર-અદિતિનિ ઉદરિ પિશીનિ ખણ્ડ્યુ ગર્ભ પ્રહાર." ક.
"પૂરવિં વાસવ નિં કૃષ્ણિં રચિઆ અનેક ઉપાય.
ઇન્દ્ર-અદિતિ-ઉદર માંહિ પિઠુઃ પડ્યા ગર્ભ સુરરાય." ઇ-ફે
૬. "વામનરૂપિ કપટ કરી બોલ્યા, પણિ (બલિ ફે) ચાંપ્યુ પાતાલિ.
વેષ પાલટિં દુઃખ મ આણિશ; શત્રુ-ક્ષિ (સન્તોષ્યા ઇ)તત્કાલ." ઇ-ફે.
ક-અમાં આ બદલે બેઃ—
"વિષ્ણુ વામન થૈ બલિ છલિઉ; તે તમે કેહી માત્ર ?
સુરનર મુનિજન સમિ પડી ગિ, તમ્યો સત્યવાદી પાત્ર.
ભેદ રચતાં ભય મનિ મ આણશું. તમ તપ-તેજ અપાર.
આપ-કાલિ રિપુ ક્ષય થાશિ, સર્વ-ગુણ-સત્ય-આધારિ."
૭. અ અહીંથી ૨૩ મૂં શરૂ કરે છેઃ—(ત્યાં સુધી પદ-૫૩૪)
"અર્જુન કહિ, સ્વામી ! ક્યહાં રહિશું ? કુણ દેશ-પુર-ગામ ?

[૮]ઉત્તર દશિ પુન્ય ભોમિ થકી, રાય! મછિ દેશ શુભસ્થાન;
વૈરાટ તેહ નામિ રાજા, ગૌવાડ્વ દિ માન. ૯
[૯]પણુ એક માહ્‌રૂં કહ્યૂં કરુ, તમ્યો જગદમ્બાનઇ ધ્યાઉઃ
યોગમાયા સુગ મોહ પમાડ્યુ; તેણઇ છતા નહીં થાઉ." ૧૦
[૧૦]બીજમન્ત્ર ગુરુ ઉપદેશુ; [૧૧]આસન નિજ સ્વસ્થાન;
સ્તવન કરઇ પાણ્ડવ માતાનૂં; [૧૨]ધરઇ ધરમનૂં ધ્યાનઃ ૧૧
"તૂં બ્રહ્માણી, તૂં રુદ્રાણી, ઇન્દ્રાણી તૂં કૃષ્ણા,
તૂં જ્યુગિ જાણી, [૧૩]તૂં શર્વાણી, ભૂતભવ્ય તૂં તૃષ્ણા. ૧૨
તિ સુગ જાયા, વિશ્વ નીપાયાં, છાયા તૂં, [૧૪]ત્રિપુરાઇ!
તાહ્‌રી માયા વશિ છઇ કાયા, રાયા [૧૫]શિરિ વિહિરાઇ. ૧૩
આદિ એક અનેક તૂં, આઇ! અકલસ્વરૂપ અભેદ;
બ્રહ્મ રુદ્ર હરિ પાર ન જાણિ, વાણી વિખાણિ વેદ. ૧૪
તૂં તારા ત્રિપુરા તોતલા, નગરકોટની રાણી,
જ્વાલામુખી અમ્બા [૧૬]આરાસર, હીંગોલાજ, ગિરમાણી, ૧૫

---

ધૌમ્ય વદિ, મગધ સિન્ધુ. કુરુ, કલિઙ્ગ, પાઞ્ચાલ નામ" ક
" કિહિ પાણ્ડવ, કુણ દેશ જઇ રિહિશૂં. સુણી કિહિ ઋષિરાઇ;
માગધ, સિન્ધિ. તિલઙ્ગ, પન્ચાલ, સૌરાષ્ટ્ર કિહિરાઇ." ફ
( માગધ, કલિઙ્ગ, પઞ્ચાલ—ઇ. )

૮. " શૂરસેન, સૌરાષ્ટ્ર, ઉત્તરદિશિ મછ્ય દેશ પુન્યવન્ત,
નગર વૈરાટ રાય સો નામિ, દ્વિજ સેવકજન-સન્ત." ક
" દક્ષણ દેશ મછદેશ અતિવારૂ, નગર વૈરાટ પુણ્યવન્ત,
તેહ તણુ નામિ ભૂપતિ ત્યહાંતુ, ગો-દ્વિજ-સેવક-સન્ત." ફ
( ગોધન સેવક-સન્ત. ઇ ).

૯. અમાં અહીંથી ૩ જા કડવાની ૨ જી શરૂઃ—ત્યાં સુધીમાં બધી થઈ પદ-પ૭૮ વલી એક વાત કહૂં છૂં, સુણિ, રાજા! ઇ-ફ વલી સર્વે કહૂં, હે રાજા! અ. " તેણિ સ્થાનકિ અતિ સુખ પામશુ, પણિ અમ્બાનિ ધ્યાઉ." ક. ૧૦. ગુરુ ઉપદેશ બીજમન્ત્ર જાણિ. અ. ૧૧. બિઠા, ક-અ.-બિઠા એકાન્ત નિજ સ્થાનિ. ઇ. ૧૨. કરિ એકાગ્રિં ધ્યાન. ક. ધરિ. અ. ૧૩. નિમંલ વાણી. ઇ. ૧૪. આઇ. અ. ૧૫. સહૂ વેરાઇ. અ. ૧૬. સપરાણી. ક. બિરાજે. અ.

કામાક્ષા કોઇલિ તૂં કાલી, તૂં બિહિચરી હરિસિદ્ધિ,
[૧૭]સ્થાવર જઙ્ગમ સચરાચરિ થાપિ, ભાંજણિ ઘડણિ પ્રસિદ્ધિ. ૧૬
[૧૮]દૈતિ નિપાત્યા, ભૂતલિ સાત્યા; રકતબીજ રણિ રોલ્યા;
શુમ્ભ નિશુમ્ભ મહિષાસુર મારયુ; ચણ્ડમુણ્ડ ગલ થોલ્યા. ૧૭
[૧૯]ધૂમ્રલોચન તિ ધન્ચોલ્યુ; [૨૦]વલી બીજા દૈતિ સઙ્ઘારયા;
[૨૧]અનન્તરૂપ ધરયાં તિં, આઇ ! સુરનર પાર ઊતારયા. ૧૮
[૨૨]તિમ તૂં સાર કરઇ સેવકની, જનુની જાહરિ જિમ રાખઇ,
તિમ, આઇ ! અમનઇ કોઇ ન જાણિ; મોહજાલ તૂં નાખઇ. ૧૯
[૨૩]સિંહવાહની ! સાર તૂં કરે, શોભિત-સકલ-શૃઙ્ગાર !
મેરુશિખર ગિર ઊપરિ બયઠી; કણ્ઠિ ઝબૂકઇ હાર. ૨૦
વજ્રધાર-કિરણ ઝાલિ ઝમકઇ; મહિકઇ દેહ સુગન્ધ;
ફૂલ સહિસ-ફૂલ શિર રાખડી; બીટલી સહિયા-બન્ધ. ૨૧
અઙ્ગિ બહિરખી વલિઆં, કઙ્કણ, સુવર્ણ ચૂડઇ કરિ વીંટી;
કટિમેખલા પિહિરણિ પીતામ્બર; ઝણકઇ નેપુર-મધિ કીટી. ૨૨
[૨૪]નયન-કમલ સુન્દર મુખ-પઙ્કજ, કરઇ કુશલ નઇ વરદાન."
સ્મરણ-માત્રિ પ્રગટ થયાં માતા, [૨૫]"માગિ, માગિ, રાજાન ! ૨૩

---

૧૭. "બગલામુખી હરાઇ-શિરોમણિ. જુગ ચરાચર જાણિ. અ.
૧૮. અમાં ૧૭ મી કડી નથી ; ૧૯ "થાવર જઙ્ગમ થિર કરી રાખ્યા, મધુકૈટભ તેં મારયા." અ. ૨૦. મધુકૈટભ રણિ મારયુ ક. ૨૧. અનેક દૈત્ય-વિદારણ આઇ. અ. ૨૨. સીંહવાહની ! સાર કરે તું અ. ૨૩. અમાં અહીંથી ૩ા કડી નથી. ૨૪. "રમઝમ કરતાં માત પધારયાં, રાય ! માગો વરદાન." અ.—એ પછી ૧ લીટી અમાં વધારેઃ- "મનવાઞ્છિત ફલ આપૂં તમને. ધરે એકાગ્રે ધ્યાન." ૨૫. વર માગ, રાજન ! ક. આપુ વર. ઇ. ૨૫. આ પ્હેલાં બમાં:—

"પાણ્ડવ પશ્ચિ દરસન પામ્યા; હરખ્યા તેણે ઠામ.
રાય યુધિષ્ઠિર ચરણે લાગા; કીધા દણ્ડ-પ્રણામ. ૨૪
પાણ્ડવે પ્રથમ એન્જ માગ્યૂં, 'આપિયે વરદાન;
અજ્ઞાતા થૈ અમ્યો કપટાં રહિયે, તે આપો વરદાન.'" ૨૫

[૨૫]નગર પુર પાટણ પ્રથવી મધિ, રડ્ગિ આપણઇ રહિજ્યો.
તમનઇ કો નહીં જાણિ, પાણ્ડવ! કષ્ટિ પડઇ મુઝ કહિજ્યો. ૨૪
[૨૬]માહરી માયાઇ સર્વ જ્યુગ મોહ્યુ, અવરિજન કહીમાત્ર?
સડ્કુર્ષણ હરી મિ ગ્રહી રાખ્યા, અવરિ કેતલાં પાત્ર?" ૨૫
[૨૭]ઇમ કહી અન્તરિ લઇ પામ્યાં, જ્યોગમાયા તેણી વાર.
[૨૮]દક્ષિણ દશિ પાણ્ડવ નર ચાલ્યા, કરતાં મનિ વિચાર. ૨૬
પા૭૨

---

## કડવૂં ૨૩ મૂં—રાગ એજ

[૧]વિષમ ભોમિ દારુણ વન [૨]છાયા, [૩]છાંડી રાજાઇ દોહિલિ;
"[૪]કુહુ ભાઇ! [૫]શી પરિ કરશું?" ઇમ કહી આસૂ ઢોલિ. ૧

---

૨૬. આ અમાં નથી.
૨૭. "પઞ્ચ બાલકનિ ધામ દ્વારકા (?) પુહુતાં કહિનિ વિચાર." ક
૨૮. "તાર પછિ પાણ્ડવે જે કીધૂં, સુજને કહૂં નિરધાર.
નારદ (?) કેરાં વચન સાંભલી પાણ્ડવ પામ્યા શોકઃ
આપણ કેમ રેશૂં છાના? જાણે છે ત્રૈલોક" અ.
ઇ-ઉ સિવાયની બધી પ્રતિયોમાં કડવૂં ચાલૂજ છે. ઇ-૫૭૪; ઉ-૨૬.
કડવૂં ૨૩ મૂં:—૧. અ-ક-માં ૧ લીને બદલેઃ—
"*વિષમ ભોમિ દારુણ વન છાંડી દક્ષણ દિશિ ભડ ચાલિ.
થાકાં દ્રુપદી અર્જુન-કન્ધિ બિઠાં, સિહિદે નકુલ નિહાલિ. ૨૭
ભીમિં બિ ખન્ધોલિ ચઢાવ્યાં, ×એકની બાંહિ ઝાલિ.
§પર્વત-ગફા-વન-નદી-વાઘ ભડ ગ્રહી ગદા કરિ ભાલિ." ૨૮
[ * એમ કહીને થાનક છાંડ્યું. અ × બેને કેડે ચઢાવ્યાં. અ.
§ એમ કરતાં આઘેરાં ચાલ્યાં, એટલે વૈરાટ આવ્યાં. અ. ) ૨. છાંડી. ક-ઉ. ૩. રાજા દુહુહિલિ નિહાલિ ૪. "આન્ત દ્રુપદી અર્જુનિં રકન્ધિ લીધાં; દૂખિં આંસૂ ઢાલિ." ક [ સતી ઉ ] ૫. આપણ કોહિ નગર જાશૂં ઇ.

" भला विगोव्या [तिं] विश्वम्भर, कुण पाप अम्यो कीधां ?
वनरण नइ परभोमि रडवड्या, विरीइ पूरां दीधां." २
[6]एहवी वात करइ छइ अन्तरि, पथिक एक तिहां आव्युः
प्रथवी प्रदक्षिणा तेणइ कीधी; समाचार सर्व ल्याव्यु. ३
धर्माधर्म कह्यां सवि कहिनां, वैराट अति वखाणिः
" जिति सन्न्यासी वानप्रस्थ नइ, अतिथ अभ्यागत जाणि. ४
यथाज्योग ज्येहनी सेवा करवी, घटती हुइ संसारि,
तेहवी सेवा करि सवि कइनी, असत्य नहीं लगार. ५
आ काल मांहि धर्मिष्ट को एहवु नथी [जाण्यु] संसारि,
द्वापर–अन्ति कृत युग आणइ छइ, नगर वैराट मझारि." ६
[7]" कुहुजी अम्यो जावा इच्छूं छूं, किम, भाइ ! तिहां रहिवाशि !"
हा स्वामी ! मानुभाव दीसु छुः सेवा अति घणी थाशि." ७
गुरुवचन नइ पन्थकनी वातु, सुणी हरख अपार,
पञ्च बालक मोकल्यां द्वारावतीइ; धौमि पुंहुता निज ठाहरि. ८
जिमुनाथी गहिवर वन चाल्या, विषम भोमि गिरशृंगः
कामिनी श्रान्त अर्जुनि कन्धि कीधी, कठण कण्टक भेद्यां अंग. ९
घोर पवन भयङ्कर पक्षी; झणुस रीत अन्धकारः
छण्ढी नगर समीपि तीरथि, स्नान नित्य कीधूं त्यारि. १०
देवार्चन–जप–होम करीनइ, मन्त्र रचवा बइठाः
पांच वीर वन तन जोइ, धरम चिन्तामां पइठाः ११

६. अमां ३ थी १६ बदलेः—पूर्वछायु
" शमी वर्ख हेठे जे बेठा, वीर करे विचार.
वेष धरी वैराटमां जवूं राजसभा मोझार." ३ ज. पूर्. (पद ५६४)
७. इमां ७ थी १० बदलेः—[ क–के–ढमां ७ मी छे; ८ थी १० बदले
नीचेनी—]
•" इम सुणी चजि वही आव्या नगर–†समीपिं बाहरि,
एक ×योजन +महा तीरथ दीठूं; स्नान नित्य कीधूं त्याहरि."
[ • पथिक–वाति गुरुवचने आव्या. कृ. गुरुवाणी भ्रतिआ. क–ढ.
पासि पर्या बाहरि. क. ×पे आव्यां. ढ. जोण. क–के–ढ. + सरोवर. ढ.]

"શૂં કીજઇ ? કિમ રહીશિ પરઘરિ, સકલભ્રાતિ અતિ પ્રૌઢ?"
અશ્રુપાત તણાં જલ ચાલઇ, થૈ રહ્યા દિગ્મૂઢ. ૧૨
અર્જુન વાત કહિ રાજાનઇ, "શા માટિ દુઃખ આણુ ?
વચન તમારૂં કુણિ લોપ્યૂં ? આ સહૂ સેવક જાણુ." ૧૩
"હા વીર ! કહ્યૂં તિ સૂધૂં, મુઝ માન ચિન્તા તેહ,
નગર પ્રાકાર દીસઇ ઓ સાહ્મા, વૈરાટ કહાવઇ જેહ. ૧૪
સુવર્ણ ઈંડાં દેઉલિ [ધ્વજ] ફરકઇ, નિગમ તણા નિરઘોષ;
[8]આ વસતિ અગ્નયહોત્ર જ્યજઇ રુપ્ય; હરિભક્ત સઘલા લોક. ૧૫
વૈષ્ણવજન કરઇ છઇ કીર્તન; બાજઇ ચર્ઙ્ગ મૃદઙ્ગ;
[9]વર્ણધર્મ સકલ જન ચાલિ; રામ વિષઇ ચિત્તરઙ્ગ. ૧૬
અનુચિત અધર્મ નવિ, ધર્મ-વિષય-મન, સત્યવાદી સર્વ એહવા,
શ્રીગુરુ પન્થિક કહ્યૂં તે સૂધૂં, હશિ આપણી સેવા. ૧૭
મિ માહરી યે મતિ વિમાશી, તે તા તમનઇ કહિઇ,
જેણી પરિ વૈરાટિ રહીનઇ, માસ બાર નિર-વહિઇ. ૧૮
બ્રહ્મ ક્ષત્રી વૈશ વર્ણ ત્રણિ રે, ઉપવીત તણુ અધિકાર;
વિપ્રવેષ ધરીનઇં રહીશ્યૂં, રાજસભા-મઝારિ. ૧૯
સમસ્ત લોક મુઝ દેખી નમશિ; દેઇશ હૂં [10]આશિષ;
[11]મુઝ શિર અવરિ નર નવિ નમિઆ; પ્રણમ્યા શ્રીજગદીશ. ૨૦
કિંકું નામ પ્રસિદ્ધ કહાવૂં; રાય તણૂં મન રઞ્જૂં;
[12]અક્ષભેદિ જન મોહ પમાડૂં; જ્યે સભા રહૂં, રાઢિ ભાંજૂં. ૨૧

---

૮. માંહોમાંહિ હિંહિનિ નવિ દૂહવિ. ક ૯. વર્ણાચાર ધર્મ સહૂ પાલિ. ફ.
૧૦. દક્ષિણ કરિ આ°. ફ. ૧૧. ૨૦ મીના પૂર્વાર્ધને બદલે અમાં:—
"રાએ કહે સહુ લોક મુજને દેખીને મન મોરો.
કોએક કાલે અસત્ય ન બોલવૂં, એ જાણી મન શોસે.'
દ્વિજરૂપ ધરયૂં તે પોતે દક્ષિણ દેશ દૈ આશિસ."
૧૨. "ભૂપ પ્રમાણિં રસિક કરૂં વારતા, રોસ રાઢિ ન્યાય ભઞ્જુ"
ઇ-ફ-આ. રાય પ્રમાણિ રશિ કરૂં ક.

એણી પરિ હૂં દિન નીગમૂં, પણ તાહરૂં, દુઃખ, અરજન !
રથિ બયસારી લાડ કરાવ્યાં; સારથિ, જગજીવન. ૨૨
સુભદ્રા તમનઇ પરણાવી; નરનારાયણ જોડિ;
પરસેવા કિહિની નથી કીધી; [13]ભજિઆ શ્રીરણછોડ. ૨૩
[14]ભુજબલિ વાશિંગ-સ્વસા તૂં વરિઉ; પાવક-અર્થિ ઇન્દ્ર જિત્યુ;
ભગવન્ત વિના કિહિનઇં ન નમ્યા, મહારથી દેવદીત. ૨૪
[15]ઠાકુર કો બીજુ નથી જાણ્યુ; એક ભજ્યુ ભગવન્ત;
પરાધીન થૈ પેટજ ભરવૂં; એ દુઃખનુ નાવ્યુ અન્ત." ૨૫
વચન સુણી [16]વડ વીર તણાં રે, કહિ અરજન સત્ય વાણીઃ
" ધર્મ-ધુરન્ધર ! દુઃખ મ આણુ; [17]સમરથ સારિંગ-પાણિ. ૨૬
અનેક કષ્ટ પડિ ઊગારથા, આગઇ તાં બહુ વાર,
તે દુઃખભઞ્જન ભૂધિર ભયતારણ, અન્તરિ રાખણહાર. ૨૭
મોહરી ચિન્તા મનિ મ આણશુ; મિ [18]રચિઉ છઇ ઉપાય;
પૂરવિ શાપ હોઉ છઇ મુઝનઇ, [19]જે ઇન્દ્રાસન માંહિ. ૨૮
કામાતુર નારી ઇચ્છાચારી, મિં વારી તેણઇ ઠામિં;
[20]પ્રાર્થના-ભઙ્ગ ન મલ્યુ સઙ્ગ; અઙ્ગ શાપ્યુ નામઃ ૨૯

૬૦૧

૧૩. પ્રણમ્યા. ક્રૃ. અહીં બધામાં ૨ નું પૂરૂં. ૫૯-૬૦૨ (બા=કો.) ૧૪. આ કડી ઉ સિવાય કોઇ પ્રતિમાં નથી: ૧૫. સીસ નામ્યૂં નથી તહ્મો કિહિનિં. ક-ક. આ લીટી અમાં નથી. ૧૬. અર્જુન બોલ્યા, સુણેર વડાવીર - એકચિન્ત. અ. ૧૭. એક ચરણને બદલે અમાં:—

"..............................સાંભળો, સ્વામી ! વાત.
જે નીમૂં કરો તે થાશેઃ સમરથ વૈકુંઠનાથ."

૧૮. વિમાસ્યૂં મન માંહિ. ક્રૃ 'રચી જોયૂં ત્યાંકાં. ઇ. વિચારી મન્ય જોયૂં. અ. —તે પછી અમાં વધારેઃ—"પુરુષ પણ વૈંદલ થૈ રૈશું, જે અપચારાનૂં મન મોયૂં." ૧૯. ઇન્દ્રભુવન (?) મોઝાર. અ: ૨૦. આ લીટી બદલે અ માં:—

" એકાન્ત-સમે આવીને ઊભી અપછરા એક વારઃ
તે પ્રાર્થના-ભઙ્ગ મેં જ કીધી; તે શાપ થયો નિરધાર."

ઉ સિવાય બધી પ્રતિયોમાં કડવું ચાલુ જ. ઉ-૫૩.

## કડવૂં ૨૪ મૂં—રાગ એજ

૧‘ વૃન્દલ યાજિ; દુ:ખિ દાઝિ; ૨જાજે પરવશિ વર્ષ દન;’
૩તે દિન આજ સુણ્યુ, મહારાજ!” કહિ,“કાજ થયૂં” અરજન. ૧
“ વર્ષ એક રહિશૂં તિહાં [ સ્વામી ! ] સઙ્ગીત-વિદ્યા જાણું;
૪નૃતિશાલાઇ ૫પાત્ર શીખવૂં; ૬ધનુર્વિદ્યા વખાણું; ૨
શીસ નામશૂં પ્રથમઇ તમનઇ, પ્રથમ વિપ્ર થૈ જાશુ;
૭તેણિ ચરણિ રહિશૂં, ‘ધર્મરાજા ! જિમ તમ્યો સુખિઆ થાશુ.” ૩
ધર્માર્જુન મિલી બિ બઇઠા, વાત કરિ માંહોમાંહિઃ
“ બહુ આહારી ભીમ મહાભડ; ૮એ કિમ કહ્યાં સમાઇ ? ૪
અટકઓલુ મુખ કહિનૂં ન રાખિ; ૧૦સાંહસઇ નહીં બોલ;
પરભવિ પેટ ભરેવૂં પરવશિ; નહી બુદ્ધિબલ-નિ તોલિ. ૫
વાયગ્રહુ કિમ રહિ મન્દિરમધિ ? કુહુ છાનુ કિમ રહિશિ ?
થોડે ઘાઢે પ્રગટ પરાક્રમ, ભીમ મહાદુઃખ દેશિ. ” ૬
૧૧વાત કરઇ નઇ સાહ્મૂં જોઇ; વૃકોદર ૧૨હિય વિચારી;
કાન કરડિ દીઠિ ભડ ઊઠયુ; “ શી વાત કરુ છુ માહરી ? ૭
બહુ આહારી જે કહુ છુ મુઝનઇ, તે માહરૂ ૧૩દુઃખ મ કરશુ;!
સુખ્યઇ દિવસ લેઇશિ નગરમાં; ચિન્તા કોઇ મ કરશુ. ૮

---

કડવૂં ૨૪ મૂં:—૧. અમાં:—
“ મેદન્લ રહૂં હૂં દુઃખ સહીને પરવશ વરસમા દિન.
તે દી આજ થયો, રે સ્વામી !’ એમ બોલ્યા અર્જુન. ૧૨ ”
૨. એક વરસ, એક દિન. હ. ૩ એહવો મુજ શાપ દીધો. હ. ૪. સમીપિ દ્રુપદી હૂં શીખ્યુ છ. ક. °શા રૈ નિત્ય શીખવ્; મારૂં આપ વખાણૂં. અ ૫. હૂં રહી. ફૈ. ૬. તેહનૂં રૂપ નિખાણું. ઇ. ૭. મેન્દર પે. અ. ૮. અહ્મો ભાઈજી ! ફૈ. ૯. એ કહુ કયમ. ફૈ. તે કૂહો, રૂહેશે કપાંહિ ? અ. ૧૦. ( મુખ્ય. અ. ) નચ્ય સાંખિ એ બોલ ઇ-અ. ૧૧. આ કડી પૂરી થતાં ઇમાં કડવૂં ૪ થૂં પૂર ૫૯-૬૦૬ ૧૨. રહ્યુ. ફૈ. ૧૩: મનિ ફૈ.

વિશ્વમ્ભર તાં નામ છઇ જેહનું, વિશ્વપાલક કહિવરાઇ,
કીડી-આદિ કુઞ્જર દેઇ, અતિપૂરક વૈકુણ્ઠરાઇ. ૯
મહાખાડિ મહ્વ ભડ઼ી ભાંજૂં; અન્ન ઉત્તમ કરી રાંધૂં;
ગોબ્રાહ્મણ શ્રી-પ્રસાદ પણ્ડિત, ગદાયુદ્ધ મહા સાધૂં. ૧૦
[14]મહાપ્રાક્રમ કરશૂં પરશોમિ; [15]ગજ ગ્રહી લ્યાવૂં, રાય!
[16]મનગમતાં ભોજન કરી પ્રીસૂં; કુઙ્ક, કિમ તે ન સમાય? ૧૧
વાલૂઉ નામ કિહિશ હૂં માહ્રૂં; નચિન્ત બઇઠા રમશૂં.
અન્નસ્વાદ હશિ અતિ રૂડા, પેટ ભરીનઇ જિમશૂં." ૧૨
"બાપ! તમ્યો તતકાલ જણાશુ; અજ્ઞાતા કિમ રહિવાઇ?
એતલૂં નિતિ અન્ન નવિ [17]રાંધઇ, જે તાહ્રૂં પેટ ભરાઇ." ૧૩
"રા-આગલિ પ્રાક્રમ કહીશૂં; રહિશૂં તેણઇ ઠાહ્રિ;
હૂં અતલીબલ; જિમૂં ઘણૂં; મુઝ પાંચ કલશીનુ આહાર. ૧૪
માહ્રી ચિન્તા [18]કાંઇ મ કરશૂ; બીજી વાત વિમાસુ;
ઘડુ ઘડાનુ ઠામજ [19]કરઇ શુ, પેટ તણુ શુ સાંસુ?" ૧૫
ઇમ કહી ભીમ ભડ તવ બિઠા; તવ પૂછ્યા સહદેવઃ
"કુઙ્ક, વીર! તમ્યો કિમ રહિશુ? પરઘરિ કરવી સેવ. ૧૬
વિણ-પૂછિ કહિશૂં નવિ બોલુ; તેહ [20]લોક કિમ જાણિ?
માગ્યા પાખઇ માતુ ન પ્રીસઇ, તિમ દુઃખ સહૂકો આણિ. ૧૭
વિમાશીનઇ કુઙ્ક મતિ મનની; પરાધીન થૈ રહિવૂં;
ભૂખ તરસ સુખ દુઃખ [21]સહિવૂં; સુવચન [22]કુવચન સહિવૂં." ૧૮
ધર્મ-વાક્ય સુણીનઇં સહદેવ, બોલ્યા તેણી વાર;
"જિમ જગદીશ રાખશિ સહુનઇં; [23]અન્તરિ રાખણહાર. ૧૯

---

૧૪. એહ્નવાં ક્રે. "મહાગજ ગ્રહૂં; છબણુ લ્યાવૂં; રહૂં રાજ બિઇ માંહિ." ક.૧૫. રહૂં રાજગૃહ માંહિ. ક્રે-અ. ૧૬. અહીંથી ૭ લીટી કમાં નથી. ૧૭. વાધિ. ક્રે. ૧૮. મનિ મ ધરશુ. ક્રે. ૧૯. કરી રિહિ. ક્રે-૨૦. પરલોકિ. ક્રે. ૨૧. ભોગવી. ક્રે. ૨૨. વચનિ કિહિવૂં ક. ૨૩. માનો સત્ય વિચાર. અ. વિશ્વ તણુ આધાર. ક-ક્રે.

જેણિ ઉદર માહિથી કીની ચિન્તા, જનુની-જઠર-મઝારિ,
તેહજ સાર કરશિ સારિંગધર, માનુ [24]તમ્યો નિરવાર. ૨૦
પણ એક જે મિ [25]પરિ નિમાશી, તે [26]ત તમનઇ કહીઇં,
[27]જેણી પરિ સુખ્યઇ દિન લીજઇ, ચગણિ તમારિ રહીઇ. ૨૧
વિણપૂજઇ ઉત્તર નવિ દેતુ, તેહજ કામ કરીશિ,
જોમ નિચાઉ, ગોધન ચાઉ, એણી [28]વિધિ પેટ ભરીશિ, ૨૨
[29]વન્ધ્યા ગાઇનઇ ગર્ભ ધરાવૂ, વૃષભ-ચિહ્ન સવિ જાણૂ,
જ્યોતિક પૂછિ, ગો સમ્ભાનિ, નિગુ-માગી વૃત્તિ આણૂ." ૨૩
ઇમ કહી સહદેવ રહ્યા આસના "કુડુ, નિકુન! શી પધરિ ?
તાહરી ગતિ કુણિ ન [30]કંળાઇ, જૈ રહિવૂ પરઘરિ ૨૪
પરભોમિ પરભૂપતિ-આગનિ, [31]પરગમતૂ બોલેવૂ,
પર-ઓશિઆનિ પેટ ભરેવૂ, પરનઇ વિતૂં ન દેવૂ. ૨૫
તિહા કિમ રહિશુ નઇ શૂ કરશુ ? વીર ! વિચારી કહીઇ;
લઘુ લીના, લુદ્ધ, પ્રાકર્મ પ્રૌઢા; તાહરુ પાર ન લહીઇ" ૨૬
૬૨૭

---

૨૪ સત્ય ક્ર —આ કડી અમાં નથી ૨૫ મતિ ક્ર. ૨૬ તમ આગલિ ક્ર ૨૭ યેણિ કરી ક્ર ૨૮ પિરિં ક્ર
૨૯ "વર્ન્ધ્યા-પ્રસવ, વૃષભચિહ્નિ જાણૂ, વિણુ-માગિ વૃત્તિ આપિ
કહિરા, ગોપ હૂ પાણ્ડવ કેરુ, તતકાલ કરી થાપિ ૭૬" ક્ર.
"જોતિક પૂછિ, ગી સમ્માલિ, ત્રિણમાગી વૃત્તિ આપિ
એણી પિરિં રહિશ, ધર્મરાજ ! •મોક્ષ આપણુ ×થાશિ" ક્ર.
[• વેણુ વેણુ કેવારો અ × છાજિ ઇ ] ૩૦ લિહિવાઇ ક્ર.
૩૧. ગમતૂ બોની રેવૂ. અ. —માત્ર હમા ૨૬ મીયે કટવૂ પૂરૂ, બાકી બીજી પ્રતિયોમાં ચાલૂ છે-ઝ'.

## કડવું ૨૫ મું–રાગ એજ

નૃપ-વચન સુણ્યાં તવ બોલ્યુ, નિકુલ મહાભડ શૂરઃ
"શ્યા માટઇ દુઃખ માહરૂં આણ્ય ? તિજુ કઠણ ગતિ [1]ક્રૂર. ૧
મન શુદ્ધ પર-સેવા કરશું, [2]જેહવી તેહનઇ ગમશિ.
તમ્યો જાણ છુ સદા સુખી તન, એવડૂં દુઃખ કિમ ખમશિ ? ૨

[3]ભાઇજી! લાડ કરતાં તમ આગલિ; લઘુબન્ધવ તુન જાણ;
અમ્યો તુ તાત તમ્યો દીઠા છુ; રમતિ દેખી દુઃખ માણ. ૩
તમ-પ્રસાદિ અતિ સુખ ભોગવ્યાં; એ કષ્ટ એક લગાર.
[4]જિમ મઝનઇ કોઇ નહીં જાણિ, તિમ રહિશું રાજદ્વારિ. ૪

વિકટ અશ્વ તે કરૂં પાધરા; ખરા ખેટવી જાણું;
અશ્વમન્ત્ર આવડિ છઇ સઘલા; હૂં શૂં આપ વિખાણું ? ૫
તુરી તણા જે સકલ [5]રોગ છઇ, ઓષધ તેનાં કરશું;
ધારક થઇનિ ધરિ ચિકા રહીનઇ, એણી વિધિ [6]દુભર ભરશું. ૬

તેહજ કામ કરીશિ, ભાઇ! જેણઇ કોઇ ન જાણિ.
દયાનિધાન [7]નારાયણ તમનઇ, ક્ષણ એક દુઃખ નહીં આણિ." ૭
[8]સમાધાનિ સન્તોષી બઇઠા, નિકુલ વીર તેણી વાર.
ધર્મ તણૂં મન વિસ્મઇ પામ્યૂં; ઊપનુ અતિ વિચાર. ૮

[9]દ્રુપદ-સુતા નિહાલી ભૂપતિ, [10]આણ્યા અશ્રુપાતઃ
"એ ઘડા જેવડૂં માણિક માનિની, કિમ રહિશિ [11]પરહાથિ ? ૯

કડવૂં ૨૫ મું:—૧. (ધીર...) વીર. ક. ૨. જેહવૂં તહ્મનિ ગમશિ: —આ કડી ઇમાં નથી. ૩. આ કડી અમાં નથી. ૪. "જેમ જુગતીશ ખરો સુજને, માનો સત્ય વિચાર" અ. ૫. મન્ત્ર ક. ૬. ઉદર. ક ૭. ત્રુજી. ક. ૮ આ કડીએ ઇમાં ૫ મું કડવૂં પૂરું. ૫૬-૬૪૬; અમપિ ક. ૫૬-૬૩૮. ૯. દ્રુપદ સતીને નેત્રે નિરખી, ભૂપતિ કરે વિચાર. અ. ૧૦. ઊપનુ અતે વિચાર. ઇ-ક ૧૧. પરહાથિ. ક.

પુરુષ તણી તા વાત પાધરી; જિમ તિમ કરીનઇ રહિશિ;
[12]પરભૂષતિ-વશિ પડી પ્રેમદા, કેહી પરિ [13]દિન લેશિ ? ૧૦
અમ્હે તા અછતા થઇનિ રહિવૂ, કાઇ ન થાઇ પ્રાણ,
કન્દર્પ-કોટિ કામિની [14]કોમલ, મુખ સોલકલા-શશિ જાણિ, ૧૧
નયન ચઞ્ચલ તીક્ષ્ણ શર-સરખા, ભમઇ-કોદણ્ડત્રટિ [15]ધરિઆ;
મન્મથ-મેગલ હાથિ વશિ નિત્ય, કયમ જાઇ વશિ કરિઆ ? ૧૨
શુકનાસા, અધર-પ્રવાલકલી, દન્ત ડાડિમ, કણ્ઠ કપોત,
કનક-કુમ્ભ[16] પરિ મણિ-મઞ્જરી, જલજ નાભિ-ઉદ્યોત, ૧૩
ભુજાડણ્ડ-યુગ સૂઢિ સરીખા, કટિ કેસરી ઉપવામી.
જઙ્ઘાયુગમ. [17]કદલી-ખમ્ભ ઉપમિત, ચરણકમલ પ્રતિભાશી. ૧૪
ગતિ ગજમત્ત ચપલતર વિદ્યુત, [18]ષોડશ તનિ શણગાર,
પગે નેપુર ઝણકાર, કિંકુણી કટિમેખલા-રણકાર, ૧૫
રુદિ-કમલ પરિ હાર નવસર, કણ્ઠિ પદકમણિ જડિઆ,
કનકચૂડિ ચતુરા-કરિ ખલકિ, [19]ચલકઇ નકુંસુદડિઆ, ૧૬
અર્દ્ધ-મિરખી સરખી જોડિ, મુહુ મચકોડી ચાલિ,
[20]શ્રવણિ ઝાલિ રવિસમ જગમગિ, જડિયજવહિર પરિ ભાલ ૧૭
સિહિથુ આડિફૂલી ઊગનિઆ; શીશિ રાખડી સારી,
શેષનાગ પરિ ચમરી ચોટલી મોતીડે શૃઙ્ગારી, ૧૮
કામ-કોટિદલ સહ હથિઆર, [21]કાયરમન કમ્પાવઇ,
શર તણઇ મનિ [22]તૃણવત, જોણઇ, રત્ન-ગર્ભા કહાવઇ. ૧૯

૧૨ પરભોમિ પડી ક ૧૩. નિરવહિશિ ક ૧૪ અતિ સુન્દર ક. ૧૫. વનિઆં ક ભુજા ક "મુખકના અતિ દીસે સુન્દર, સોનકળા શશિ-જ્યોત" અ ૧૭ કરભોરુ-ઉપમા ઇ ૧૮ આયુધ પા°. ક ૧૯ (હાર ) અને રત્નસાર અ રત્નજડિત્ર માદલિયાં ઉ ૧૯ મીનો ઉત્તરાર્ધ ઉમા નથી ૨૦ "રત્નજડિત્ર જવાહિરના, ઉપરય દીસિ લાલ" ઇ. "કાયરનૂં મન કમ્પાવે એવો સોભે ચાટલો ભાલ્ય" અ —આ લીટી ઉમાં નથી. ૨૧ કામી° ક ૨૨ તૃણમાત્ર રે, પણિ°. ક
• ઉ સિવાય બીજી પ્રતિયો કડવૂં આગળ ચલાવે જાય છે ઉ-૮૮.

એ વહ્નિ માંહિથી પ્રગટ પ્રેમદા, કૃષ્ણ–કૃપાઇ પામ્યાં;
અમ ઘરિ આવી સુખ નવિ પામી; દોહલડિ દિન વામ્યા. ૨૦
તે દુઃખમાં વલી આ દુઃખ મોટૂં; એ છાની કિમ રહિશિ?
શું જાણઇ? લોક છઇ બહિરસુખ; કપટબોલ કિમ સહિશિ?" ૨૧
૬૪૮

---

## કડવૂં ૨૬ મૂં—રાગ એજ[1]

એહવૂં જાણી રાઇ દુઃખ આણ્યૂં; મુખિ મૂકિ નિશ્વાસ.
[1]નિઘણુ વિચાર નિરખી નિજ નારી, આવ્યાં ભૂપતિ પાશિ. ૧
[2]કરસમ્પુટ કરી આગલિ ઊભી: "મ કરુ ચિન્તા માહરી.
દુષ્ટ સભા માંહિ ચીર [3]ચતુર્ભુજિં, આપ્યાં દેવમુરારિં. ૨
એવડી શી ચિન્તા મનિ આણુ? જાણુ હરિની વાત;
દુરવાસાનુ શાપ નિવાર્યુ, તે મુખિ [4]રાખશિ તાત. ૩
દુઃખ તમારિ હૂં દાઝૂં, જે એ મતિ તમ્યો વિમાશી;
વિપ્ર–વિહિદલ–ગંધર્વ નઇ જોશી, ધારક; હૂં તુ દાસી. ૪
[5]કન્થ કહૂં થઇ કાયા ખેટવઇ; તે હૂં કેહી માત્ર?
શ્વેત વસ્ત્ર પિહિરી, શૃઙ્ગાર તિજી, પૈ રહીશૂં કુપાત્ર. ૫

---

કડવૂં ૨૬ મૂં:—૧. "પ્રણામ કરી આગલ્ય રહી ઊભી, 'આણુ કૃષ્ણશું વિશ્વાસ.'" ઇ. ૨. સ્વામી! તમે કાં દુઃખ ધરો છો? ઇ. ૩–ભુજને, પરપાં. અ. ૪ બ કરશિ ક્રૃ.

૫. આ પ્રેલાં ઇમાં—રાગ ગોડી (કડવૂં ૭ મું)
"વેશમ્પાયન કિહિ, સુણ્ય રાજ! એહવુ કરયુ વિચાર:
કન્થ આગલ્ય કૃષ્ણા કહિ છિ, સાંભલ વારોવાર્ય. ૧"
(ત્યાં સુધીનાં ૫૬-૬૬૮).

[6]કિહિશું, 'પઞ્ચ ગન્ધર્વ શિરિ માહ્રરિ, અન્તરિ ચિકા જોઇ;
ટામ કંપટ કભાવ દ્રિષ્ટિ, હાશિ મ કરશુ કોઇ.' ૬
તે રાય તણી પટરાણી પાશિ, સૈઇન્દ્રી થૈનઇ રહિશું;
અલ્પ સુખ દુઃખ મનિ નહીં આણું; મહાકષ્ટ તમનઇ કહિશું. ૭
[7]રાણી-અઙ્ગિ શૃઙ્ગાર પિહિરાવૂં; ઉદ્દવર્તન કરી જાણું;
[8]વિતાં કરી વનિતા વશિ આણું; "તેહ્નું રૂપ વિખાણું?" ૮
ટહી વાત નઇ કન્ય સન્તોષ્યા, દ્રુપદીઇ તેણી વાર.
હરખ્યા વીર હશીનઇ ઊઠયા, "વારૂ થયુ વિચાર." ૯
સ્થાનક મૂકી સમીપિ આવ્યા, નગર-શીમાડિ રાય;
"કુહુ, ભાઇયો! આયુધ સર્વ સઙ્ઘાતિ, નગરમાંહિ કિમ જવાઇ? ૧૦
તે માટિ વિચાર કરીનઇ, કિહી મૂંકુ હથિઆર;
જેહ્વા વેષ કહ્યા છઇ આપણિ, તેહ્વા રચુ શૃઙ્ગાર." ૧૧
[9]વનવેડ જાડી જોઇ નિરખી, શમી ગહિર ગમ્ભીર;
[10]મહા દ્રુમ હેઠ આવીનઇ બઇઠા, શૂર-શિરોમણિ વીર. ૧૨
શમશાન સરીખૂં તેહજ દીસઇ; દુહુદશિ વાટ નિહાલિ;
દૂરિ [11]પથિક સહૂ આવઇ જાઇ; ભલી પરિ ભોમિ સમ્ભાલિ. ૧૩
[12]"એકાન્ત સ્થાનક અતિ વારૂ, આંહાં આયુધ મૂકાવુ.
શખાકારઇ ઊફરાં બાંધી, નાગપાશ સલકાવુ. ૧૪

---

૬. આ અ-ક્રમાં નથી. ૭. આ અમાં નથી. ૮. શૂં હુ આપ (?) ડ. ૯. વન વિષિં નિરખી ઝાડ શમીનૂં વૃક્ષ ક્ર. ૧૦. "માંહોમાંહિ વિચાર કરીને બેઠા સુભટ રણધીર." અ. ૧૧. પન્થિ. ક્ર. ૧૨. આ કડી અમાં નથી.

☞ ૧૮ મી કડીયે બધી પ્રતિયોમાં કડવૂં પૂરૂં. સરવાળો:—અ-૬૬૫; બ-૬૬૨; ક-ગ-૬૭૦; ડ-૬૭૪; ઇ-૬૮૨; ઉ-૧૧૭. અહીં અમાં ૫ મૂં પૂરૂં; બ-૩ જૂં; ક-૨૭ મૂં; ડમાં સળંગ જતાં ૨૬ મૂં, ઇમાં સળંગ ક્રમ મૂકી ૭ મૂં; ઉમાં આરમ્ભથીજ માંડી ૫ મૂં પૂરૂં.

કો પૂછઇ તેનઇ માતા કહિજ્યો; સમ્ભાલી સવિ ધરજ્યો;
વનદેવતાનઈ સર્વ સુપીનઇ, કહીઇ, રક્ષા કરજ્યો." ૧૫

શીખામણ દેઇ ધર્મ ઊઠ્યા, પ્રથમ નગર માંહિ જાઇ;
તિજ્યુ શૃઙ્ગાર ભૂપ આપણુ; સમરઇ વૈકુણ્ઠરાઇઃ ૧૬

"ભલૂં કરૂં, ભૂધિરજી! અમનિ, તમનઇ ઇમ ન જોઇઇ;
ક્ષત્રી–વેષ તિજાવ્યુ ત્રિકમિ, વિપ્રવેષ કિમ સોહિઇ?" ૧૭

ઇમ કહી આયુધ ઊતારર્યાં, ભૂમણ્ડલ માંહિ ધરિયાં;
ભીમ અરજન નિકુલ સહદેવ, લોચનુ આંસૂ ક્ષરિયાં. ૧૮
૬૬૬.

—o—

## કડવું ૨૭ મું—રાગ વેરાડી[1]

### ચુપૈ

પ્રથમ પચ્ય આયુધ ભોમિ ધરયાં; કવચ ટોપ તન અલગાં કરયાં;
મસ્તકિ મુકટ રતનિ સાર, કાણ કુણ્ડલ તિજ્યાં, કણ્ઠિ હાર. ૧

અઙ્ગદ–બિહિરખા કરિ મુદ્રડી, કટિમેખલા બહુ હીરે જડી;
તિજી વનકુલ સહુકો શૃઙ્ગાર, વિપ્રવેષ ધરયુ તેણી વાર. ૨

કાષામ્બર કટિ ધોતી ધરી, [2]ક્ષારોદક શિર બાંધી કરી,
ઓઢણિ ચાખિયાં કમણ્ડલ હાથિ, કૃષ્ણ–સખાઇઇ લીધુ સાથિ. ૩

જોગમાયા મનિ સમરી રાઇ; માગી શીખ નગર ભણી જાય;
ચ્યાર વીર નમી તિહાં રહ્યા; [3]એકઇ વૈરાટ સમીપિ ગયા. ૪

જોધન જિહાં ચારઇ ગોવાલ, નિરખ્યા તવ તેણઇ ભૂપાલ;
નમી ચરણિ નર અળગા રહ્યા, "કિમ ભૂપતિ! અહીંઆં કોણી દયા? ૫

કડવું ૨૭ મું:—૧. સુધી. ક–ભા–ઇ–ર. ૨. ગોરોટા મેસર્ણ પદંદી.
ભા. ૩. નગર સમીપિ. ક.

[4]વિકટ દ્રિષ્ટ વદન ઝલહલિ; પિણ્ડ પ્રસ્વેદ પુષ્પ-પરિમલિ;
શા માટઇ તનિ તિજિઆં રૂપ ? શું કીજઇ સાથિ અહ્મ, ભૂપ ?" ૬
તવ મનિ સન્તોષાણા ધર્મ, "જેહ્‌ના ગોપ તણાં આહ્‌વાં પ્રાક્રમ,
તે મહીપતિ મહા ચતુર સુજાણ;" મનિ જાણી રાઇ બોલ્યા વાણિઃ ૭
"નગરી હસ્તિનાપુર માહ્‌રુ વાસ; રહ્યૂં હૂં રાઇ યુધિષ્ઠિર પાશિ;
હૂં ભૂપતિ પાંસઇ ઘણું રહ્યુ; તે [5]વન છાંડી નિષ્ટચ્યજાયી ગયુ. ૮
[6]અહ્મૂં ગોફ્વી રહિશિ એક ઠારિ, તે માટઇ તમ નગર મઝારિ;
કહ્રૂં [7]વિપ્ર હૂં; ભૂપતિ બાહ્‌રિ, [8]ભક્ત વૈરાટિ સુણ્યુ સંસારિ. ૯
દ્વિજભક્ત [9]દ્રિઢ જાણી કરી, વર્ષ એક રહિશૂં તમ પુરી;
નગર દાખવી પાછા વુલુ." કિહિ ગોપ, "સહૂકો સાંભલુઃ ૧૦
વિપ્ર નહીં; [10]વપુ કપટી રૂપ; અમ અવનીપતિ બોલુ ભૂપ;
છલિ પાડી છેતરશિ એહ. ધરયુ વેષ પણિ [11]રહિ સન્દેહ." ૧૧
એહ્‌વૂં કહીનઇ સાથિ જાઇ, નગર દેખાડી ગ્યા વન માંહિ;
મિલી સવલિ ઇમ કીધી વાત, "એ બ્રમરૂપ પૃથવીપતિ નાથ. ૧૨
એતલઇ રાય નગર માંહિ ગયા. જોઇ પોલિઆ [12]અઇઠા થયા.
નમ્યા ચરણ નેહ મનિ ધરીઃ "મહાપુરુષિ કો કરુણા કરી. ૧૩
નગર-મધિ ચાલ્યા ચુહુવટિ; એહ્‌નઇ વિપ્રવેષ નવિ ઘટિ."
[13]ધશી નમ્યાં ચરણિ વર્ણ અઢાર. તતક્ષણ પુહુતા રાજદ્વારિ. ૧૪

---

૪. આ પ્હેલાં અ-ક-ઇ-રૂ-હમાં ૧ વધારેઃ-
"*વિપ્રવેશ નવિ સોહિ અઙ્ગિ, રાજચિહ્નિ †દીસિ તનિ રઙ્ગિઃ
કરિ ટસણ ધનુષ ×નાક્ષા તણા, +અસ્ત્ર આયુધ વૂંધાં છિ ઘણાં."
[* વન° ફ. કયમ વિપ્ર ભેખ ધીરે તે અઙ્ગ ? હ. †વસિ. ઇ. °સે છે અઙ્ગ. અ. × પ્રત્યચ્યા તણા. ક. + આયુધ વેઢ્યા છા ઘણાં. અ. વસ્ત્ર આભરણ હરિ અતિ ઘણાં. ક. ] ૫. હરડાં. ફ. ૬. અગોપ્ય. ફ. અગમ અગોચર ગયા કોઇ ઠાર. અ. ૭. ઋષિ ફ. ૮. ભટ્ ફ. ૯. તે. ફ. ૧૦. કોય કારણરૂપ, ભલો રાય નવ જાણે ભૂપ. અ. ૧૧. નહીં. અ. ૧૨. વિસ્મય અ. ૧૩. આ લીટી અમાં નથી. ધશિઆ, તેહનિ. ફ.

અન્ય વર્ણ આશ્રમ-યતિ હોઇ; [14]યતિ વિપ્ર નવિ વારઇ કોઇ.
અતિ તેજ દેખી પ્રતિહાર, તિણે વિદિકા કીધુ જુહાર. 15
રાજસભા દેખાડી ગયા; 'પ્રભુસેવકની કરશી દયા.'
મહાસભા દીઠી રાજનિ: મણિરચના ધરિ વ્યોમિ-સમાનિ. 16
હય હીંસારવ હાથી ઘણા; રથ [15]વાહન તણી નહીં મણા;
મહીપતિ [16]મુકુટ દેખી પરવરયુ, સબલ સેનસ્યું હરખિ ભરયુ.17
બ્રહ્મસભા અનિ ઊંચા આસન; તે વિધિ બઇઠા છઇ રાજન;
વેદશાસ્ત્ર-પુરાણ-સંવાદ; કુઇ ગાન [17]સુન્દર વાજઇ નાદ. 18
અનિમિષ પદ મોટા વદઇ, પણ વિષ્ણુભક્તિ રાજનઇ રદઇ.
કહી સભા વિરાટજ તણી; તિહાં આવ્યા હસ્તિનાપુર-ધણી. 19
૬૮૫

—o—

કડવું ૨૮ મું—રાગ એજ

અકસ્માત [1]દીઠા જેટલઇ, તેજપુંજ પ્રગટ્યુ તેટલઇ.
[2]થયુ વિપ્ર વૈરાટ તવ ધશુ; ગ્રહી ચરણ મનિ આનન્દ ધરયુઃ 1.
"જપ તપ તીરથ વ્રત-ફલ જેહ, [3]પ્રગટપાત્ર પામ્યુ હું તેહ."
વિનઇ કરી લેઇ ગયા આસનિ; [4]કરી ચરણોદક ચરચ્યું તન. 2

---

૧૪ બ્રાહ્મણ આ તે નહિ હોય. અ. બ્રાહ્મણ યતિ સન્યાસી સોય. ૬.
૧૫. વિમાન. ૬. ૧૬. મોટુ તે. ૫. ૧૭. છત્રીસે. ૬.
—આત ૯માં ૧૯ મોચે ૬ હું કડવું પૂરૂં. બીજી પ્રતિયોમાં કડવું
ચાલુ. ૯-૧૩૭.
કડવું ૨૮ મું:—૧. ત્યહાં આવ્યા જરિ, ગ્રહ્યા ચરણ નિ આનન્દ ધરિ. ઇ. વૈરાટજ ધશ્યો, ગ્રહ્યા ચરણ મન્ય આનન્દ ધર્યો. બા. ૨. આ લીટી ઇ-બામાં નથી; દેખી વિપ્ર વૈ°. અ. ૩. પ્રત્યક્ષ પારખૂં પામ્યો તેહ. અ. ૪. ચરણ પખાળી, અ.

[૫]મહાપુરુષ સવિ કઇનઇ ગમ્યા; બાલગોપાલ ભડ સઘલા નમ્યા;
[૬]પૂછઇ રાઇ, "અવધારિ વચનૂં; આ સ્વરૂપ કુણ સ્થાનકિ હતૂં ? ૩

અનઇ હૂં વિસ્મય પામ્યુ છૂં આજ; બ્રહ્મતેજ તનિ તુહિ, મહારાજ!
[૭]અઙ્ગિ ચરિત સવિ ભૂપતિ તણાં; કરઇ આયુધ-ડણ દીસઇ ઘણા. ૪

[૮]તે માટઇ કહૂં છૂં આજ; ભાંજઇ સન્દેહ; સવિ શીઝઇ કાજ;"
જોધ સર્વ સાંભરવા રહ્યા, જે જે વચન યુધિષ્ઠિરિ કહ્યાં: ૫

"જે ભૂપતિ હસ્તિનાપુર માંહિ, હૂં તે ધર્મ તણુ ઋષિરાય;
ધરી આયુધ રા-સાથિ ચડૂં; પાંચ ભડિ તિહાં પઇહિલુ ભડૂં. ૬

પાણ્ડવ તણી કૃપા મુઝ ઘણી; [૯]તે દુરજયોધનિ કાઢ્યા વનિ ભણી;
તે નિષ્ટ્ચર્યા ગયા અમ ઊલવી; મિ માગી શાખ રહિવા ભોલવી. ૭

[૧૦]ભક્તિવારતા તાહ્રરી સુણી, હૂં ભૂપતિ! આવ્યુ તમ ભણી;
વર્ષ એક રહિશૂં આણિ ઠાહ્મિ; કઙ્ક ઋષિ [૧૧]છઇ માહ્રરૂં નામ. ૮

બ્રહ્મ-વિદ્યા જાણૂં મનિ ખરી; કાંઇ એક આયુધ ધનુર્વિદ્યા ધરી;
જાણૂં [૧૨]રમતિ સભા-મહિમાઇ; અતિ વલ્લભ અમ વૈકુણ્ઠરાઇ. ૯

[૧૩]સેવક થયા પાછા નવિ ટલઇ; ભલુ ભક્ત હરિના જન મિલિઇ;"
અનેક વચન શુભ ધરમિ કહ્યાં, તે જાણી વૈરાટિ સાંસહ્યાં. ૧૦

---

૫. આ લીટી બામાં નથી ૬. આ લીટી અમાં નથી.

૭ આ લીટી અ-ફમાં નથી. ૮. "ભાગો સન્દેહ સીઝે કાજ, જોધ સર્વને સમ્ભલાવો આજ. સહૂ આવી સાંભળવા રયા." અ. ભાંજિ સન્દેહ સર્વ સીઝિ કાજ. યોધ સર્વનિંઇ સમ્ભલાવુ આજ; સહૂકો આવી સાંભળવા રહ્યા," ફ. ૯. દ્યૂત રમાડી, ફ. તે ચાલ્યા કોઇ નગરજ ભણી. અ. ૧૦. ભક્તિપ્રિય તેહનૂં સાંભલી, ફ. ૧૧. ધર્મ. ફ. ૧૨. રાજરીતિ. ફ. °મતિ અક્ષમહિમાય. ક. રાજરીતિ મહિમાય. અ. ૧૩. અ-ક-ઇ-ફમાં a-b ઊ૦ પા૦ આ લીટી બામાં નથી.

[14]મધુ-મહાભારથ મૃગમદ જેહ, વેશા-વાજિત્ર તાપસ-દેહ;
તેહ તણા ગુણ [15]ગ્રહિવા સાર; ખોદી શોધ ન લીજઇ પાર. ૧૧
"સ્વામી ! વાક્ય કહ્યાં તે સત્ય; તમ ઘટિ દીસઇ ઉત્તમ મતિ.
હૂં અલ્પ જીવ *જાણી અનુસરુ; ઘણા દિવસ અમ થાનકિ ઠરુ. ૧૨
રાજ-આસનિ બઇસુ, ઋષિરાઇ ! ભલી સેવ [16]તમ કરૂં પઉસાય;"
અનુચર થૈ [17]કર જોડી રહ્યા, "[18]તમ્યો ભૂપતિ, સહૂ સેવક થયા." ૧૩
પૂછી રાજકાજ સહૂ કરઇ; દેશ આણું કરું ફેરી ફિરઇ;
ધનભોજન વસ્ત્ર સર્વ અલંકરણ, [19]આણી મેહ્લઇ ઋષિનઇ ચરણિ. ૧૪
[20]સેવા નિર્મલ્ય પિરિ આદરઇ, જેણી પરિ ભક્તિ ભૂધરની કરઇ;
એણી પરિ સુખિ રહ્યા શ્રીધર્મ; હવિ રાય અર્જુન તણુ ઉપક્રર્મ: ૧૫
[21]મન્નિ જાણી યુધિષ્ઠિર ઠરયા, તવ પૂંઠિ અરજન નીસરયા.
મહાધનુષ ગાન્ડીવ અતિ પ્રૌઢ, જે દીઠઇ થૈ દિગ્મૂઢ. ૧૬
અનેક બાણના ભાથા ભરયા, જેણઇ સુર અસુર રા વશિ કરયા.
અગ્નિ-વરણ-નાગ-મોહપાશિ, શુક્લપક્ષ-અર્ધચન્દ્રપ્રકાશ. ૧૭

---

૧૪. મધ્ય મહા ગુગ્ગુલક જેહ, વેશ-શસ્ત્રી કહેતાં° અ. ૧૫. સહવા. *અજાણ અણસરયુ ફૂ. આ લીટી ખામાં નથી. ૧૬. મુજ કરુ. ફૂ. ૧૭. થૈનિ રાજા. અ-ફૂ ૧૮. તમે સેવકની કરરી હયા. અ-ફૂ. ૧૩મી કડીએ ઇમાં કડવું ૮ મું પૂરું. —આ કડી પછી ઇમાં:—(ત્યાં સુધીમાં ઇનાં પદ-૭૧૪.)

રાગ ગોડી

વૈશમ્પાયન કહિ, સુણ્ય, રાય ! હરિભક્તનો કહૂં મહિમાય.
કહો, સ્વામી ! તે મુજનિ મન્નિ, કેહી પિરિ રાય વન નીગમિ ?"

૧૯. સર્વે મૂક્યાં હરિને શરણ. અ. ૨૦. આ લીટી ખા માં નથી. આખી કડી:—

"સેવા તણી તાં લાગિ વિરચ. ભક્તિ સુન્દર ભૂધર-હરિ.
અર્જુન હવિ મોટૂં પ્રાક્રમ; અન્તરપ સમરયા શ્રીપરબ્રહ્મ." ઇ.

૨૧. આ લીટીએ ખા માં ૫ મું કડા પી પૂરૂં. પદ-૧૯૪ાા.

અવરિ અસ્ત્ર નાનાવિધિ જેહ, કહિતાં પાર ન પામૂં તેહ;
ગદા ખડ્ગ તોમર ત્રિશૂલ; [२२]જિમ-ડાઢા છુરી ખેટક-મૂલિ; ૧૮
સાંગિ સબલ લોહ વીજ સમાનિ, મહી મૂકી સમરયા ભગવાન.
જેણઇ આયુધિ સુરદાનવ નડ્યા, [२३]વનખાણ્ડવ ભોમિ ભડ પડ્યા,૧૯
તે સહજિ તિજાવ્યાં અવિનાશ; તિણ્ઇ ટોપ મેહ્લ્યુ નિશવાસ.
ક્વચ સન્નાહ [२४]ટોપાઉલિ અઙ્ગિ; [२५]તે મેહ્લતાં થયા મનભઙ્ગ. ૨૦
કુણ્ડલ, મુગટ હાર મેખલા, તિણ્ઇ વસ્ત્ર તનિ પાડી કલા;
તન્નિ ધરી વૃન્દલનૂં રૂપ, સ્ત્રીય-વેષ [२६]થયુ તનિ ભૂપ. ૨૧
ગૂંથી શીશ-રાખડી અમૂલિ; કાને કનક તણાં બિઇ ફૂલ;
કણ્ઠિ હાર, દોરા, પદકડી; [२७]સઇથુ-આડિ જવહીરિ જડી; ૨૨
[२८]કટિ મેખલા; બાંહિ બિહરખી; [२९]ચૂડી કઙ્કુણ કરિ કઇહિરખી;
વાજન્તાં નેપુર રણઝણઇ; [३०]સોહિ ચીર તન અરજન તણઇ. ૨૩
કટિ છુરિકા તે ધાતી રહ્યા; જોઇ વીર ત્રણિ [३१]ઊભા થયા;
[३२]પઞ્ચાલી મુખિ પટ દેઇ હશી, "આ આગલિ સુન્દર આ કશી? ૨૪
મોહિનીરૂપ શ્રીકૃષ્ણિ ધરયૂ, જેણઇ શિવ-મન પરવશિ કરયૂં;
[३३]પાયૂં વિષ; દૈત્ય-દલ હણ્યૂં, તેહવૂં તેજ [३४]ધનઞ્જય તણૂં." ૨૫
૭૧૦

———o———

૨૨. ઝાઝા દૈતનાં છેદ્યાં મૂલ. અ. ૨૩. વનિ પાણ્ડવ ૬. આ લીટી અમાં નથી. બામાં નથી. ૨૪. સર્વ મેલ્હિ. ક. ૨૫. મહી ફ. ૨૬. સન્ન્યાસીરૂપ. અ. આ પ્હેલાંની લીટી બા માં નથી. સ્ત્રી-વેષ સજ્યાં અતિ ૬. ૨૭. કટિમેખલા હીરે જડી. અ. ૨૮. કરકઙ્કણ. બાંહે. અ. આ લીટી બા માં નથી. ૨૯. કનકચૂડિ નિ સહિરખી. ફ. ૩૦. અઙ્ગિ સોહિ તે અ°. ફ. ૩૧. વિસ્મે. ફ-અ. ૩૨. આ લીટી ફ માં નથી. ૩૩. આ લીટી બા માં નથી. ૩૪. દીસિ રા તણૂં. ફ.

ઉ. સિવાયની બધીય પ્રતિયોમાં અહીં કડવૂં ચાલૂ.—ઉ-૧૬૨.

## કડવું ૨૯ મું—રાગ એજ

સજી શૃંગાર પઞ્ચાલી તણા, નિતિ નૂતન પહિરતી અતિ ઘણાં;
તે પહિરી અર્જુન સાંચરયા; બૃન્દલ-વેષ [1]ધરી પરવરયા. ૧
ભાઇ-પાશિ તવ શીખજ કરી, "ભીમ આવજ્યો પૂંઠિ પરવરી.
તમ વિણ [2]કિણહિ ન મૂકયા જાંઇ; તે માટઇ જાઊં છૂં, ભાઇ!" ૨
સવિ કિહિનઇ નમી નર વલ્યા; [3]પન્થિ ગોપ તે સન્મુખ મિલ્યા:
"હવડાં એક ગયા અધિરાઇ, શા સગા?" કહી લાગા પાઇ. ૩
"સરખાં મુખ; નયન-કમલ વિશાલ; કરપદ વિકટ ઝૂંડની ઝાલ;
[4]વનિતાવેષ વપુ તમ ધરયુ, મહાપુરુષ! કાં અન્યા કરયુ?" ૪
સુણી વાક્ય બોલ્યા અરજન, "છઇ બાલક પણુ નિર્મલ મન;
હૂં નહીં પુરુષ; નહીં નારી-રૂપ; હવડાં બૃન્દલ તણૂં સ્વરૂપ. ૫
હૂં રહૂં અરજુન પાણ્ડવ પાશિ; નિષ્ટયરજ્યા ગયા તિણ્ઇ વનવાસ;
તે માટઇ તમ નગરજ ભણી. કરશિ વૈરાટિ ભક્તિ અમ તણી." ૬
"હા, સ્વામી! તમ્યો શું કહ્યું? રાઇ બિરદ શિર મોટૂં વહ્યૂં;
મુખિ [5]નાકાર પ્રથમ નવિ ભણ્યા, એહવા ન દીઠા, શ્રવણે સુણ્યા. ૭
તમ શરખા માનુભાવ મહન્ત, બલપ્રાક્રમ નવિ લહીઇ અન્ત.
સેવા અતિ કરશિ રાજન," કુશલી [6]પાછા રહ્યા વનિ. ૮
[7]નગરિ પુહુચાડી વાતુ કરી, "એ ગ્યા છઇ કપટરૂપ તનિ ધરી;

---

કડવું ૨૯ મું:—૧. સજી ફ. ૨. આ કોને સોંપાય? અ. ૩. પ્રથમ ગોપ સીમાડે. અ. ૪. આ લીટી બા માં નથી. ૫. આકાર દીસે તમ તણા. અ. આકારિ તે નારી જણ્યા. ફ. ૭ મી કડીનું બીજું ચરણ બા માં નથી, તેમજ ત્રીજા ચરણથી ૯ મી આખીએ બા માં નથી. ૬. વનિ તે રહ્યા. ફ. ૭. માંહો માંહિ ઇમ અ-ફે. ૮ માં આ કડી નથી; ઇમાં યે નથી. પરન્તુ ઇ માં:—

"કહિ ઋષિ, સુણ્ય, જનમેજયરાય! કેઠ વિરાટ નગર માંહાં જાય?
નગર-મધ્યિ જેનિ રૂાં હરિ; રાજદ્વાર કેહી વિરાટ હરિ; રા."
(કડવું ૯ મું પૃ.-૫૯-૭૩૫).

રૂપ્યે ભક્તિ ચૂકઇ ભૂપાલ, એ [8]"કારણિ-પુરષ," કહિ ગોપાલ. ૯
નગર-મહિ પુહુતા તતખેવ; રૂપ અસમ્ભવ સરીખૂં દેવ;
લાગી પગિ પોલિઆ વલ્યા; [9]જોવા લોક બહુ ટોલઇ મિલ્યા. ૧૦

નારી-પુરષ તાં એ નવિ હોઇ, પરિ પૂછી નવિ સકઇ કોઇ.
(પછઇ) રાઇ તણા ગઢ માંહિ વહી ગયા; વારચા લોક મવિ બાહરિ
રહ્યા. ૧૧

ભરી સભા વિરાટહ તણી; વિચિ બઇઠા હસ્તિનાપુર-ધણી.
[9]જૈ તવ અર્જુનિ નામ્યૂં શીસ; કિંકું રુખઇ દીધી આશિષ. ૧૨
દેખી રૂપ રાઇ વિસમઇ થયા; પગિ લાગવા પાશિજ ગયા.
કર્તવ્ય રૂપ કીધૂં અસમાનિ; દણ્ડવત કીધાં રાજાનિ. ૧૩

રાય તેડી સભા-વિચિ ગયા; કિંકું [10]ઋષીશ્વર પાશિ જૈ રહ્યા,
પૂછઇ ભૂપતિ, "કુણ સ્વરૂપ ? વેષ વનિતા, [11]પલઇ સોઇ ભૂપ. ૧૪
[12]ગુણ લક્ષણ તનિ પૂરણ કલા; પદ [13]કર મુખ નયન નિરમલાં;
આયુધ-અંકિત તમ દીસઇ દેહ; શામા-વેષ તણઉ શુ નેહ ? ૧૫

કારણકાર્ય અમશરખાં કુહુ; કૃપા કરી શિર ઊપરિ રહુ;"
[14]વિનયવચન બહુ રાજાઇ કહ્યાં, અણુબોલ્યાં અર્જુનઇ મહ્યાં. ૧૬
વલતાં વાકિ કહઇ, "સુણી, રાઇ ! રહિતુ હૂં હસ્તિનાપુર માંહિ;
હૂં અરજનસાથિ ચડૂં ઊતરૂં; ધનુષબાણ આયુધ કરિ ધરૂં. ૧૭

તે બાર વર્ષ વન માંહિ રહ્યા; રહી પાશિ તે દિન નિરવહ્યા;
તે નિષ્ટચન્ત્યાંઇ ગયા રાજન; અમ્યો કિમ રહિવાઇ વનિ ? ૧૮
વૃન્દલવેષ અમ્યો જે વહૂં, શાપ તણાં [15]તનિ પાતક સહૂં;
વર્ષ એક રહૂં તમ આશ્રમિ, જિહાં લગઇ પ્રગટ ન થાઇ ધર્મ. ૧૯

---

૮. કારણરૂપ. અ. ૯. જોઇ. ફ. ૧૦. °આગલિ જઇ ઊભા રહ્યા. ફ. ૧૧. તનિ દીસુ. ફ. ૧૨. આ લીટી બા માં નથી. ૧૩. °નખ ભુજ અતિ. ફ. ૧૪. આ લીટી બા માં નથી. ૧૫. [illegible]

ધનુર્વિદ્યા હૂં પાઠઇ ભણું; દેખાડેશ પ્રાક્રમ આપણું;
નચાંવું પાત્ર; જાણું કરી ગાન; [16]સાંકું દ્રુપદી શીખ્યુ, રાજાન !" ૨૦
[17]ઇન્દ્રસુતવાત સુણીનઇ રાય, અંગ તણાં ઉલ્લસ્યાં રોમરાય;
દેહે હરખાનન્દ નયણે દો ઝરઇ, 'અરે મહાપુરુષ ! શી વાત કરઇ ?' ૨૧
અતિ રલિઆતિ થયુ ભૂપાલ; સભા [18]આણી સૂપ્યા બિહિ બાલ;
[19]સેહ આપ્યાં ધનઞ્જય-હાથિ, "ધનુર્વિદ્યા-નૃતિ [20]શીખવુ વાત. ૨૨
મણિમિ મન્દિર સુન્દર સાર; નિત રમેવા કેરુ ઠાહર;
વનફલ [21]ફૂલ જલ પૂરણ ભરયાં; આંહાં રહુજ્જ; કૃતારથ કરયાં. ૨૩
દિવસઇ બાલક અહીં કણિ ભણઇ; નિશા જાઇ સહૂ ઠામિ આપણઇ."
રાજસભ્ય ગેહ આપ્યૂં એક, [22]નિતિ સામગ્રી સૂંપી અનેક. ૨૪
"નાથ ! અમ્હે કૃતારથ થયાં; અમ ઊપરિ કીધી અતિ દયા;
[23]ભક્તિ તમારીનુ છઇ કોડ; જાણિઉ નરનારાયણ જોડિ." ૨૫
અનેક વિનય વૈરાટિ કરયા. અરજન અતિ સુખ સ્થાનકિ ઠરયા.
[24]વૈશમ્પાયન કહિ, સુણિ રાય ! (હવઇ) ભીમ તણુ ગુઝ કહૂં મહિમાય. ૨૬

૭૩૬

૧૬. ધાર્યું કારજ કરશૂં, રાજન ! અ. ૧૭. આ લીટી બામાં નથી. ૧૮. સભામાં બે આણ્યાં બાલ. અ. સભા મધ્યિ બિ આણ્યાં બાલ. ફ. ૧૯. આ લીટીનાં ચરણ ધમાં ઉ૦ પ્રા૦ "ધનુર્વિદ્યા શીખવો, નાથ ! ગુરુ થઇ શિરથ મૂકો હાથ." અ. ૨૦. (પાશિ...) કરાવુ અભ્યાસ. ફ. ૨૧. વાડી બા-ફ. ૨૨. સામગ્રી માંહિ સર્વ વિવેક. અ. સામગ્રી સંસાર-વિવેક. ફ. ૨૩. અ. કડી બા માં નથ. ૨૪. બધી પ્રતિયો કડવૂં આગળ ચલાવે છે. બા પ્રતિ નવા કડવાના પૂર્વાર્ધ ૩૦ કડીથી ૬ ઠ્ઠું કડવૂં પૂરૂં કરે છે: સામાન્ય ધારીનો ખ્યાલ રાખી તે પૂર્વાર્ધની કડી નવા કડવાના આરમ્ભમાં રાખવી યોગ્ય ધારી છે. વિરાટપર્વનાં આ કડવાઓમાં કડવાઓના આદિ-અન્તનો ૩૫ મા કડવા સુધી એવો જ ગોટો છે. બરોબર ખ્યાલ રાખી શકાઇ પણ એક પ્રતિમાં કડવાનો અન્ત-ભેતાંગ્રાં રાખવો ઉચિત માન્યો છે.

## કડવું ૩૦ મું—રાગ એજ

[1]જાણી, 'વીર બિ સ્થિર તાં થયા; રચી પ્રપઞ્ચ નગરમાં રહ્યા;'
[2]તેડી વીર બિ, "આવુ ઓહ્‌રા," તિછ આયુધ થયા સાંતરા. ૧
"આ રાઇ યુધિષ્ટિર કેરાં બાણ; [3]અનિ આ હથિઆર અરજણનાં જાણિ;
માહ્‌રા સહસ્ર [4]આયુધ નઈ ગદા, [5]જે વહિતાં આઁગિ–પાણિ સદા; ૨
તમ તણા મહા ભાથા જેહ, નાખન્તા નવિ ખૂટઇ તેહ;
[6]તમ ઊપરિ સન્નાહ સાંકલી; મુખ–ચખિ નવિ દીસઇ આંગલી. ૩
તેહ તિજુ તમ્યો, માહ્‌રા ભ્રાત ! તે સવિ બાધુ [7]આરિણિક–સાથિ;
[8]તે શું કીજઇ, રૂઠા મુરારિ ? તેહજ તિજાવઇ છઇ હથિઆર. ૪
નહીંતરિ કુણ જૈ સાહ્‌મુ રહિ; મૂકઇ હથિઆર આપણનઇં કહિ ?
કાંઇ એક ભક્તિ ચૂકા ચિત્તિ રામ; સહજિ હરિ મૂકાવી મામ." ૫
[10]ઇમ કહિતા ભડ દુઃખિ–ભરયા, આયુધ કવચ તણા ઢગ કરયા;
ફરી એકઠા બાધ્યા વીર, શબ–આકારિ મનુષ્ય–શરીરઃ ૬
ગદા શીશિ, ભાથા કર ચરણ; ધનુષ–આયુધ દેહ[11] ચક્રાભરણ;
[12]સજીવ નાગણ–શિર સલવલઇ; જાણી શબ સહૂ પાછૂં વલઇ. ૭

---

કડવું ૩૦ મું:—૧. જાણ્યું, બિ વીર સ્થાનકિ થયા, ફ. આ લીટી પછી આ માં:—"હવે હું કરૂં ઉપાય, જૈ રહું નગર તે માંહે"—અને ૩૦ કડીથી કડવું ૬ હું પૂરૂં—૫૯-૭૨ઢા. ૨. "તેડી વીર આવ્યો આસરે; તછ આયુધ થાઉં સાંતરે." બા. °ઇહાં, તજો આયુધ આવજો તિહાં અ. ૩. આ આયુધ અર્જુનનાં જાણિ. ફ. ૪. ધનુષ. ફ. ૫. અગ્નિ આપણ પિહિરતા સદા, ફ. સોભત. અ. ૬. આ લીટી અ–ફ માં નથી. ૭. એકિ ભાથિ. ફ. ૮. આ લીટી હ માં નથી ૯. સુભટ. ફ. ૧૦. 'એમ કહીતાં વીર દુ:ખ જ ધરે, તજે આયુધ બખ્તર ઢગ કરે.' અ.—એ પછી ત્રીજી કડીનો ઉત્તરાર્ધ અ માં છે.—"તજ્યાં તન સોના સાંકલી, મુખ ચક્ષુ દીસે આગળી'—એ પાઠભેદથી. ૧૧. તજ્યાં આભરણ. અ. ૧૨. શમી વનિ નાગપાશ. ફ. સમીવૃક્ષ. અ.

વીંટી વસ્ત્ર વ્રખિ ઊપરિ ધરયૂં; ધર્મ તણૂં રખવાલૂં કરયૂં.
પૃછઇ વનવાસી ભરઆડ, "સ્વામી! [13]શબ઼ઇ શૂં વિલગાડિ?" ૮
"એ માત અમાહરી પામત મરણ; ધણી વિના કિમ મૂટૂં ઘરણ!
જ્યેષ્ઠ પુત્ર વિણ નહીં સંસ્કાર; તે ગયા છઇ કિહિ *નગર મઝારિ. ૯
વડ઼ વીર આવશિ જેતલઇ, ઊતારી લેશૂં તેતલઇ;
ધરી કન્ધિ સંસ્કારજ કરૂં; એ પૂઠિ સહૂઅ ઉદરજ ભરૂં. ૧૦
[14]દીસુ, નાગપાશ-રખવાલૂં કરી; વરસ દિવસિ આવશૂં આંહાં ફરી;
તાં લગઇ સનમુખ ન જોઇ કોઇ; ડસઇ સર્પ; મરણ પામઇ સોઇ."૧૧
વીરિ વચન જવ એહ્વાં કહ્યાં, સુણ્યુન ખેર નવિ ઊભા રહ્યા;
'સર્પ તણઇ મુખિ ઘાતી હાથ, શૂં લેવી બાપ તણી મીરાંતિ?' ૧૨
વનિતા વીર બિ બખ્યાં રહ્યાં; [15]તિજી વેગ વૃકોદર ગયા;
વૃક્ષ તણૂં થડ઼ ચાટૂ કરી, ચાલ્યુ વીર કન્ધોલઇ કરી. ૧૩
નગર ભણી ભડ઼ પગલાં ભરઇ; ગાજઇ વ્યોમ; ધરા થરહરઇ;
દૂરિ થકી દીઠા જેટલઇ, કરયા પાગ ગોપતિ તેતલઇ. ૧૪
ગયા [16]મૂંઠા વહી સીમ મઝારિ; ઊભા ન રહ્યા એક લગાર;
[17]"મહાદૈત્ય જક્ષ રાક્ષસ-રૂપ, [18]ભાઇ! એ આગલિ બખ્યા ભૂપ. ૧૫
[19]તે રાઇ રાખ્યા છઇ નગરમઝારિ; અરે ભક્ષ કરતાં નહીં લાગઇ વાર;
ભાઇ! ખજિ ચાટૂઉ દીઠુ સવે; અરે ખાધૂં નગર; સહૂ ભિક્ષૂં હવે. ૧૬
ટલિશુ, કરશૂં કુણ ઉપાય? છોડી જોઇ ચેતાવુ રાય.
[20]આઇઓ! એ આગલિ કુણ ઊગરઇ? સહૂ નાસતાં ભડ઼
ચાટૂ ભરઇ." ૧૭

૧૩. શમીવૃક્ષિ શું કુણનારિ. ફ. ૦૧ન. ફ. ૧૪. તેણિ નારિ ખુશાળૂં ખરી, ફ. "વર્ષ દિવસે આવશે ફરી, કરૂં કાંઇ સંસ્કારજ કરી." આ. ૧૫. સાછ આન્હ. ૧૬. મોપ કદી. ફ. "વહી સહુ નગર મોઝાર, એને ભક્ષ કરતાં નહીં વાર. આ. ૧૭ "મહારાક્ષસ કાં નથી સ્વાપ, એવા ભડ઼ નહીં દીઠા ભૂપ." આ. ૧૮. એ બાગા નાઠા એ ભૂપ. ફ. ૧૯. એ નરિ રાક્ષસ નગર મુખારિ, એહુબિ. ફ. "તે નથી વહી નગર મોઝાર, ને પાપી લેખપ્રકાર." આ. ૨૦. રાક્ષસ આ॰. આ.

[21]બિ ન્યાઇ વીર નાહા બાપડા; [22]"આહાં કાલરૂપએહ્નિ કેડિ પડયા;"
બેલ્યૂં નગર; બીખ્યા સવિ લોક, "પુન્યવન્ત રાઇ ઊપજેશિ શોક. ૧૮
[23]તે જાતા શિ ન દીધા પહરા ? અહ્યા કેશ માથા ઊફરા;
શું કરેશિ ? બોલુ છઇ ભૂપાલ, જવ દ્રષ્ટિ પડશિ આ કાલ." ૧૯
એતલઇ બીમ નગરં માંહિ ગયા; [24]દ્વારપાલ તવ નાથી ગયા;
[25]ગામનિવાસી લોક હડબડ્યાં; ગઢ મઢ મન્દિર મેડે ચડયાં. ૨૦
[26]દીઠૂં રૂપ; નવિ બોલઇ કોઇ; શબવત થ્યા સવિ ટગમગ જોઇ;
'આ શું ચાહુ ?' વિસમઇ સહૂ થયૂં; '[27]દુહ્વ્યો, ભૂપતિ તણૂં ઘર ગયૂં. ૨૧
અરે કિંકુ, વૃન્દલ કુણ રૂપ ? બોલુ રાય ન જાણુઇ ભૂપ;
[28]આ લોક શી કરશિ પઇરિ ? આ યમરૂપ [29]ચાલિ ગયુ ઘરિ."૨૨
નગર-મધિ ગઢ વાંશિ ગયુ, એક ક્ષણુ ત્યહાં ઊભુ નર રહ્યુ;
પઇહલિ પોલીઇ સિધિ જવ કહી, રહ્યુ રાય [31]તવ ઝાખુ થઇ.૨૩
બીમિ હાથ બિ [32]ઊંચા કરી, ગઢ કોશીસા ઊપરિ કરી,
આઘૂં મુખ કરયૂં જેતલઇ, ભડકી જ્યોધ ઊઠયા તેટલઇ. ૨૪
સજઇ સન્નાહ; ધરઇ હથિઆર; ધડકઇ યોધ; ધસઇ ઝૂઝાર;
[33]રાય-પાખલિ વીંટી સહૂ રહ્યા, યુદ્ધ કરવા સપરાણા થયા. ૨૫

૭૬૧

૨૧. ન્યાઇ સાધુ. ઇ. બે વીર ના°. અ. ૨૨. આગસ્ય દ્દષ્ટે આવી પડ્યા. અ.—આ લીટી પછી ઇ-ખ માં:—

"યમ અમ્માઈંદ આંવ્યુ ત્રિપુરારિ, કાલયવન મારચો મોરારય."

૨૩. આ લીટી ખ-ઇ માં નથી. ૨૪. °પોલિયા ઊભા ન રહ્યા. અ. ૨૫. નીચેની લીટી ને આ લીટી ખ માં નથી. ૨૬. આ લીટીનાં પદ અ. માં ઊં૦ પા૦ ૨૭. હવિ. ફ. ૨૮. આપણુ ઠાકુર ભોહુ ભૂપ. ક. કહો હવે શી થાશે પેરય. અ. ૨૯. ચડી આવ્યુ છિ. ફ. ૩૦. °પારિ ગયા, એક અધક્ષણુ ઊભા નવિ રહ્યા. ફ. ૩૧. મનિ. ફ. ૩૨. આધા. ફ. ૩૩. ઇ માં આ પછી:—

"વૈશમ્પાયન કહિ, સુણ્ય, રાય ! કથા તણુ તાં કહું મહિમાય.
હાલક હોલક ત્યાંહાં સહૂ કો કરિ, વૃકોદર પોલ્ય માંહાં સઞ્ચરિ."

. બીજી બધી પ્રતિમાં કડવું આગળ ચાલુ. માત્ર ઇ માં કડી ૩૯ થી કડવું ૧૦ મું પૂરૂં. પદ-૭૭૪.

### કડવું ૩૧ મું—રાગ એજ

વીર વૃકોદર [1]ઊભા થયા; પછેથી [2]પોલિ સભા વિચિ ગયા;
જે રાઇ પાખલિ રહ્યા તરવરી, તે નાઠા ચોધ; ન જોઇ ફિરી. ૧
[3]ભૂપ કિંકું સભા મધિ રહી; ભીમ મહા ભડ નમિઆ જઇ.
પાણ્ડુપુત્ર બોલ્યા તેણી વાર, "આવુ વાલુઆ! રાઇ-સુઆર!" ૨
કિંકું તણા રાઇ સુણી વચન, પાણ્ડુ જીવ આવ્યુ મધિ તન;
[3]છાંડી આસન કરયુ પરણામ, "ભલિ આવ્યા શિર ઊપરિ,સ્વામિ! ૩
[4]જે સમુતા ભડ પાછા વલ્યા, કૌતક જોવા ટોલિ મિલ્યા;
જાણ્યું 'તૂં' જે જીવિતવ્ય નથી, તે કૈં દિન રાખ્યા કમલાપતિ. ૪
મહાસ્વરૂપ દીસઇ વિકરાલ; રક્તનેત્ર પાવકની ઝાલ;
સ્થૂલ કન્ધ; આજાન ભુજ-દણ્ડ; ઊરુ કટિ, પૂઠિ પગ મહાપ્રચણ્ડ. ૫
વિકટ વદન; મુખ વાંકી મૂંછિ; [5]મહા બલિઆ; કુલ દીસઇ ઊંચ.
મનિ જાણી બોલ્યુ ભૂપતિ, 'ધરયુ ચાટુ તે કુણ સુગતિ? ૬
પૂછતાં, ભાઇ! મ કરશુ રીસ, ખુલઇ તમારિ મૂક્યું શીસ;
[6]અમ શરણ્યા કાંઇ ઉત્તર કહું; [7]કૃપા કરી શિર ઊપરિ રહું." ૭
દીન વચન રાઇનાં મનિ ધરી, વાયુપુત્રિં વાણી ઊચરીઃ
"હું તે ભીમ તણુ સુઆરિ; હલથી પાંચ તણુ મુઝ આહાર. ૮
તૂં બહુ-આહારી જાણુલિ, રાજન! મુઝ પ્રાક્રમ પોઢાં ભીમ-સમાનિ.
તે ભાઇ નષ્ટચર્યાઇ ગયા; તે માટઇ આંહાં આવી રહ્યા. ૯

---

કડવુ ૩૧ મું:—૧. ઊંચા થયા, ઊઠફિ, ફ-અ-ઠ. કોટ. અ. ૨. આ લીટી પછી હમાઃ—"વિકટરૂપ દીસન્તો જેહ, જાણી અતિ સ્થૂલ મહા પર્વત દેહ." ૩. આ લીટી બામાં નથી. ૪. વિરમે થયા, અ-ફે. ગયા તે સહુ પાછા, ખા. ૫. મહા મલ ઊંચ ડી°. ૬. ક. આ લીટી ઝામાં નથી. ૭. એ નગર તમારે, સુખિ રહુ. ફે.

તૂં રલિઆતિ થાએશ અતિ ઘણૂં; [8]બોલાવીઇ કહિશ આપણૂં;
[9]પરદલ ગઢ-સઙ્કટ જે પડઇ, મુઝ પિહિલુ ભડ કો નવિ ભડઇ. ૧૦
ગોબ્રાહ્મણ સ્રી બાલ પ્રસાદ, તે દૂહૂવઇ, તેહૂનુ ઊતારૂં નાદ;
[10]લ્યાવૂં ઈંધણ; મલ્લશૂં વિઢૂં; [11]ગ્રહૂં ગજ; પાડાશૂં ભડૂં. ૧૧
રાંધૂં અન્ન અતિ સ્વાદિષ્ઠ સાર, ખાટાં મીઠા તીક્ષણ ક્ષાર;
નાનાવિધ પકવાન હૂં કરૂં; [12]જિમઇ રાઇ, સર્વ આગલિ ધરૂં. ૧૨
પાકશાલાનઇ પાસઇ રહૂં; [13]કરૂં આગ્ન્યા; વિનુ નિતિ વહૂં;
વર્ષ એક [14]રહિશૂં તમ ઠામિ; સૂઆર વાલુઓ મારૂં નામ.” ૧૩
વલતા રાય બોલ્યા તેણી વાર, [15]“હૂં સેવક; તૂં ઠાકુર-ઠાહૂરિ.
[16]પાકશાલાઇ નિરન્તર રમુ; મુખ પૂછી પઞ્ચામૃત જિમુ.” ૧૪
તેડી સૂઆર લગાડ્યા પાઇ; ઠાકુરસેવક કેરુ ન્યાય;
[17]“વદિ વતા જે તે તે સહૂ કરુ; એ છઇ રીસાલ માથા-ઊપરુ. ૧૫
તમ રાંધણુ કેરી [18]શિર ઓપમા; પણિ વિરાસઇ કરજ્યો ક્ષમા.
છઇ વિરાટ અનુચર તમ તણુ”; વિનય વિવેક કીધુ અતિઘણુ. ૧૬

---

૮ બલ પ્રાક્રમ દેખી અમ તણૂં. અ બલ વીરચિ સુણિ, કહૂં અમ તણૂં. ક. ૯. સબલ કટક-સઙ્કટ. ક. પરહઠ દલ-કષ્ટ ફ. ૧૦. મહા મલ્લ મોટા સાથિ ભડૂ, અ-ક-ફ-બા. મલ્લ સઙ્ગાંથિ એકલૂં ભડૂં. ઇ. લ૦ પા૦. ૧૧. વ્યાઘ્ર ગજ મહિષ મીઢાશૂં વઢૂં. ફ. વ્યાઘ્ર ગજથી આયડૂં. અ. પાડા વાઘ રાઢૂં ગજશૂં વઢૂં. હ. ૧૨. અરોગિ ફ. ૧૩. લ્યાવૂં ઈંધણ વિનુ નિતિ વહૂં. ક. વન. ઇ. ૧૪. કરૂં તમ કામ. ફ. —આ લીટી પછી ફમાં વધારેઃ— “મન ગમતાં મુખિ ભોજન યમૂં; પાકશાલા નિરન્તર રમૂં.” ૧૫. સુઆર સર્વ તેડો ઇણે ઠારય. બા. ૧૬. આ લીટી ફમાં નથી. તે રૂપાન્તરથી ઊપરના ૧૪ મા ટિપ્પણ મુજબ નિર્દિષ્ટ સ્થળે છે. આ લીટી ને પછીની એક બામાં નથી. ૧૭. એ દિ. ફ. દીધાં. બા. એ વતૂં છે તે તમ શિર ધરો. અ. ૧૮. રી. અ-ફ. —આ લીટી બામાં નથી.

દેખી કિહૂં [15]ઋષિ, નીચા નમ્યા; ધાઇ વૈરાટ તેહનઇ પ્રણમ્યા;
પાદ–અર્ઘ્યનઇ પૂજા કીધ; પૂછઇ રાઇ; શીખામણ દીધ. ૧૩

"સ્વામી! કવણ કાર્ય તમ તણુઇ ? આંહીં આવ્યા આદરિ અતિ ઘણુઇ;
અમ મનોરથ પૂરા થયા; [16]માનુભાવ! મુનિ કીધી દયા. ૧૪

[17]કહુ વાત મુઝ સેવક જાણિ, સ્વામી! શીસ ચડાવૂં વાણિ;
[18]કરઇ જિષ્ટિકા નઇ ટીપણૂં; ધરયા વેષ; તન રાજા તણું. ૧૫

અમ આશ્રિજ્ય ભાંજુ, ભૂપાલ! સેવકજન જાણી, દયાલ!"
વચન સુણી મહીપતિનાં મન્નિ, વાત કહઇ સહદેવ ભડ જન્ન: ૧૬

"રહિતા હસ્તિનાપુર સ્વસ્થાન; પાણ્ડવઘરિ પામતા માન;
હું સહદેવપાશિ હરનિશ રહૂં, ગોધન ચારૂં, જ્યોતિક લહૂં. ૧૭

ધરૂં આયુધ ગોબ્રાહ્મણ–કાજિ; [19]જાતિ ધર્મ દેહ કીજઇ ત્યાજ;
[20]વિણુપૂછ્યઇ કાંઇ વાત નવિ કરૂં; [21]સકૃતિ સાધુ તણી અનુસરૂં; ૧૮

[22]વન્ધ્યા ગર્ભ ધરઇ વચ્છ ગાઇ; વૃષભચિહ્નિ જાણૂં મહિમાય.
તૂં સદાચાર હરિભક્તિજ ધણી; હૂં નરપતિ! આવ્યુ તુઝ ભણી. ૧૯

[23]નગરપશુનઇ નવિ પ્રભવઇ રોગ; હોશિ લીલા નાનાવિધ ભોગ;
શોક દુઃખ ભય ભાવઠ ટલઇ; ધર્મપસાઇ ધરણીધર મિલઇ." ૨૦

---

૧૫. નર. ક્રૃ. મહાપ્રભ. ક્રૃ. ૧૭. કહે કર જોડી સેવક જાણિ. ક્રૃ–ઙ. ઇમાં આ ચરણ નથી. બીજૂં ચરણ ૧ લું અને પછીઃ—"ધરયો વેષ રાજ–સમાન્ય." ૧૮. આ લીટી ઇ–ખામાં નથી. ૧૯. ધર્મ–કાજિ. ક્રૃ. ૨૦. આ અને પછીની લીટી ક–ખામાં ઊ૦ પા૦. ૨૧. બૂડી સકૃત્યથા ઊધરે. ઈ.. નીચ સકૃત્ય ન ક આદરે. અ. ૨૨. આ લીટી અ–ઇમાં નથી.—"વૃષભ-ચિહ્ન વન્ધ્યા ગાયિં, વાટિં પ્રસવિ, નવિ પીડા થાય." ખા–ક. ૧૯ આખી. ને ૨૦ મીના પૂર્વાર્ધને ઙ નીચે મુજબ વાંચે છેઃ—

"સદાચાર હરિભક્તિજ ધણી, તે માટે આવ્યો તુજ ભણી.
નગ્ગા માય વૃષ–ચિહ્નેન પીગ, નગરપશુને નાવે રોગ.

૨૩. નગરપશુ નવિ રોગી હોય, લીલા નાનાવિધિ કરિ સોય."

સુણી રાય હરખ્યુ મનિ ઘણૂં, "પવિત્ર નગર થયૂં આપણૂં;
[૨૪]સુખઇ અમ ગૃહિ લીલા કરુ; ઇચ્છા આપણુઇ પરવરુ." ૨૧
પશુરક્ષક સવિ લગાડ્યા પાઇ; જોશી સવલા મેહ્લ્યા રાઇ;
[૨૫]વિધાતા તણુ નવિ લાધઇ અન્ત, સેવા કરઇ સહૂ જાણી મહન્ત. ૨૨

૮૦૧

---

## કડવૂં ૩૩ મૂં—રાગ એજ

હવઇ નિકુલ વિમાસઇ [૧]મન-મઝારિ, "સુખિ [૨]સ્થિર થયા બન્ધવ ચ્યાહૂરિ;
હવઇ હૂં જાઉં તેણુઇ ઠામિ; વડા વીર જૈ કરૂં પ્રણામ." ૧
પઞ્ચાલીશૂં શીખજ કરી, "પૂંઠિયાં આવજ્યો, સુન્દરી!
એકલડાં નવિ રહિશુ તમ્યો; આગલિ વાટ જોઉંછૂં અમ્યો."
ઇમ કહીનઇ નિકુલ નર વલ્યા; વેષ મસાણી કીધઇ પલ્યા;
ચાલ્યા હાથિ [૩]પઞ્ચેટી ધરી; મિલ્યા ગોપ શિર નામી કરીઃ ૩
"તમ દન્તાલી હાથિ કશી? રાજચિહ્નિ રહ્યા તન વશી;
શા માટઇ એ રચ્યુ ઉપાય? સત્ય કહુ, [૪]મનમોહન રાય!" ૪
"ભાઇ! પાણ્ડવનગરિ[૫] મસાણી હૂં; રાજલક્ષણ [૬]શૂં જાણિ તૂં?
જેહ્વા આપણ ભજીઇ ભૂપ, તેહ્વૂં સેવક કેરૂં રૂપ. ૫

---

૨૪. આ લીટી આમાં નથી. ૨૫. વિદ્યા. અ-આ-ક-ઙ. —બધી પ્રતિયો કડવૂં ચાલુ રાખે છે. સન્દર્ભસઙ્ગતિથી અહીં કડવૂં જુદૂં પાડવામાં આવ્યૂં છે. આ નવા કડવાની ૧ લી પૂરી થયે કડવૂં પૂરૂં કરે છેજ. ત્યાં અ (=આ)—૭૮૨।।

કડવૂં ૩૩ મૂંઃ—૧. વન. ક. ૨. સ્થાનકિ થ્યા. ક. ૩. ગઞ્ટી. ક. ૪ અમ આગલિ, ક. ૫. °પાસિ, ક. ૬. સર્વ હૂં લહૂં. અ.—આ ૫ મી કડી ઙમાંઃ—

"સેવક નિકુલ તણો હૂં છૂં, રાજલક્ષણ શૂં જાણે તૂં?
તે નિશ્ચયપિ વૂઠા ભૂપ, આ જાણોને સેવક-રૂપ." ૨૩

આવ્યા લોક ભડક્યા'તા ખરા, [19]તે હૈડિયા આન્તર ઊતરયા.
સુણ્યું સુઆર થૈ નર રહ્યા; નગર-નિવાસી સુખિઆ થયા. ૧૭
[20]ભીમ રહ્યા સ્થાનકિ થિર થૈ. હવઇ સહદેવ ગયા શીખામણ કહી;
વિપ્ર-વેખ, ટીપણુ, લાકડી, સમરયાં યોગમાયા માવડી. ૧૮
૭૭૯

---

## કડવું ૩૨ મું—રાગ એજ

વિચાર કરતાં વાટઇ થયા; નગર સમીપિ જોશી ગયા,
આવી ગોપ મિલ્યા તેણઇ ઠામિ, "તમ દીઠઇ મનિ હરિખ ન માઇ. ૧
કરિ તિથિપત્ર છઇ જોશી તમ્યો, કાંઇ એક પ્રશ્ન કરૂં છું અમ્યો;
પ્રથમ ગયા બિ સુન્દર વીર; અતિ [1]સુન્દર મુખ કોમલ શરીર. ૨
તે સરખા દીસુ છુ [2]આજ; [3]તેહનઇ કુશલ કુહુ, મહારાજ!
મહા પ્રૌઢ [4]પુરુષ એકજ ગયુ; સકલ લોક ભયભીત તવ થયુ. ૩

---

૧૯. તે આવ્યા નિરખિં ત્યાંહાં ખરા. ફ. નરખે થે બેઠા તાં ખરા. અ. ૨૦.

પૂર્વછાયો

ભીમ રહ્યા થિર થાનકે, સેહેદેવ કરે વિચાર;
શીખામણ દેઇ ચાલિયા, વેગે નગર મોઝાર. ૧૧૦" અ.

માત્ર ઞમાં અહીં ૬ ઠ્ઠું કડવું પૂરું. પદ-૭૭૫

—આ છેલ્લી કડીના પૂર્વાર્ધ પછી બામાં:—
"તમ મોહોરચ અમેં જઇ માગ્ય, તે વાંચે તમેં આપો ઠામ્ય." ૩૯
ને કડવું ૭ મું પૂરું. પદ ૭૬૩ા. —ઉત્તરાર્ધથી બામાં ૮ મું શરૂ. બધી પ્રતોમાં કડવું સળગું ચાલુ. આ કડીના ઉત્તરાર્ધથી ઞ નવું કડવું આરમ્ભે છે.

કડવું ૩૨ મું:—૧. શર. ફ. ૨. °તમ્યો, એહ પ્રશ્ન પૂછું છું અમ્યો. બા. ૩. તેહનાં ઉત્તર કહીઇ, મહારાજ! ફ. —આ લીટીયે ઇમાં ૮ મું ૭૨ કડીથી પૂરું. પદ-૨૩૩. ૪. °ઠુ ઋષિ. ફ. આજ એક મૂરખ તાં ગયો, બા.

[5]માહરુ રાજા વિષ્ણુભક્ત અતિ પ્રેમ; જોઇ લગન કુહુ કુશલી ખેમ ?
એક વાત તમ પૂછૂં સહી; જાણ્યૂં, જૂઠું તમ્યો કહિશુ નહીં. ૪
[6]અતિ તેજ તન નરપતિ તણૂં; આયુધ કરઇ વૂઠું છઇ ઘણું;
તિન્યુ [7]શૃંગાર, કેહુ, શા ભણી, ગોપિ[8] વેષ, પરબોમિ-ધણી ?" ૫
તેહ્‌ની વાત સુણી સહદેવિ, પ્રતિ-ઉત્તર આપ્યુ તતખેવઃ
" હૂં પાણ્ડવ સહદેવ-પાશિ રહૂં; વિણુ-પૂછ્યાં કાંઇઇ નવિ કહૂં. ૬
તે અમ અન્તરિ જૈ છાના રહ્યા; તે માટઇ અમ્યો આવી રહ્યા;
ઘણું રહૂં [9]ધનુર્ધર-પાશ; સઙ્ગતિ થ્યુ આયુધ-અભ્યાસ. ૭
સહૂ જોસ; સર્વની [10]રાખૂં ગાઇ, પશુ રોગ નવિ પીડા થાઇ;
[11]તિં અમ પ્રતિ જે કરયુ પ્રશન, કુશલ વિરાટ-નિવાસી જન. ૮
જે ભડ બિ આગલિયા વહ્યા, પામ્યા ઠાહ્‌ર, બહુ પૂજ-લહ્યા.
એક મહા મલ્લ ચ્યુ છઇ જેહ, દેશિ સુખ, નહીં દૂહ્‌વઇ તેહ." ૯
હશા ગોપ; ઊપની મનિ રલી; ધાઇ ચરણઇ [12]લાગા વલી;
[13]" સુખસમાધિ નગર જૈ રહુ, રૂડી વાત રાઇ વિરાટનિં કહુ." ૧૦
પન્ય દેખાડી બિહા મિલી; રૂડી વાત રસઇ સાંભલી;
' એ જોશી જેણઇ થાનકિ રહિશિ, નગરલોક રાઇ સુખિઆં થશિ.' ૧૧
[14]મધ્ય-વૈરાટ પુહુતુ નિજ વીર; નમી નિરખઇ સહૂ તેજ શરીર.
કો પૂછઇ તેહ્‌નિ કહિતા જાઇ; આવ્યા સભાઇ અણુઆલૂં થાઇ. ૧૨

---

૫. આ કડી આ-ક-ઇમાં નથી. ૬. " આયુધ અહૂકુશ તમ-તણ્ં, ન્રૂપ સઙ્ગ્રામ વઢા છો ઘણૂં." અ. ૭. વેષ. અ-ફ. ૮. ગ્રહસેના પર°, ફ. પણુ. અ. ૯. ધનજિ. ફ. ૧૦. ચારૂં ફ. ૧૧. આ લીટી આમાં નથી., ૧૨. નમ્યા. ૧૩. આ લીટી અ માં નથી.
—સુખિ નગરિ અહ્મારિ રહુ. ફ. ૧૪. આ પ્હેલાં ઇમાઃ—
વૈશમ્પાયન કહિ, સુણય, રાય ! સિહિદે જોશી નગર માંહાં જાય;
ઇમ કરતાં આઘા પરવરયા; હાથ્યિ પત્ર લિ વીર સંચિરયા."
( કડવૂં ૧૧ મૂં પૂરૂં. ૫૯-૮૦૨.)

હૂં નિકુલ તણા ઘોડા સાંચવૂં; અશ્વમન્ત્રિ તુરી નાચવૂં;
[7]વિકટ સાંહુડ કરૂં પાધરા; [8]મોઠા હય ચલાવૂં ખરા. ૬
તે અંમ ભૂપતિ નષ્ટચર્ચ્યાં ગયા, તે વિણ ઘણું અતિ દુઃખિઆ થયા;
[9]તે મિં મનિ વિમાશી વાત; સુણયા ચતુર વૈરાટનુ નાથ. ૭
તે સુજનઇ રાખશિ મહીપાલ ? તે મુઝ સાચૂં કુહુ, ગોપાલ !"
[10]" એહુવા બોલ તમ્હો શિ કહ્યા ? મ્યાહ્રરિ ભડ તાં હવડાં રહ્યા. ૮
તૂં દક્ષિણાવન્ત ગર્ઝાદકિ ભરયું; [11]તેજસ્વી ભલૂં કારજિ કરુ;
રન્ધક પઞ્ચ કલશીનુ આહાર, તે મહાભડ પામ્યુ હાકર; ૯
તુ તમારી શી છઇ વાત? આલશિ અશ્વ તમારઇ હાથિ.
[12]જેહ્નઇ સાર હયશાલા તણી, રાજકાજ તે સઘલઇ ધણી." ૧૦
[13]નિકુલ વોલાવ્યા તે ગોવાલ, નગર-મદ્ધિ આવ્યા ભૂપાલ;
નગરલોક પાખલિ ફિરી વલઇ; રૂપ કલાગુણ કો નવિ કલઇ. ૧૧
રાય-આંગણિ[14] જૈ ઊભા વીર; નિરખી સભા તવ સાહસ-ધીર;
દીઠા ધર્મ; નમી કરયા પ્રણામ, [15]"ભલઇ પધારયા, માહ્રરા
સ્વામિ!" ૧૨

---

૭. "વાંકા અશ્વ કરૂં પાધરા; રણ ચડી ખાંતે એડૂં ખરા." અ. ૮. રણમધિ હય નચાવૂં ખરા. ફ. ૯. આ લીટી ખ માં નથી. ફ. ૧૦. આ લીટી ખ માં નથી. ૧૦. એ બોલ શા રાઇ! વઇ કહ્યા? ફ. આ લીટી, પ્હેલાં ઉ માંઃ—"એહૂવાં વચન સુણી વાસી, પ્રતક્ષ કરે મન વિમાશી" ૧૧. ચાર મહા ભડ પૂન્ન લહો. અ.—૧૦ મી કડી પ્હેલાં ઉ માંઃ—"ત્યહાં ઘૃતશૂં જમજો રોટી ભાત, એહૂવી અમ આગલ્ય તમે કે શી વાત? ૨૮"—આ ૧૦ મી પછી ઇ માં વધારેઃ—

"કહિ ઋષિ, સાંભલ્ય, રાજન ! સ્મરિ હરિનિ નિર્મલ મન્ન.
વેષ મસાણી કરીનિ જાય; નગરલોક રલિઆત્યત્ન થાય. ૨૦."
(અને કડવું ૧૨ મૂં પૂરૂં-૫૬-૮૨૨.)

૧૩. ક્હી રહ્યા વચન એહૂંનાં. ઉ. ૧૪. ‘ ન્નિયે. ક. ૧૫. પધારો ભલે, શિર ઊપર, સ્વામ્ય! અ.

જે વૈરાટઇ કીધુ જુહાર, "માહરુ સફલ કરયુ અવતાર;
[16]ઘણું આયુ ગયૂં અમ તણૂં; આજ ધન્ય દિન લેખઇ ગણ્યુ. ૧૩

મુઝ માનુભાવનાં દરશન થયાં; જન્મકોટિનાં પાતક ગયાં.
[17]નાથ! કૃપા ભલિ કીધી તમ્હો, [18]પણ એક આશ્રિન્ય પામ્યા છૂં અમ્હો. ૧૪

તમ કરિ કાઠ દન્તાલી ઘડી, એહ વિદ્યા, ભડ! ક્યહાં આવડી?
એ તમયોગિ કારિજ નવિ ઘટઇ; તિન્યાં આયુધ શૃંગાર શા માટઇ? ૧૫

રાજકુમાર-તેજ તનિ ઘણું; કિમ [19]ઢાંક્યૂં રહિ તન તમ તણૂં?"
પૂછઇ નરપતિ નુહરાં કરી, "મ કરશુ રીસ, સેવક મનિ ધરી." ૧૬
રાજા દીન વચન જવ ચવઇ, પાય તણાં મુખિ [20]અતિ ગુણ સ્તવઇ.
વીર વિચારી બોલ્યા સહી; નિકુલિ વિરાટ અતિ [21]વાતુ કહી: ૧૭
"સદાઇ વાસિ હસ્તિનાપુરિ વસ્યું; સેવક પાણ્ડવ પૂઠિ ધસ્યું;
તે હારી રાજ્ય વનખણ્ડિ ગયા, [22]તુહિ તે અમનિ રાખી રહ્યા.૧૮
[23]તેહ તણૂં બલ ચાલ્યૂં જિહા, સુખિ દુઃખિ દિન નિરતરિઆં તિહાં;
તે રહ્યા નષ્ટચર્યાઇ છાના થઇ, તે પાસઇ કિહિ રહિવાઇ નહીં. ૧૯
હૂં નિકુલ તણુ પાયક પરવરૂં; હઇ-શાલા પૂઠિ પેટજ ભરૂં;
વાંકા તુરી કરૂં પાધરા; રણઇ ચડઇ ખન્તિ એડૂં ખરા. ૨૦
અશ્વ-[મન્ત્ર] જાણૂં સર્વ સત્ય; રેવન્ત રાય! [24]વઢાવૂં સુગતિ;
હય તણા મર્મ જાણૂં બહુ; રોગ ઔષધ ઘોડાના લહૂં. ૨૧

---

૧૬. આ લીટી બા માં નથી. ૧૭. આ લીટી બા માં નથી. ૧૮. અનાથ-નાથ કર સાચા અમો. અ. ૧૯. કયમ ઠાકુર! હસ્યૂં આપ. ફે. કેમ રાજ હારયા આપણું. અ. ૨૦. અનિ. ફે. ૨૧. વાણી. ફે.—આ આખી લીટી બા માં નથી. ૨૨. તાં લગે અને રાખી ગયા. અ. ૨૩. આ લીટી બા માં નથી. ૨૪. ચલાવૂં. ફે—આ કડી અ માં નથી.

[25]ધરૂં આયુધ; મસાણી નામ; સ્વામી-કાજ[26] ન ત્યજૂં સંગ્રામ;
[27]રાય રીઝવૂં કરી બહુ બ્યતાં; જાતિ ધર્મિ થાઉં સહી છતાં." ૨૨
અન્તર વારતા પાંચઇ કહી; રાય વૈરાટિ [28]સમસ્યા લહી;
[29]જાણ્યા મહન્ત પણિ કિહિનઇ નવિ કહઇ; બાંધી મૂઠી લાખજ
લહઇ. ૨૩

મહામલ્લ જાણી કરઇ છઇ સેવ; [30]થાશિ પ્રગટ મનુષ્ય નહીં દેવ;
અશ્વ તણા [31]હાહુલી જેતલા, તેડાવ્યા; સૂંપ્યા તેટલા; ૨૪
" એ ઘોડારિ, નાથ ! તમ તણી; હું સેવક તમ્યો રાજહ-ધણી.
મિં તમ ભડ-સેવા કી થાઇ ? ચન્દ્ર તન્તુ આનેવાં, રાય !" ૨૫
ઘોડાવાલા રાઇ અતિ કરયા; નકુલ અશ્વશાલા ઊતરયા.
હયશાલા નિરખી વશ કરી; નિતિ નૂતન ફેરવઇ તુરી. ૨૬
રણઇ રેવન્ત કરઇ પાધરા; [32]ખેડી રાય દેખાડ્યા ખરા;
માન-સહિત અતિ આદર લહઇ; વસ્ત્ર-પસાય-ધન-ઘોડા મહઇ. ૨૭
૮૨૮

---

૨૫. °જિં થઉં ફ. ૨૬. "આયુધ સાહાણુ તે જાણૂં તન્ત; કામ-કાજ; રિપુ આણું અન્ત" ઞ. ૨૭. આ લીટી આ માં નથી. ૨૮. સમસ્યા લહી. ઈ-ફ. વૈરાટ સમસ્યા નવ લહી. ઞ. ૨૯. "માહા મહ્લ જાણૂં મહાન્ત; બલ પ્રાક્રમ ન આવે અન્ત." જા—આ કડું પછી છે માં:—

કહિ વૈશંપાયન, સાંભલ, વીર ! નકુલ રહ્યા તો રાજદ્વાર.
આગલ્ય કથા હરિ પેટલી, તે સુજનિ કહું તેટલી. ૧૪."

(અને ૧૩ મું કડવું પૂરું. પદ—૮૩૧.)

૩૦. હમે પ્રગટ હોય ગાશે દેવ. ઞ. ૩૧. મહાણી, ફ. પાયક. ઞ. ૩૨. ઘોડા રાયનિ. ફ. રણ ચડી ખાતિ ખેરે ખરા. ઞ. —અહીં કોઇ પ્રતિ કડવું પૂરું માનતી નથી. સંસ્કૃતિ ઉપરથી અહીં અલગ પાડવું યોગ્ય માન્યું છે. —વસ્તુસ્થિતિએ નવા કડવાની ૧ લી કડીનો પૂર્વાર્ધ પૂરો થતાં આ કડવું પૂરું માન છે. ત્યાં તેનાં પદ-૮૦પાા.

## કડવું ૩૪ મું—રાગ એજ

હવઇ પઞ્ચ ભૂપ રહ્યા [૧]મનિ જાણિ, સ્તવઇ પઞ્ચાલી સારિઙ્ગપાણિ;
" આણી વેલા [૨]તૂં હજ સખાય; [૩]વડી વાટ વન મૂકી રાય. ૧
તમ ટાલી, હરિ ! કિહિનઇ કહૂં ? શરણાગત [૪]વિષ્ણુચરણ ગ્રહૂં.
પ્રભુ ! મુઝ માટિ દુઃખ પામ્યા ઘણૂં; ધિક કલેવર [૫]કામિની તણૂં. ૨
પુરુષ વિણુ ન રિહિવાઇ ઘડી; નારી કનક તણી દીવડી;
ચાચરિ મન્દિર મધિ નવિ રહઇ; નાથજ નારિ તણાં દુઃખ સહઇ." ૩
મનિ વિચારી [૬]નઇ અતિ રડઇ; આંસૂજલ અવની-મધિ પડઇ;
" કૃષ્ણ ! કૃષ્ણ !" કહી ત્યજઇ શૃઙ્ગાર; " નગરિ વાટ જોશિ ભરથાર." ૪
ચરણિ નુપૂર વીંછિઆ કિઙ્કિણી; [૭]કટીમેખલા મુદરડી ઘણી;
[૮]સુવર્ણચૂડિ કઙ્કણ [૯]કર તણાં; બાજૂબન્ધ વલય [૧૦]અતિ ઘણાં; ૫
[૧૧]કણ્ઠિ નગોદર દોરા હાર; રતનપદક મુક્તાફલ સાર;
ઝાલિ ગાલિ ઊપરિ રહી ભજી; શીશ રાખડી ફૂલી ત્યજી; ૬
મૂક્યાં આભરણ સર્વ શૃઙ્ગાર; ત્યારઇ વન જાણ્યૂં મનિ નારિ;
[૧૨]પ્હારિ કન્થ કામિની એકિ સઙ્ગિ; રાનિ રાઉલગુન, સદા રતિરઙ્ગિ. ૭
એક ઘડી કન્થ પાખઇ રહી; છતઇ નાથિ ગતિ આહવી થઈ.
નાહ વિણુ નારી તે [૧૩]કયમ રહઇ ? પ્રભવકોટિ કાયા દુઃખ સહઇ. ૮

---

કડવું ૩૪ મું:—૧. શ્રી. ફ. ૨. ° ઇ દ્રુઝ પસાઇ. ઈ–ફ. ૩. પડી વેલા કયમ ઇ. વન. ફ. ૪. વજ્રપઞ્જર. અ–ક (રહૂં) ઇ–ફ. તમ ચરણ લહૂં. બા. ૫. માન્યની. ફ. ૬. નારી. ફ. ૭. તજી સમર્પ્યાં લક્ષ્મીવર ધણી. અ. —ઇમાં આ ચરણ નથી.

૮. " કનકચૂડી બાંહે બેહરખી, કટિમેખલા સોહે સરખા.
વાજન્તાં નેપુર રણઝણે, સોભે ચરણ પઞ્ચાલી તણે." અ.

૯. રણઝણ્યાં. ફ. ૧૦. મણિ. ૧૧. આ પ્રથમ ચરણ ઇમાં નથી. ૧૨. આ અને નીચેની એક લીટી બદલ અમાં—" કામની કન્થનૂં કરે સમરણ, રાએજીને સદા રેતાં ચરણ." ૧૩. કઇ. ફ.

ત્યજી શૃંગાર અવની-એધિ ધરી, નાથ પૂઠઇ નારિ નીસરી;
એક વસ્ત્ર પિહિરી [14]કામિની, ચાલી ચતુરાં ગજગામિની, ૯
નીચાં થૈ નિરખઇ પતિચરણું; 'ગયા આં વાટઇ અશરણશરણ.'
નગર સમીપિ [15]જિનારઇ ગઈ, [16]દીઠી ગોપઇ; ધાઇ આવ્યા સહી. ૧૦
મૃગનયણી મનિ કરયુ વિચાર; દૂરિ રહી તેણઇ કીધુ જુહાર.
આશિષ-વચન પઞ્ચાલી કહઇ, "અખે અજરામર સુખિઆ રહું." ૧૧
"માતા! સાંભલિ માહરી વાણિ; પશુચારણનઇ પુત્ર કરી જાણિ;
તમ તનિ તેજ ત્રિભુવન તણું; [17]અગ્નિ સુખિઆં દીસું અતિ ઘણું. ૧૨
એક અસમ્ભવ અમનઇ વસ્યા; ગયા પાંચ સગા તહ્ય કસ્યા?
શા [18]ભણી તનિ ત્યજિઆ શૃંગાર? સેવકનઇ સવિ કુહુ વિચાર." ૧૩
તવ તરુણી [19]મુખિ બોલઇ ઇમ્મ, "મિં ઉત્તર દેવાઇ કિમ્મ?
[20]અબલા બલ-રહિત મતિ ગ્યાન; કાંઇ એક કથન કહૂં તે માનિ. ૧૪
અમ કન્થ પાંચ પાણ્ડવના દાસ; તે પામ્યા દુઃખ; રહ્યા વનવાસિ;
તેહ નારી તણી દાસી છૂં હૂં; પતિવ્રતા-બિરદ માથઇ વહૂં. ૧૫
[21]તે વનિ મૂકી મુઝનઇ ગયા; દાસી તણી મનિ નાણી દયા;
પરનારી-સહોદર તમ રાય; રાણી તણઇ જૈ લાગિશિ પાઇ. ૧૬
વરસ એક રહિશિ [22]તેણઇ ઠામિ; માહરા પુરુષ પોઢા શિરિ નામ."
"હાં બાઇ! સુખઇ ત્યહાં જૈ [23]રહઇ, એકપત્નીવ્રત [24]રાજા
વહઇ." ૧૭

૧૪. પદ્મિની. ક. —આ લીટી પ્હેલાં અમાં:—"એકલી નાય વ્યના નવ્ય રહી. છતે નાથે ગેત્ય આહ્વી થઇ." ૧૫. નારી. ક.
૧૬. ધાયો ગોવાલ, આવ્યા બહુ વહી. ક. નગરચાટિજ નારી ગઇ. ખા.
૧૭. આગિ! ક. ૧૮. માટિ ત્ય° ક. ૧૯. મનિ ક. ૨૦. હું અબલા તમ માત સમાન. અ. ૨૧. આ કડી હમાં નથી. ૨૨. તમ ગામિ; સાહારા ગરે પુરુષ સિરિ પોહડાં નામ. ક. સામ. અ. —આ આખી લીટી બદલે હમાં:—"તે મુજ વિન રેહશું આ ગામ, મોહારે પ્રૌઢ પ્રગટ; શું છે કામ?" ૨૩. ૨૬. ક. ૨૪. માથિ વહું. ક.

એક કહઇ, "મૂકી પરવરુ; નારિ–સમ્ભાષણુ [25]થોડી કરુ;
[26]મહન્ત તણા ગુણ લીજઇ સહી, પ્રીછી ભાતિ પટુલિ લહી." ૧૮
નગરદ્વાર મૂકી સુન્દરી, ઠામિ આવ્યા તે પાછા ફિરી;
"ભાઇ ! પાંચ પુરુષ નૈ છઠ્ઠી નારિ, આવ્યાં એક દિવસ–મઝારિ. ૧૯
ન્યાતિ [27]કલા પ્રીછાણી નહીં; [28]નૃપતિ છલિ રહ્યા ગઢ ગ્રહી;
એ કાચ–મણિ સમતુલ્ય ન હોઇ; પ્રગટ [29]પારખૂં ન જાણઇ સોઇ. ૨૦
રખ્યે રાયનઇ રેંસઇ એહ; એ કપટવેષ માંહિ નહિ સન્દેહ.
ભૂપતિ વિષ્ણુ–ભક્તિ [30]મહિમાય; રક્ષા કરશિ વૈકુણ્ઠરાઇ." ૨૧
૮૪૯



૨૫. થોડું અણુસરુ. ફ. ૨૬. માતા. આ ૨૭. કુલ. પ્રીછાણું. ફ.
૨૮. છત્રપતિ ગઢ ઘેરો સહી. અ. ૨૯. °રખૂં જાણઇ સોઇ. ડ. —૨૦
માના ઉત્તરાર્ધને બદલે આમાં પૂર્વછાયો:—
"કાચમણિ સમતોલ નહીં; પ્રગટ પારખૂં જોય.
ભૂપત વિષ્ણુ ભક્ત વિશ્વાસ, રક્ષા હરિ કરે તો હોય." ૬૮॥
૩૦. વિશ્વાસ. ફ. —આ લીટી પછી બામાં:—
"પઞ્ચાલી ચાલી શીખજ કરી, આગે આવી વૈરાટપુરી." ૨૧
—ઇમાં:—"વૈશમ્પાયન કિહિ, સુણ્ય, રાય ! હવિ પઞ્ચાલી નગરમાં જાય" ૨૧

☞ અહીં અમાં ૭ મું પૂરૂં-પદ બધાં મળી ૮૪૩; બમાં ૧૦ મું પૂરૂં-પદ ૮૨૬॥; કમાં ૨૨ મું પૂરૂં-પદ ૮૫૧; ડનું પાનુંજ નથી, છતાં નવા કડવાની ૭ મીથી આંક આગલા કડવાના અનુસન્ધાનમાંજ ચાલુ, એટલે તે અહીં કડવું પાડતી લાગતી નથી; ઇમાં ૧૪ મું પૂરૂં-પદ ૮૬૦; હમાં ૯ મું પૂરૂં-પદ ૨૯૯. ફ. —અહીં ૨૦ મું કડવું પૂરૂં માને છે.

### કડવું ૩૫ મું—રાગ [1]ભૂપાલ

#### ચુપૈ

નગર માંહિ તે આવી નારિ; [2]આશ્ચર્ય પામ્યા તવ પ્રતિહાર.
મોહ પામ્યા મનિ વર્ણ અઢાર; સુન્દરી તેજ તણુ અમ્બાર. ૧

વેદ ભણન્તા વાડવ રહ્યા; વણિક તોલતાં ત્રાજૂ ગ્રહ્યાં;
સુવર્ણકાર સોનૂં નવિ ઘડઇ; કલબી કાછિઆ મૂરછી પડઇ. ૨

ઘાંચી, મોચી, સૈ, સુતાર, [3]ટકુંરા, ત્રાંબડ, લુહાર,
ગલિયારા, [4]છીપા ખાતરી, માલી, તમ્બોલી, [5]ઇતરી, ૩

[6]ગાંછા, કડિયા, ચારણ, ભાટ, ગણુગન્ધર્વ, [7]ધોબી નઇ જાટ,
[8]તરિયા, કંસારા, ટકુંર, કૂકડ, કબાડિઆ નઇ ભીલવાર; ૪

જે તન દેખઇ નારી તણૂં, [9]વર્ણ ચ્યાર સવિ મોહ્યા ઘણૂં.
બ્રાહ્મણ ક્ષત્રી શૂદ્ર ને વંશ, જેહમાં નારાયણનુ અંશ; ૫

મોહ પામ્યા હીંડી નવિ શકયા; જાણિઇ તે ચિત્રામણ-લખ્યા.
દેવકન્યા સવિ કિહિનઇ મનિ વશી, માતા પુત્રી ભગિની જશી. ૬

રાજદ્વારિ પુહુતાં માનિની; ભૂપતિ-મીંટઇ પડી ભામિની.
યુધિષ્ઠિર મીંટઇ મેલાવુ કરી, લાજી; પોલિ ] પઇઠી સુન્દરી. ૭

વૈરાટનઇ મનિ વિસમઇ થયુ; ધશી તારુણી-પાસઇ ગયુઃ
"માતુ, પુત્રી," કહી જુહારજ કરયુ; [10]કામિની બોલ પાછુ નવિ ફરયુ. ૮

---

કડવું ૩૫ મું:—૧. દેશાખ. અ. ૨. દેખી આશ્ચિજિ થયા પ્ર° ફ. ૩. સરાણિયા, ખરાદી, રસણ, ઇ° ઇ. ૪. તેલી ને ખત્રી. અ. ૫. ભતરી. અ—ફ. ભતક પુરી. ઇ. ૬. બારવાડ઼. અ. ગોલા ફ. ૭. રંજકસહાટ. અ. ધોબી. નિષાદ. ફ. ૮. આ લીટી ઇમાં નથી. ૯. મોહ પામિ મન તેવું મધુ. ૧૦. કામિનીઇ બોલ પાછુ વરયુ. ફ.

લલિતા લાજ બહુ મનિ ધરઇ; શરીર સંકોચી પડે મુખ કરઇ.
[11]વનિતા ધણુંઇં પૂછી સહી; વલતુ ઉત્તર આપ્યુ નહીં. ૯
ધણુ રાઇ ધરઇ શામા ભણી; "અબલા! આપિ મુનઇં વધામણી;
માહરઇ [12]ભાગિ પરુહુણા પચ્ય; તાહરઇ ભાગિ [13]ટ્યુ છઇ સચ્ચ: ૧૦
કે વિષ્ણુ તણી લક્ષ્મી તૂં જાણિ, કે પારવતી ત્ર્યમ્બક-પાણિ!
[14]કે બ્રહ્માણી કે સરસ્વતી, કે રન્નાદે દિનકર-સતી! ૧૧
અમિત તેજ નવિ જાઇ [15]કલી; ધરિ બઇઠાં રિધિ આવી મિલી;
[16]ભાગિ વિના નાવ પામઇ કોઇ; માનિ વાત કે જૈનઇ જોઇ. ૧૨
[16]લાજ મર્યાદા વિનુ બહુ કરઇ; તૃણમાત્ર સહુ આગલિ ધરઇ;
મનુષ્ય જાણી મ કરશુ સેવ; એ [17]ધણિઆતી શિરિ મોટા દેવ." ૧૩
દેઇ શીખ રાય પાછા વલ્યા; લેઇ [18]શિબિકા રાણી જૈ મિલ્યાં;
પુનઃ પુનહુતી લાગી પાઇ, "શિ સનમુખ નવિ [19]થાઉ, માય? ૧૪
હૂં વિતાગરી બહુ સેવા કરૂં; તમ ચરણરજ મુઝ મસ્તકિ ધરૂં;
બઇશિ પાલખ્ય, માતા! તૂં, કરી કન્યિ લેઇ જાઉં હૂં." ૧૫
ઘણું આદર દેખી દ્રુપદી, રાજાવધૂ-મુખિ વાણી વદીઃ
"હૂં કિંકુરી; એવડૂં શું માન? તૂં વડરાણી રૂપ નિધાન. ૧૬

---

૧૧. વિનિ-વાત બહુ પૂછી સહી, ૪. —આ લીટી પ્હેલાં કમાં:—
"વઇરાટ અતિ રલીઆતિ થયુ; પગિ લાગીનિ પાછુ રહ્યુ."
—આ ૯ મી કડી પ્હેલાં બામાં:—
"વાણી મુખ્યથી ઓચરે; હલવે હલવે પગલાં ભરે."
—૯ માનો ઉત્તરાર્ધ અ-ઇમાં નથીજ. ૧૨. પુણ્ય. ૪. ૧૩. ૦તણૂ ભલુ, ૪. ૧૩ આ ચરણ આમાં નથી. ૧૪. ક થી અ. એ પછી વધારે એક ચરણ આમાં:—"અન્તરરૂપ કલા સુધ્ય ભલી." ૧૫. આ લીટીજ બામાં નથી. ૧૬. કાર્યકામ બ્યતૂં બહુ કરુ. ઇ. વિનુ. ૪ "કામકાજ ત્રણ્ આરંભ કરો, તિને કરી સર્વ આમલ ધરો." ૧૭. દેશધણી આવ્યા છિ શિરિ. ૪. સમે પ્રગટ યારો કોય દેવ. અ. ૧૮. પાલખી કે. ૧૯. જાઉ.૪.

[20]પલૂં પાલી; દાસી થૈ રહૂં; માહરા કર્મ તણી તુઝ કાહણી કહૂં:"
[21]હલી મિલી [22]હશી ભામિની; મધ્ય–શામાં શોભ્યાં માનિની. ૧૭
શૈરદપૂનમિ નિશિ નિર્મલ ચન્દ, તિમ દ્રુપદી, તારા [23]સ્રીવૃન્દ.
તે પંચ્ચાલી પાલી [24]પલી; [25]નગરિ લેઈ ગઈ તુહુરાં કરી. ૧૮
રાણીઈ આસન પોતા તણૂં, આપોપઈ માંડયૂં બઈસણૂં;
પ્રેમસહિત બહુ પૂંજા ધરી; [26]પૂછેવા માંડી સુન્દરી: ૧૯
"કુણ માત તાત તમ તણૂં ? પીહર સાસરૂં મુઝ આગલિ ભણૂ;
દેઅર જ્યેષ્ઠ કુણ તમ શિર કન્ય ? કુહુ માત, સુણેવા [27]મનિ ખન્તિ. ૨૦
તજિ શૃંગાર તિજ્યુ શા ભણી ? શ્વેત વસ્ત્ર પિહિરયૂં [28]રિધિ ઘણી.
ઘટઈ પ્રમાણિ અરીસૂ ધરી; સદા સુઘટિ [29]સોહઈ સુન્દરી. ૨૧
એકલડાં કિમ આવ્યાં ઇહાં ? [30]સદા નિરન્તર રહિતાં કિહાં ?
તમ, કુલઈ શૂં કાર્ય આદરુ ? કવણ નામ ? પ્રતિ–ઉત્તર કરુ." ૨૨
સકલ પ્રશ્ન [31]શ્રવણે સાંભલી, વસ્તુ ઉત્તર આપ્યુ વલી:
"મુઝ માત–તાત વસઇ દ્રૌપદ દેશ; કન્ય હસ્તિનાપુર–પ્રવેશ. ૨૩
તે નાથ પાણ્ડવની સેવા કરઇ; અસત્ય વાકિ મુખિ નવિ ઊચરઇ;
[32]તેહ તણી સ્ત્રી સતી દ્રુપદી; હૂં દાસી મુખિ તાતઇ વદી; ૨૪
હૂં પચ્ચાલીનાં કરૂં કામ; શૈઇન્દ્રી તે માહરૂં નામ;
[33]ઠાકુર સાથિ વન–મધ્ય ગયાં; સેવા કરવા તનિ પાસિ રહ્યાં. ૨૫

---

૨૦. આ લીટી બામાં નથી. ૨૧. સઘલી મલી શામ તે ઘણી. બા. ૨૨. ચાલી ક. ૨૩. ક્યાંહાં ૪. આ લીટી બામાં નથી. ૨૪. પરવરી. ક. ૨૫. નારી અ–ફે. ૨૬. પૂછિ વિમાશી ફે. ૨૭. મુઝ સ્વન્ત ફે. ૨૮. આ ભણી. દ. ૨૯. સોહઇ ડ. ૩૦. સાચૂં કહુ, માતા! રહુ ક્યાંહાં. ફે. ૩૧. રાણી. ફે.–આ લીટી ઇ માં નથી. ૩૨. "તેહ તણી દાસી મુઝ તાતિ વદી; સુરનર મુનિજન ભણિ યતી." થ–ફે. ૩૩. આ લીટીએ ૯ માં ૧૦ પૂરૂં. ૫૬–૩૨૪.

[૩૪]નષ્ટચરન્યા નાથ જૈ વશ્યા; એકલડી વનિ મૂકી ખસ્યા;
પડી વેલા પાસઇ ન રહિવાય; [૩૫]રાખઅ જીવ રાંક ભડ રાય. ૨૬
[૩૬]રહી એકલડી વનિ ઊડી ધરણ; સતી જાણી આવી તમારિ શરણિ;
ઉચ્છિષ્ટ અન્ન નવિ કીજઇ આહાર; અન્તરિ પઞ્ચ ગન્ધર્વ કરઇ સાર. ૨૭
જે કપટ-કામ-દ્રષ્ટિ સાહ્મૂં જોઇ, મરણ અખૂટઇ પામઇ સોઇ.
એક [૩૭]વર્ણું વિપ્રશ્યું કીજઇ વાત; અવરિ પુરુષ તનિ ભાઇ તાત. ૨૮
તમ શરીર શૃઙ્ગાર બહુ કરૂં; [૩૮]ઉદ્વર્તન અઙ્ગિ [૩૯]આવરૂં;
દેન્યો વિતાં; ચડાવીશિ શીશિ; [૪૦]રાખણ સતી-ધર્મ શ્રીજગદીસ." ૨૯
"બાઇ! દીન વચન તમ્યો જે કહ્યાં, તે બાણ હૃદઇ વિચિ [૪૧]રહ્યાં;
[૪૨]દાસી ઠકરાણી વિહિરુ ઘણું; (સમ) ચીર પટન્તર ધાબલ તણું." ૩૦
શૈરન્ધ્રી કહઇ, "તાં મ કરશુ રીસ; કહ્યાં કઞ્ચનમણિ કાચકશીસ ?
હૂં [૪૩]સેવક થૈ પાસઇ રહૂં; કાપૂં જીભ; [૪૪]મુખિ દાસી કહૂં. ૩૧
કામી કપટી જુઆરી દુષ્ટ, લોભી લમ્પટ શરા પાપિષ્ઠ,
છલ [૪૫]છબિદ નઇ વઞ્ચક દ્રોહ, મદ મચ્છર મમતા નઇ મોહ, ૩૨
[૪૬]ચોર ચાડ અન્યાઇ જેહ, રાયનગરિ નવ વસઇ તેહ.
ધર્મદયા વૈરાગિ વિવેક, વર્ણધર્મ વિષ્ણુભક્તિ વિશેખ; ૩૩
[૪૭]પરનન્દા પરસ્ત્રી પરધન, સવિ કિનાં તિહાં નિશ્ચલ મન.
[૪૮]ઘણા દિવસ રહી લક્ષણ જોય: બઙ્ગતિ હાથ નવિ ઘાતિ કોઇ. ૩૪

---

૩૪ અમ ઠાકુર નેષ્ટચન્યયિ ગયા. અ. ૩૫. અસત્ય ન બોલૂં, સાંભલુ, માઇ! ઇ-ફ.—આ લીટી અ માં નથી. ૩૬. "પડી વેલાયે મુને લહી ધણું, હું સતી જાણ્ય આવી તમ ચરણ." અ. ૩૭. વિપ્ર સઙ્ગાતિં કાજિ વાત. ફ. ૩૮. અર્ધ તિલક. અ. ૩૯. આદરૂ. ઇ. અ. ૪૦. યમ રાખરિ અમશ્રી ફ. ૪૧. વહ્યાં. ૪૨. અહીંથી ત્રણ લીટી બ માં નથી. ૪૩. દાસી. ડ. ૪૪. તમ કારય કહૂં. ક. ૪૫. છ ભેદ. ફ. ૪૬. આ લીટી બા માં નથી. ૪૭. °દારા સેવા પરધન. ડ. ૪૮. આ લીટી બા માં નથી.

અનેક પરિ આશ્વાસન કહી, "સુખિ [49]માતા ! રહુ થિર થઇ.
ભક્ષભોજ્ય આભરણુ તમ્બોલ, રઙ્ગિ રમતિ રસિ કરુ કલ્લોલ." ૩૫
હરી પઞ્ચાલી થાનકિ થઈ; પરિ પારખૂં પ્રીછાણૂં નહીં.
એ સંભરણ યોગમાયા-મહિમાય; કામિની-કન્ય ન જાણ્યાં જાય. ૩૬
[50]અનઇ રાઇ વૈરાટ નિજ નારિ, કરિ સેવા મનિ તિજી અહઙ્કાર;
[51]માગઇ નીર, પઇ આણી દિઇ; પૂછી કિહું સહૂ પાણી પિઇ. ૩૭
જિહાં ધર્મ ઇન્દ્ર મારુત નઇ રવિ, તિહાં સિધિ શું અણાવીનવી ?
નારિ પઞ્ચાલી રહિ જેણઇ ઠાહ્રિ, તિહાં સકલ નિધિ દિ નન્દકુમાર. ૩૮
ઘિરિ ઘિરિ મઙ્ગલ ઉચ્છવ થાઇ; નિતિ આનન્દ અઙ્ગિ ન માઇ;
જિમ દ્વિતીયા ચન્દ્ર ત્રિભ્ભ વૃધગુણ, તિમ વાધ્યુ મહિમા નૈઅર તણુ. ૩૯
અતિ સુખિયા થ્યા વર્ણ અઢાર; [52]વધી ભક્તિ તણી-મુરારિ;
અન્યોઅન્યિ કરઇ સહૂ વાત, એ પઞ્ચ મહાપુરુષ તણી વિખ્યાતઃ ૪૦
"જહીંના આવ્યા આણુઇ ગામિ, રામરાજ્ય સર્વ સીધાં કામ.
ભાઈ ! રા વિરાટ સમુ સેવક કોઇ, ઓલગાં અફલ નહીં જાઇ સોઇ. ૪૧
તિહાં પાણ્ડવ બઇઠા લીલા કરઇ; [53]કિહું-રમતિ રાજા-મનિ હરઇ;
વૃન્દલ નૃતિશાલા માંહિ રહઇ; નાટક ધનુર્વિદ્યા બલ કહઇ. ૪૨
ચે ભાખઇ આપિ મુખિ સૂઆર; તે મધિ વાલૂ તણુ અધિકાર;
સહદે જ્યોતિક સેવઇ ગાઇ; [55]રાખઇ ઘણુ નિશિ નૈઅર માંહિ. ૪૩
નિકુલ મસાણી ફેરઇ સાહ્ણ; વઙ્કુડ સમા કરથા કેકાણ.
પઞ્ચાલી પરિ દાસી તણી; અન્તેઉર સેવા અતિ ઘણી. ૪૪

---

૪૯ સમાધિ રહુ, સુન્દરી. ઇ-૪. ૫૦. "ભકત્ય કરે વૈરાટની નારય, કરેવા આનન્દ અપાર." આ. ૫૧. અહીંથી ત્રણ લીટી આ માં નથી. ૫૨. નિતિ આનન્દ મનિ નિતિ ઉત્સાહ. ક-ઈ અ. આ કડી આ માં નથી. આ પછીની ૪૧ મી છ માં નથી. ૫૩. ઋષિ સભા ત્રિચ કરે અ ૫૪. ભક્ષ તે આપે સાર. અન્ય ભક્ષભોજન આપિ સૂઆર. ૫૫. વાધિ વાછરૂ પ્રસવ બહુ થાય ક. આ લીટીથી ૧ લીટી આ માં નથી.

એહુ પરિ પ્રીતિ વધારઇ નારિ, જાણ્યું રખ્યે [૫૬]જાશિ શૅન્દ્રી બાહુરિ.
પરકાજ કરી પેટ મહૂ ભરઇ, ફૂલ–ભાર રાઇનઇ નવિ કરઇ. ૪૫
એણી પરિ ઘણા દિવસ તિહાં રહ્યા; કાલા ગોરા કુણિ નવિ કહ્યાઃ
જિમ સાગર માહિ રત્ન સમાય, તે જલનિધિ–મધિ કહિણિ ન કવાય, ૪૬
[૫૭]તિમ નરસાગર નરવૈરાટ, જનજલપાર ન જાણઇ ઠાઠ,
તે મધિ [૫૮]ખરા રત્ન આવરચા; ખુલી કુણઇ નવિ કીધા ખરા. ૪૭
એ વૈશમ્પાઇન કહિ, સુણિ વાત; (તે) છાના રાખ્યા વૈકુણ્ઠનાથ.
[૫૯]એહૂના રૂપ કવા ગુણ કિમ છપાઇ ? એ વડા જેવડા માણિક
કહિવગાઇ. ૪૮

સુણી કથા જનમેજઇ હમઇ (એ) સુન્દર વાત માહૂગેઇ મનિ વમઇ,
મર્કુંવ ફીગતિ દેવ સમાનિ; આદિ અન્તિ ભજ્યા ભગવાન. ૪૯
જિહા જિહા કષ્ટ પડચાં અતિ ઘણા, [૬૦]રાખ્યા જાણી દાસ આપણા,
ભાઇ! તેહૂનઇ દુ:ખ આવઇ કિમિ, જેહ્‌ની સાચી ભક્તિ ભૂધર
મનિ ગમિ ? ૫૦

---

૫૬. જાઇ દ્રષ્ટિ બારિ. ફુ.–૪૪ ને ૪૫ મી કડી ૨-૩-૪-૧ ના ક્રમે ક માં છે.—આ ૪૫ નો પૂર્વાર્ધ અ–ઇ માં ઊ પા.; પૂર્વાર્ધનાં ચરણ પણ ઊ. પા. ૫૭ "તેમ નગર સાગર વૈરાટ, જ્યાં વર્ણાશ્રમનો ઘણો છે ઠાર" અ. ૫૮. ખટ. ફ. ૫૯ આ લીટી બ માં નથી. ૬૦. તે દુ:ખ ભાજ્યાં પાણ્ડવ તણાં. અ–ફ અહીંથી ૨૫ કડી ઇમાં નથી. ૫૦ મી નો ઉત્તરાર્ધ ને ૫૧ મી નો પૂર્વાર્ધ બ માં નથી. આ ૫૦ મી નો ઉત્તરાર્ધ અને ૫૧ મી ને બદલે અ માં—

જેને સાચી ભક્તિ ભૂધરની ગમે, અનેક કષ્ટ હરિ તેહનાં સમે.
અનેક વિઘન માહારાં હરયાં. તમે ઋષિ! કૃતારથ કરયાં." ૪૯

ફ ૫૦ મી નો ઉત્તરાર્ધ અને ૫૧ મી નો પૂર્વાર્ધ નીચે મુજબ આપે છે —

"પેહનિં સાચી ભક્તિ ભૂધરની જાણિ, અનેક કષ્ટ હરિ સારઙ્ગપાણિ
અનન્ત વિઘ્ન હેલામાં હરયાં, ત્યમ ઋષિ આવિં કાજ અહ્મારાં સરયાં"

જિમ અનેક કાર્ય હરિ તેહનાં કરયાં; અનન્ત વિઘ્ન હેલામાંહિ હરયાં;
તિમ ઋષિ! છુ અમારિ તમ્યો. કુહુ કથા; સાંભલશું અમ્યો. ૫૧
શ્રોતાજન સવિ થયાં રલિઆતિ, જે [૬૧]જનમેજય બયઠા સાથિ;
ભારથ ગઙ્ગાજલ-કલ્લોલ, ઝીલઇ સહૂકો ઝાકમઝોલ. ૫૨

૯૦૧

—o—

## કડવું ૩૬ મૂં—રાગ સામેરી

રાઇ તણી સ્તુતિ સાંભલી, ઋષિ થયા રલિઆતિ.
વૈશમ્પાઇન ઊચરયા; પુસ્તક લીધું હાથિ. ૧
વૈરાટ માંહિ રહ્યા પાણ્ડવ; થયા માસ [૧]બિ ચ્યાર;
અનુચર કૌરવના ભમઇ, પણ કો ન જાણઇ પાર. ૨
દુરજ્યોધન [૨]કરેઇ રાજ્ય, હસ્તિનાપુરિ-ભૂપાલ;
અવરિ [૩]તણઇ મનિ રાયજી જુ, શત્રુ તણઇ મનિ કાલ. ૩
એક વાર રાજા સભા બયઠુ; હરખ આણિ મન માંહિ.
કટકદલ સહૂ [૪]થાઇ પાસઇ; ઊલટ અઙ્ગિ ન માઇ. ૪

૬૧. ચેહ નિજ શ્રામિ. ફ.

☞ પદસઙ્ખ્યાઃ—

અ (૮ મૂં)—૮૯૩; બ (૧૧ મૂં)—૮૬૭ાા; ક (૨૩ મૂં)-૯૦૩; ડ (વચ્ચે કડવાં જુદાં ન પાડવા છતાં અહીં ૩૫ મૂં પૂરું; .૫૬—)૯૧૦; ઈ (૧૫ મૂં જોઇયે છતાં ૨૨ મૂં માની)—૯૦૭; હ (૧૧ મૂં)-૩૫૦. ફ. સળઙ્ગ કડવાં ૧૮ માનતાં (તે પ્રતિ ત્યાં ૧૭ મૂં માને છે, તેની ૨ જી કડીના ઉત્તરાર્ધથી પ્રાપ્ત છે. તે કડવેથી અહીં સુધીમાં તેનાં પદ ૪૭૫. તેમાં ત્યાં સુધીનાં પદ ૪૨૩ થાય છે, તેટલાં જ ફ માં હોય તો બધાં મળી તેનાં) પદ ૮૯૮ ગણે છે. ક. ચાલૂ આંકે જેમ અહીં સુધીમાં ૨૩ કડવાં માને છે, તેમ ફ ૨૧ માને છે.

કડવું ૩૬ મૂં:—૧. તે ચાત અ (...વાત.) ૨. આનન્દ કરિ રે-ફ. ૩. રાય સર્વ શકઆ, પણિ. ફ. ૪. કહિ. ફ.

કર્ણ ભીષમ દ્રોણ મહા ભડ, અશ્વત્થામા [૫]શૂર.
કૃપાચાર્ય દુ:શાસન સુભટ, શકુનિ–સરખા ક્રૂર ૫
શત ભ્રાત પોતાના પોઢા, બહુ બલિઆ જેહ;
અવરિ નરપતિ [૬]અતિ ઘણા, અઙ્ગિ સબલ શૂરા દેહ ૬
મદિ ગલતા ( માતા ) ગજ હૂકઇ, હીસારવ કેકાણ;
પાખરી પાખલિ રાખિઆ, જોઇ રાય ચતુર સુજાણ. ૭
અનેક મહીપતિ નમઇ નીચા, [૭]અનઇ દિયિ બહુ માન;
બાહા પસા દેઇ બઇસારઇ, દુરજ્યોધન રાજાન. ૮
અણુચીતવ્યા ઋષિ આવિઆ, નારદ તેણઇ ઠામિ,
આસન છાડી રાય ઊઠ્યુ, ધરી કરયુ પરણામ ૯
" શીઘ્ર સ્વામી ' કરી રક્ષા, તમ્યો દયાનિધાન,
આજ કિમ પધારિઆ ?" ઇમ પૂછિઉ રાજાન. ૧૦
સ્તવ્યા નારદ વદઇ વાણી, " મિ જાણિઉ મન માહિ,
[૮]માસ સાત તે વહી ગયા, તે [૯]નહી જાણિ રાય. ૧૧
આપણા જાણી આહા રે આવ્યુ, [૧૦]કરૂ છૂ તુઝ જાણ,
આ કટક દેખી મનિ મ આણેશ, [૧૧]પાણ્ડવાશ્ર પ્રાણ ૧૨
અરે, ભીમ સાથઇ કુણ ભડશિ ? એક જણ દેખાડિ;
અરજન સાથઈ કુણ આથડશિ ? જિતશુ કુણ રાઢિ ? ૧૩
સહિદેવ [૧૨]શૂર નઈ પૂરુ, ૫નાડઇ [૧૩]પુહુચાય
નિકુલ કરઇ ધનુષ (બાણ) સાહઇ, કો છઇ જે સાહ્સુ થાઇ ? ૧૪

---

૫ મુન્ય, કિપાચારજ્ય સલ્ય મહાભડ, અવર બહુ રાજન અ. ૬ કેતવા, ભડ સબલ ક–અ સબલ બલિઆ તેહ ફ. ૭ અવરિ દિ ફ ઇ ચાટવરી (?) ડ રાવલી (?) ક ૮ સાત માસ પાણ્ડવ છતા ન યયા અ–ઇ. તે ફ. ૯ વ. શિ° ન ફ ૧૦ કરવા દુરિજન જાણ ફ અ. ૧૧ °શ્ર ન ચાલે પ્રાણ અ. પામવા શૂર પ્રાણ ફ ૧૨ શૂરા, પ્રાક્રમિ પૂરા. ફ

તે માટઇ મનિ ગર્વ મ આણેશ, દેખી દલ, રાજન !
મેલિ ધાડિ મ કામિ આવઇ, રાડિ, દુરજ્યોધન !" ૧૫

સુણી રાજા જૂઇ સાહમૂં, જ્યોધ સઘલા જેહ;
મુખ કટકે દીઠાં [14]ફિરકરાં, [15]રા-તનિ ધૂજઇ દેહ. ૧૬

'ચેતિ,' કહીનઇ વલ્યા પાછા: "ખુલી કાઢઇ ભાલ,
પુનરપિ વલી વન ભોગવઇ; નહીંતર પૂરુ કાલ. ૧૭

(અનઇ) મોટૂં પાપ [16]મહારાજનૂં; એ ગાંજ્યા કિમહિ ન જાઇ;
કદાચિત રહઇ જુ જીવતા, દિન ચ્યાર ખાઇ વાય." ૧૮

ઇમ કહી[17]નઇ વલ્યા નારદ, પામ્યા અન્તરધ્યાન.
કરિ ગ્રહી બીડું સભા માંહિ, મૂકિઉં રાજાનઃ ૧૯

"કો છઇ રે છેહલી રતિનુ, આ પણ પાકી જાઇ ?
પાણ્ડવ કેરી સિધિ લ્યાવઇ, સભા માહરી માંહિ ? ૨૦

રાજકાજ સઘલૂં સૂંપીઇ, ગજ રથ અશ્વ પસાય."
[18]નૃપતિ સઘલા સાંભલઇ, પણ કો ન બઇઠુ થાઇ. ૨૧

મલ્લાખાડિ મલ્લ ભડતા, [19]પ્રૌઢ સાતિ ભ્રાન્તિ;
તે મધિ મોટુ મલ્લ જીમૂતિ, અતલી-બલ વિખ્યાત. ૨૨

સુણી પણ, ભડ [20]ઊઠી આવ્યુ, સભામધિ જિહાં ભૂપ;
પ્રાકરમિ ભીમસમાનિ બલિઉ, તેવડું તનિ રૂપ. ૨૩

[21]આવી મહામલ્લ રહ્યુ આગલિ, નૃપનઇં નામઇ શીસ;
"એ કુણ ઊપરિ ધરયૂં બીડૂં ?" ચડાવી રોષ [22]રીસ. ૨૪

---

૧૩. પેહ પાઇ ફે. ૧૪. ફરકતાં ફે. ૧૫. ધ્રૂજતા દીઠા દેહ. આ. ૧૬. 'દુષ્ણુથ'. ક. ૧૭. નારદ ઉત્પત્યા. ઇ. ૧૮. નૃપિ સઘલા ન્યાહાલીઆ. ફે. ૧૯. રહિતા. ફે. ૨૦. ધસી ફે. ૨૧ "આવી કરીને રહ્યુ ઊભુ, રાજાનિ નામ્યૂં શીસ." ફે. ૨૨. શીસ. ફે.

[ ઊથલુ ]

[23]ચડાવી રાય [24]રીસ કુહુ ઊપરિ, તે અમ પ્રતિ ઊચરુ;
શિ કાર્ય આવશિ પ્રાણુ [25]પ્રાક્રમ ? [26]કામ તે અમ શિર ધરુ. ૨૫
૯૨૬

## કડવૂં ૩૭ મૂં—રાગ એજ

મલ્લ કેરે બોલડે [1]રાઇ, હરખિઆ તેણી વાર;
" કટક માહરા માંહિ જ્યોધ, તૂંહજ દીસઇ સાર. ૧
તુઝ વિણુ કહિનઇ નવિ કહૂં, જે કરુ રાયનૂં કામ;
મહા મલ્લ ટાલી વાત મોટી, કુણુ ઘાતઇ હામ ? ૨
અમ શત્રુ પાણ્ડવ ગ્યા મહાવનિ, [2]થયાં વર્ષ જ બાર;
તે નિષ્ટચરજ્યા જે રહ્યા, કુણુ દેશ ગ્રામ-મઝારિ ? ૩
સિદ્ધિ તાં નથી લાભતી; વહી ગયા માસજ સાત.
એ ઔઢ પાંચઇ છપ્યા કેહી વિધિ ? એહજ વિસમઇ-વાત. ૪
જુ છતા થાઇ તમ થકી, તુ નચિન્ત કીજઇ રાજ્ય;
વલી તેર વરસ વન ભોગવઇ; અનઇ શીઝઇ સવિ કાજ." ૫
કહ્યૂં રાઇનૂં સુણી મહામલ્લ, ગ્રહ્યૂં બીડૂં પાણિ;
કાછ ભીડી રહ્યુ ઊભુ; ઊચરઇ મુખિ વાણિ: ૬

---

૨૩. "ચઢાવ્યૂં તે શીસ ઊપરય. મુઝ પ્રતિ ઉચ્ચરી." ઇ. રાય પ્રત્યે એમ ઉચ્ચરચો. આ. ૨૪. શીસ. ફ. ૨૫. માહરૂં, વ્યતાં ઘો, હૂં. ઇ. અમ બલ, બ. ૨૬. કાં રાય ! આરત્ય મન્ય ધરો. બ.

—સરવાળો અ-૯૧૮; બ-૯૯૨॥; ક-૯૨૮; ડ-૯૩૫; ઇ-૯૩૨; ફ-૯૨૩; હ-૩૭૫; આશ્ચર્ય છે કે અહીં ફ પ્રતિ ૩૬ કડવાં પૂર્ણ માને છે; છેવટ મેળ તેને પણ મેળવવો પડ્યોજ છે.

કડવૂં ૩૭ મૂંઃ—૧. °નિ હરિખ અપાર. ફ. ૨. થિયા માસ બેચાર. અ.

"આકાશ-મારગિ ઉતપતૂં, જૈ પરવૈ પાતાલિ;
[3]હશિ ચ્યારિ ફરી વલૂં નઠ, પૂછૂં દશ દિક-પાલ; ૭
ગફા ગિરિ પરવત વનખણ્ડ, નગર પુર [4]ઘર ગામ;
સરોવર સરિત સિન્ધુ સોધૂં, અગમિ અગોચર ઠામ; ૮
અવનીતલિ-પડ-ચક્ર-ઊપરિ, હશિ પાણ્ડવ જ્યાંહાં,
દિવસ થોડા માંહિજી સિધિ, લેઇ આવીશ ઇહાં. ૯
પઇસશિ [5]જુ પેટ માંહિ, તુ નહીં છૂટઇ નિરવાણ;
અવરિ નર નવિ ભડઇ અમશૂં, રાઇ ! તૂં મનિ જાણિ. ૧૦
એહ તણી એવડી શી ચિન્તા ? જણ પાંચ કેહી માત્ર ?
તમ કટક-મધિ અતિ યોધ પોઢા, ભડવાઇ ભાજઇ ગાત્ર." ૧૧
રાય અતિ રલિઆતિ થયા, તવ સુણી મલ્લ-વચન;
"વિશ્વાસ તાહરુ છઇ [6]ઘણુ, ભડ ! માનિઉં મુઝ મન. ૧૨
તૂં સહી એહનિ સિધિ લ્યાવેશ, વીર ! વહિલુ [7]થાઇ."
બહુ પસાઇ કરી રાઇ શીખ દીધી; ચલાવ્યુ ક્ષણ માંહિ. ૧૩
પાધરુ આકાશ ભમિઉ તેતલઇ, જોવા ઇન્દ્ર-સદન;
[9]બ્રહ્મલોક તે જોઇ વલ્યુ; શિવલોક સોધ્યુ ભિન્ન. ૧૪
સાત લોક ઊપરિ વલ્યુ સોધી; ન લાભી કિહિ સિદ્ધિ;
પાતાલ પઇઠુ; નાગલોક જોયા, શેષ વરુણ દલ-મધ્ય; ૧૫
[10]અવની તલ-પડ સાત શોધી, આવ્યુ પ્રથવી માંહિ,
પરશમ દશિ [11]મિલઇ પ્રગટ, જિતિઆ રાણારાય. ૧૬
જીહાં મલ્લ વાઇ બાકરી, ત્હાં ભડી ભાજઇ વીર;
કરી બાંધે પૂતલૂં પગિ; ઊતારઇ ભડ-નીર. ૧૭

---

૩. ચ્યુહુ કૂણિ ચ્યુહુ દિશિ કરી વલૂં. ફ. ૪. નિં. ફ ૫. ક્યાંહીં ફ. —૧૦ મી-૧૧ મી અમાં નથી. ૬. રે મુહુનિં. ફ. ૭. જાઇ. ફ. ૮. જોઇ ફ. ૯. °લોક શિવલોક હાઊપરિ વલ્યુ સોધી મણ્ડલ ભૂમિ ભ્રમ. ફ. વલ્યો ત્રણ ભુવન. અ. ૧૦. પાતાલ લોકને વલ્યો સોધી, અ. ૧૧. મલ્લ પ્રગટ્યુ. ફ.

પછઇ ઉત્તર દશિ ચાલ્યુ, અનન્ત પન્થા જેહ,
પરવતિ પોઢા રાઇ જિત્યા, અભઙ્ગ કાહ્‌વઇ તેહ. ૧૮
મેરુ–મન્દર–વિન્ધ્યાચલ–હેમવન્ત–પન્થ અપાર,
સરોવર સરિતા ગુફા ગિરિ, નવિ ઊગરયુ એક ઠાહ્‌ર. ૧૯
પૂર્વસાગર લગઇ સોધ્યૂ, [12]ભડીઅ પાડયુ ભેલ,
મહ્લ પ્રતિમલ્લ રાઇ જિત્યા, પણુ વાત નાવઇ મેલિ. ૨૦
[13]મધ્યસાગર સિન્ધુ જોયા, પૂછિઆ દિક–પાલ,
રાય પાણ્ડુ કેરા પુત્ર યોદ્ધા, [14]પણુ કિહિનઇ કાઢી ભાલ ? ૨૧
પછઇ દક્ષણુ દશિ ધરિઉ, ય્હા વસઇ વિસમા દેશ,
ખુલી સઘલા પાંજિરા, મહ્લ નમાવ્યા નરેશ ૨૨
સકલ પ્રથવી–મધ્ય [15]સોધ્યા, નગર [16]પુરઇ ઠાણુ,
ઉદયાચલથી અરત હોઇ, જિહા લગઇ શશિહર ભાણુ. ૨૩
[17]ઉજબદ નઇ મુલતાન, માગધ, [18]કાબિલ, ધુરઇ, ખુરાસાણુ,
મલબાર, [19]ફિરઙ્ગ, હબસહજ, જિહા [20]મલ્લદલ–ભઙ્ગાણુ, ૨૪
પ્રયાગ, કાશી, ગઙ્ગસાગર, અજોધ્યા, આસામ,
બઙ્ગાલ, ગૌડ નઇ કામરૂ, પણિ ન લાધુ કિહી ઠામ ૨૫
માલવુ, મારુ–આડિ મોટી, મેઢિ ગુણુ ગૂજરાત,
કુકુણુ, [21]મરહટ, કાહાનડી, સઘલિ દેખાડયા હાથ. ૨૬

---

૧૨ અહીંથી ચાર ચરણુ અમાં નથી ૧૩ સિદ્ધિ ફે અન્ત્ય. ઇ —આ પ્હેલાં ઇમા —

" મધ્ય સાગર સિન્ધુ સોધ્યુ, સપ્તદ્વીપ, નવખણ્ડ,
દેશ દેશ બ્યહુ સોધિયા, વલી સોધિયો તાં બઙ્ગ"

૧૫ પેખી ફે ૧૬ દેરાઇ —આ ૨૩ મી અમાં નથી ૧૭ ઓજ બન્ધ અ ૧૮ કલ્યઙ્ગ નિ ફે ૧૯ કલ્યઙ્ગ ફે ૨૦ મ્લેચ્છ° ફે. ૨૧ સોરઠ ફે

[ ઊથલ્લુ ]

સઘલિ હાથ દાખ્યુ; કિહિ ન લાધુ મર્મ:
[22]પૂતલાં પગિ વિલ્યુ બાંધી, હામિ નાખ્યુ શર્મ. ૨૭
૯૫૩

---

૨૨. "પૂતળાં બોલેર પગે બાંધ્યાં; ફરી આવ્યો આશ્રમ." અ.
—સરવાળો:-અ-૯૪૩; બ-૯૧૯॥; ક-૯૫૫; ડ-૯૬૨; ઇ-ક્ર-૯૬૦; ઙ-૪૦૨.

☞ આ કડવા પછી અમાં નીચેનું એક કડવું વધારે છે:—

કડવું ૧૧ મું—રાગ મલાર

મલ્લ વાયુ-વેગે પરવર્યો, દર્પ ભરીને શૂર.
ચાલતાં ધરણી ટલમગે; પર્વત થાએ ચૂર. ૧
રાએ કેરૂં વચન સાંભરે, મલ્લ ઊલટ અંગે ન માય;
'હવે ખણ્ડ સર્વ સોધી વળું, જો ક્યાંહિ પરગટ થાય.' ૨
દેવખણ્ડ, હેમખણ્ડ, સાત્વિક, ઇલાવત, સોવર્ણ,
રૂપ, ભરત ને હરીતકી, નર નવે ચાલ્યો ચરણ. ૩
ઇન્દ્રદ્વીપ ને મેરુ, તામર, નાગ, સોમ, ગન્ધર્વ,
ચરણદ્વીપ સોધી વળ્યો, તવ બોલિયો તે ગર્વ. ૪
પ્રથ્વી પરથ મહા અરણ્ય સોધ્યૂં; ચાલ્યો ચમ્પક-અરણ્ય;
ધર્મારણ્ય, બ્રહ્મારણ્ય સોધ્યૂં; ધરાતાં મૂળે ધરણ્ય. ૫
હવે પદ્મારણ્યમાં પરવર્યા; જોયૂં ગુર્જ્જરણ્ય ૐકાર;
અર્બુદારણ્યમાં સઞ્ચર્યો, ઢુમરતે પાણ્ડુ-કુમાર. ૬
પર્વત મોહા અતિ સોધ્યા; મન્દરાચલ ને મેર;
વિન્ધ્યાચલ, સિદ્ધાચલ સોધ્યા; દેવે કીધો ફેર. ૭
મહા ભોટ ને મારાષ્ટ્ર સોધ્યૂં, મગધ ને મેદપાટ;
પૂર્વગિરિ, ભમ્ભોટ સાગર; સોધ્યા સઘલા ઘાટ. ૮
કાન્યકુબ્જ, કિરાત, કૂંકણ, કર્ણાટક, કાશ્મેર,
કુરુક્ષેત્ર, કેરળ, કુર્ટ, ...કાંઠાણ વેર. ૯

## કડવું ૩૮ મું—રાગ એજ

વિમાશીનઇ મલ્લ વિલ્યુ (પાછુ); ન જાણી કિહિઇ ભાલ;
સભા માંહિ મિ સુણ્યૂં [ સાચૂં ] એ રાખિઆ ગોપાલ. ૧

---

અઙ્ગ, બઙ્ગ નિ લઙ્ક સોધ્યૂં; અર્બુદ ને આભીર,
ઉાટભરથ અન્ધકાર સોધ્યૂં; વલી ધરચો અત્રની વીર. ૧૦
ત્રિદર્ભદેશ, વિકલપ સોધ્યૂં; જાલન્ધર, પઞ્ચાલ;
ત્યામધર મુખ–નામ–નુખ જોયાં, ભમેચલ, નેપાલ. ૧૧

તિલઙ્ગ ને મહાચરણ સોધ્યૂં; ઉડ્ણ્ડ તે અઙ્ગત્ય-પાર;
દેશ ઝાવલ્ય, દ્રાવડિ ભગ્યો, ત્રિપુર દેશ તે સાર. ૧૨
ચિત્રઘટ, ઘટઘાટ સોધ્યૂં, બહરખ ને બિડાલ;
તાપીત્રટ, ભુજ સોધ્યૂં; દીધ સઘલે ફાલ. ૧૩

વારીદ્વિજ, ચણ્ડાલ જોયૂં, સિન્ધ દેશ ને લાટ;
ગોલોક દેશે ગડ્ગડ્યો; જોયાં દેશ–મન્દિર–વાટ. ૧૪
સવાલક્ષે સઞ્ચરચો; જોયો એકપગીનો દેશ.
તામ્રકૂટ મુખ–નામ–નુખ દીઠા, આણી અતિ વિશેષ. ૧૫

મલ્લ ચન્તાતુર થયો; રાય તણૂં ને હોયે માન.
વિકરાલ મુખ–નામ–નુખ જોયાં, જ્યાં ઓઢે, પાથરે કાન. ૧૬
ગોલાટ, ભરત તે ભડ ધરચો; જોયા અશ્વમુખના લોક;
તલમાત્ર સઘલા દેશ સોધ્યા; પડ્યો ફેરો ફોક. ૧૭

વીસરચો નહીં દેશ અલગો, જગ્ન જાગ જ્યાં થાય;
હિઙ્ગુલાદ કેરૂં થાનક જોયૂં; દેવખાત ભરી જૈ બાંય. ૧૮
સમુદ્ર કેરા બેટ બાણૂં, જ્યાં કોઇ ન કરે કામ;
પર્વરયો જ્યાં વિષમ થાનક, કોય ન જાણે નામ. ૧૯

આચર્જ થૈને બેઠો મહાભડ; કરે મન વિચાર:
'કોઇ ગામ અલગૂં વીસરયૂં; ભાઇ ! જાઊં ત્યાં નિરધાર. ૨૦
મેં મારૂં નગર સોધ્યૂં; કાંઇક ભૂલો ભર્મ.'
આલરા મરડી ફાલ દીધી; ખોલા સઘલા મર્મ. ૨૧

ભુવનત્રણિ–એ વસ્તુ ખુલી; પૂછ્યુ સકલ સંસાર;
[1]'હવઇ હસ્તિનાપુરિ જૈ રાયનઈ, કહૂં [ હૂં ] નાકાર.' ૨
એહવૂં જાણી વસ્તુ રૂમૂત, વિરાટ–મધ્ય વિશ્રામ;
રાતિ રહીનઈ લોક પૂછયા, 'પાણ્ડવનુ કિહીં ઠામ ?' ૩
તેનૂં નામ કો જાણુઇ નહીં, તુ સિધિ કિમ કહિવાઇ ?
સતિવંતા[2] નગર સઘલૂં, વિષ્ણુભક્ત જિહાં રાઇ. ૪
વાત માની વસ્તુ પાછુ, વલી વિમાસઇ મન્નિ:
"આ સભા જોતુ શિ ન જાશે ? ઘડી ચ્યારિ થાશિ દિન્ન, ૫
સકલ પ્રથવી ધાતિ પગતલિ, નથી [3]ઉલાધા જેહ;
વિરાટ કેરુ ખરખરુ મનિ, શીદિ રાખૂં તેહ ?" ૬

---

ગ્રહ, નક્ષત્ર ને ચન્દ્ર, તારા પૂછયા; અર્ક દ્વાદશ સાર;
વિશ્વાનર ને વરુણ પૂછ કરીને વિસ્તાર. ૨૨
વનચર–ખેચર–જક્ષ પૂછયા; પશુ–દ્રુમ–નવખણ્ડ;
સમુદ્ર માંહી પર્વત્યો પેરચે પેરચે પરચણ્ડ. ૨૩
સમુદ્ર માયલા મચ્છ મોટા; પૂછયૂં જલચર–જાત્ય;
મકર ને મણ્ડૂક પૂછયૂં કરીને વિક્ષાત. ૨૪
વિહમલીકના (?) પાલ પૂછયા; કિન્નર ને ગન્ધર્વ;
વિદ્યાધર–જલદેવતા પેરચે પેરચે પૂછયા સર્વ. ૨૫
જોજન પચાશ કોટય પૃથ્વી ચાલ્યો પેરચે પેરચ;
અણુમાત્ર ક્યાંઇ ભૂલ્યો નહીં: 'હવે જાઉં પાછો ઘેરચ.' ૨૬
અણુમણતો પાછો વલ્યો; ચિન્તાતુર થ્યો મન:
'શું મુખ દેખાડીશ રાયને ?' બલ ક્ષીણ થિયૂં તન. ૨૭

પૂર્વછાયો

શીશ ધૂણે હાથ ઘસતો; મુખ ન ફૂટે જાડ;
'પાણ્ડુ–તન મલ્યા નહીં;' કર અડાડ્યો નેલાડ. ૨૮
પદ–૯૭૧

કડવૂં ૩૮ મૂં:—૧ "રાય પાણ્ડુ કેરા પુત્ર પાડા; કયહીં ન ઊમટી બાલ." ઞ. ૨. °વન્ત તાં ફ. ૩. વાધી. ફ.

પ્રાતુઃસ્નાન સન્ધ્યા નિત્ય-તર્પણ, સેવા કરીનઇ ભૂપાલ;
આવી આસનિ તિષ્ઠિઉ, મનિ સમરી શ્રીગોપાલ. ૮
કચર્ક-ચરણે [૪]પ્રણુમ્યા નઈ, અવરિના લિ જુહાર,
રાઇસભામાહિ મિલ્યા મહીધર, એક એક પઇ ઝૂઝાર. ૮
એતલઇ જીમૂત આવિઉ, મલ્લ બાકરી કરઇવાઇ,
ગઢ મઢ મન્દિર [૫]દ્રુમ-દ્રુમ્યા, સવિ જ્યોધા આશ્ચિન્ત્ય થાય. ૯
[૬]"અરે કિહાથી આ બાલૂઉ, વલી પ્રગટ પ્રથવી માહિ ?
ધજ ચમર અર્કુંશ હાથી દીવી, પૂતલી બહુ પાય " ૧૦
[૮]પાખણ્ડ પોઢા રચ્યા પિણ્ડિ, પણ [૯]ગાકિઉ તેણી વારઃ
"મુઝ બાથ સાથિ ભડઇ જે મલ્લ, કોઇ રે સભા-મઝારિ ? ૧૧
મિ ભુવન ત્રણ્ય ભડી ભાજ્યા, મલ્લ નઈ મદિપાલ,
પૂતલા બહુતિર પગઇ બાધ્યા, વલી જોઉ છૂ ભાલ. ૧૨
સભા તાહ્રરી માહિ કોઇ છઇ, વીરાધિ કેરુ વીર,
જગ જેઠ કહાવઇ ભડ મુઝથૂ, રહઇ સભાનૂ નીર ! " ૧૩
તે મલ્લિ મોટી વાત કીધી, દેખતા સર્વ સાથ
"મુખિ હારિ કહિ તુ વલૂ પાછુ, કે વિઢિ હુઇ વિખ્યાત" ૧૪
પછઇ રાજા વદઇ વલતૂ, [૧૦]'મલ્લ' તિ કહ્યૂ તે સત્ય,
[૧૧]ભોમિ ભડ સવિ જિતિઆ, બહુતિર દેશ-અધિપતિ ૧૫
વસુ કિહા ? શરણિ રહુ કહિનઇ ? શ્ હ તમારૂ નામ ?
[૧૨]સકલ પ્રથવી વલ્યુ સોધી, તમ કિહિ સહ્યાતિ કામ ?" ૧૬
"દુરજયોધનતુ મલ્લ જીમૂત, ધરયૂ પણ મિ પાણિ,
પાણ્ડુતન વનિ રહ્યા છાના, નિશ્ચયરજ્યા જાણિ, ૧૭

---

૪ °કરા ચરણ પ્રણમી, અવરિ ન્યાહ્લી જૂહાર. ફે ૫. દ્રુમ-દ્રુમ્યાં ફે ૬ "તૂ મલ્લ કયાં થકી આવિયો, પ્રગટયો પ્રથવીમાયે ?" અ ૭. °લાં બાંધ્યા પાઇ ઇ-ફે-અ ૮ પણ્ડ પ્રોઢાં રચ્યા પણ્ડયે અ ૯ ધરૂ અ ૧૦ ભાઇ ફે ૧૧. "સકલ પ્રથવી ધાલી પગતલે, તૂ અતલીબલ વિખ્યાત" અ ૧૨ પ્રથવી ધાલી પગતને અ

[13]તેની ભાલ કિહિઇ ન લાધી; વલ્યુ શોધી [ દિશિ ] દેશ;
સભા જિતિ તણુઇ તાહરી, આંહાં આવિઉ, નરેશ ! ૧૮
બિરદ પાણ્ડવ તણું મોટૂં, જિમ કેસરીસઉં વન્નિ,
તે મેઘ ગાજઇ મરી છૂટઇ, તિમ છઇ એ, રાજન ! ૧૯

પરમોમિ-શૂરા [14]બલિ પૂરા; કો નહીં સમતોલિ;
હુઇ ત્યાંથી પ્રગટિ શીઘ્રજ, અભિમાન કેરઇ બોલિ. ૨૦
[15]તે વરાં આ વિશ્વ માંહિ, કો ભડઇ સુઝસઉંાતિ;
માઇ તે નથી જન્મ્યુ; મિ જોઇ સઘલી જાતિ. ૨૧

હારિ કહિ તુ વલૂં પાછુ, કે તૂં કોણ્ડ વાલિ"
ત્યહારિ સભામાંહિથી [16]વદ્યુ સાલુ, "ભાઇ! બોલ મુખિ સમ્ભાલિ. ૨૨
તૂં ત્યાં લગઇ મહામલ્લ કાહ્વઇ, જિહાં નવિ મિલિ પ્રતિમલ્લ.
ભાઇ ! સભા જોઇનઇં બોલીઇ, મુખિ ચૂં રે નાખઇ [17]શિલ્ય ? ૨૩

રણુઇ રાકડ પઞ્ચો ખુલતાં, ગોધિકા તુહિ, બાપ !
કિહી ફ્ણુઅર ફૂંકૂઇ; ઘટિ ઊપજઇ સન્તાપ. ૨૪
વડી વારનુ જિસ આપણુ, મુખિ શૂં વખાણિ મૂઢ ?
વૈરાટ કેરા કટક માંહિ, એક એક [18]વિકતા પ્રૌઢ. ૨૫

અભિમાન એવડું, નાણીઇ, ભાઇ ! દેખી પોઢુ પિણ્ડ,
વજ્ર હુઇ [19]ગજ જેવડું, ભાઇ ! ગિર કરઇ શતખણ્ડ. ૨૬

---

૧૩. "મહાયોધ દુર્યોધન-મુખિ સુણી મિ સોધ્યા દેશ-વિદેશ;
ન લાધા તે કહિ મુંઝનિ; જોઇ સભા તુઝ, નરેશ !" ક.

૧૪. પ્રાક્રમિ. ક. ૧૫. એહવુ છિ કો વિ°. ક. ૧૬. વાધ. ક. ૧૭. કોલ. ક. ૧૮. °યિ લક. ક. —આ કડી પછી અ-અ-ક-ઇ-કમાં ૧ વધારે—

"મિં જાણ્યૂં, હૂં શૂં રે ×બોલૂં, દેખતાં રાણારાય ?
†ભાઇ ! થોડૂં બોલીઇ તુ *યુગિ રિદ્ધિ મહિમાય."

× બોલીઇ. ઇ. † વીર. અ-ક-ઇ. * જશ રહે જુગમાંહિ. અ.]

મદગલતા [20]માતાગજ વસઇ, વલિ કોડા-કોડિ;
કેસરી-બૂઇ ત્રાસ પામઇ, મરઇ મુઠ મચકોડિ. ૨૭
મુઝ સાથિ [21]ભડી મહામલ્લ ! પ્રાક્રમ, પોઢા પણ દેખાડિ;
વલી [ અવરિ ] [22]નર છઇ અતિ પ્રોઢા; કરિ તે થૂં રાઢિ." ૨૮
ઇમ કહીનઇ કૈચક ઊઠિઉ; નવિ વારઇ કોઇ,
અભિમાન કરતુ અતિ ઘણૂં; તે જ્યોધ સવલા જોઇ. ૨૯

ઊથલુ

જ્યોધ સઘલા જોઇનઇ તવ, કઇઆ કેચક સજ થયુ;
ઢાઢ [23]બાધી (મલ્લ)-વિદ્યા સાધી, જીમૂત [24]સાહમુ જૈ રહ્યુ ૩૦
૯૮૩

---

## ૧કડવૂં ૩૯ મૂં—રાગ એજ

મલ્લનઇ કહ્યુ, "થા રે વિહહિલુ, કા કરઇ વિનઅ ?
તિ જ્યોધ સઘલિ જિતિઆ, આજ થૈ રહ્યુ કા થમ્ભ ?" ૧
પછઇ જીમૂત કોપિઉ, અનઇ ઝાટિકયા બિ હાથ,
"ગજ સાથઇ બાકરી [1]કિહ્યા ભરેશ, ભૂંડા ! બાથ ? ૨
તાહરી માનઇં તન્ન કેટલા છઇ ? અધિક તૂ [2]અઇઆણુ,
પરવત સાથઇ શીસ કૂટી, કા રે કાઢઇ પ્રાણ ? ૩
અખૂટિ તુઝ અન્ત આવ્યુ, [3]ગાત્ર સારૂ ગાજઇ,
હલ્યા છઇ તૂં અનખામણુ, તૂ ભાજેશ સહૂની દાઝિ. ૪

---

૧૯ તગણાં અ ૨૦ માતા વનિ વસિ, ગજયૂથ મે° ક—આ કડી અ ઇ માં નથી ૨૧ ભડ પિહિલૂં, પ્રાક્રમ મુઝ દે° ક—અ ૨૨ નરપત્ય કેટલા ભાઇ ! જીતે જે તૂં નારચ અ ૨૩ ભીડી અ ૨૪ આગલ્ય અ.
—સરવાળો—અ-૧૦૦૧, બ-૯૫૦॥, ક-૯૮૬, ડ-૯૯૩, ઇ-૮૯૦; ફ-૯૯૧, ઉ-૪૩૨

કડવં ૩૯ મૂં:—૧ ઘઙ્ગી ક ૨ એક લાણિ ફે ૩ ગોત્ર ડ.

ભાઇ! કાં નથી વારતા ? એતલિ ઊપનૂં શૂં દુઃખ ?
મુઆ પૂંઠિ અભાગિઆ ! તૂં શૂં પામેશ સુખ્ખ ?"
"તૂં રહિ રે; જીમૂત ! સાંસહુ; તૂં [4]આક્ષમ ઘણું મ દેખાડિ;
આંફણીઇ પછઇ જાણશુ; પુહુચશિ પૂરણ રાઢિ." ૬

ઇમ કહીનઇ [5]ધાઇ વલગ્યુ, મલ્લનઇ તે જ્યોધ.
ઊંટ-કોટઇ અજાં બાંધ્યૂં, શૂં કરઇ તે [6]ક્રોધ ? ૭
ઘડી બિ ઘડી [7]ઘાઇ ઝૂંબ્યુ, ઘણુંઇ રુબ્યુ તેહ;
પછઇ હાથ સાહી ભીડિઉ; ઘણું ચૂર કીધુ તેહ. ૮

અધસસતુ કરયુ અલગુ; નાખ્યુ અવની-હાહૂરિ;
જાણ્યૂં, 'પાટૂ મારિઇ;' રાઇ, વારિઉ તેણી વાર. ૯
[9]"પુરૂ કહિનૂં નવિ લીજિઇ; ઘણુંઇ થયૂં છઇ આજ."
[10]વિણુ મુઆ ધરિ લેઇ ગયા, [11]વીર પડી ગાવાનઇ કાજિ. ૧૦

પછઇ રાઇ કિંકું પૂછયા, "હવઇ શી કરવી પઇરિ ?
બુહુતરિ ત્યમ [12]આપણુ જિત્યા; વધારીઇ શૂં વઇર ?  ૧૧
એક સાલુ મારયુ એણુઇ; વલી જ્યોધ સાહ્મૂં જોઇ;
રત્ન પાહાણુ સાથિ આછટી, દેશ જિતિવા છઇ કોઇ ?" ૧૨

સુણી કિંકું કહ્યૂં રાઇનઇ, "તેડિ વાહુઉ સૂઆર;
કોઠાર તાહ્રા કરયા હાલા, નિતિ કરતાં આહાર. ૧૩
હીંગઇ સાંકલ ઊતરઇ; એહ્નૂં બલ જણાય;
રહ્યુ ત્યાહ્રિ કહ્યૂં હતૂં, આ ભરી સભા માંહિઃ ૧૪
'કો મલ્લ વાશિ બાકરી, હૂં ભડી ભાંજેશ તેહ.'
પ્રગટ જોઉ પારખૂં, રાઇ ! પ્રચણ્ડ છઇ અતિ દેહ." ૧૫

---

૪. આંફ઼ુ. ફ. ૫. નઈ. ફ. ૬. ત્યાહ્રિ. ફ. ૭. ઘાઘ્રૂ. ઉ. ૮. "મન્ય જાણ્યુ મારશુ પરો. (મનમાં જાણ્યૂં. મેલું પાટુ; અ ) પછિ ધર્મિ રાખ્યુ વારી." અ-ઇ. ૯. અન્ત કિંકિ ઇ. ૧૦. અધ". અ-ફ. ૧૧. તે પાયા બન્ધન-કાજ. અ. ૧૨. "ગાતેરમૂં. ફ. વઢી વધારો વેર. અ.

વલી વિરાટિ કહ્યું, "ઋષિ! એ શ્યૂ બોલ્યા આપ ?
પરભોમિ વાતુ વાજશિ, 'પરુ ણા-પઇ મરાવ્યુ સાપ.' " ૧૬
"ના, રાય! કો નહીં કહઇ, કૌતક જોવા કાજિ,
ભડતુ [ભડ] જન લડયડઇ, તવ વારશ્યૂ, મહારાજ!" ૧૭
ઇમ કહીનઇ[૧૩] મોકલ્યુ, સેવક રાંધણ પાશિ,
'મહામલ્લ જીમૂત સભાઇ આ યુ, કિઉં દીધૂ આશ' ૧૮
શીખ સેવક લેઇ ચાલ્યુ, જિહા હતા સૂઆર,
અરોગીનઇ પુઢયા હૂતા, ગયુ તેણઇ ઠાઈ ૧૯
ચરણ પિહિલી આગની, સેવકિ સાહી પાણિ
મુખવસ્ત્ર પાછૂ કરી જોયૂ વીર બોલ્યા (તિણ) વાણિ ૨૦
"અસૂરયા શ્યૂ આવિઆ ? કહિનઇ મુઝનઇ તેહ"
"સૂઆરજી! તમ્યો સાભલુ, તેડિ વૈરાટ રાજા [૧૪]જેહ. ૨૧
એક મલ્લ મોટુ નામ જીમૂત, કરયૂ પ્રાક્રમ પ્રૌઢ
કેઉ કેયક ઘણૂ મારયુ સહૂ થૈ રહ્યૂ દિગ-મૂઢ ૨૨
તમ શત્રુ-ભાવઇ રહઇ બ્રાહ્મણ, કહ્યું જે કઠહિવાય,
તેણઇ તમ્યો સમ્ભારિઆ નઇ, પછઇ તેડયા રાઇ ૨૩
કહઇ, 'અન ખાધૂ એણઇ કોઠાર ઠાલા કીધ,'
ઇમ કહી ઝાપૂ ટાકણૂ, નહીતરિ તેડત શીઘ ? ૨૪
શા માટઇ [૧૫]પાહુઉ તમ, માનઇ છઇ કિશું ઋદ્ધિ ?
થયૂ મલ્લ સાથઇ ઝૂઝવૂ, [૧૫]કિ સૂઇ રહિતા સુખિ" ૨૫
[૧૬]કહિતા એવજ [૧૭]ઊઠિઆ, વેગઇ વૃકોદર વીર,
પખાલી મુખ પાગ બાધી, [૧૮]અનઇ પીધૂ નીર ૨૬

---

૧૩ એક ફે. ૧૪ ( વાત,) વિખ્યાત અ-ફે —આ કડી ઇમા નથી ૧૫ તમ પહુત ભડવૂ અ ૧૬ નહી તુ ફે ૧૬ વચન સુણી વર વીર તણા, ઊઠયા વૃ° અ ૧૭ બિઠા થયા રે, મહા° ફે ૧૮. પીધૂ શીતલ નીર અ.

પાન ખાતા પરવરઇ, અનઇ કરઇ મનિ વિચાર:
[19]જીમૂત દરજ્યોધન [20]તણઇ ઘરિ, સાંભલ્યુ તુ સાર. ૨૭
ભાઇઇ તુહજ મોકલ્યુ, લુ વાત છઇ વિપરીતિ.'
ચઢી રીસ; ચક્ષ રાતડી, [21]ચોલતુ [આવ્યુ] નચીત. ૨૮
૧૦૧૧

—o—

## કડવું ૪૦ મું—રાગ[1]એજ, જિતમાન

[2]ભીમ સભા ભણી પરવરિઉ; રીશિ પગ પ્રગટ પ્રથવીમધિ ધરિઉ;
ત્યારિ વ્યોમ ધરા-પડ ગાજઇ; શેષનાગ તણું શિર દાઝઇ. ૧
રખ્યે બિ પડ થાતાં એક! ભૂમિ ભાર [3]થાગઇ વિશેખ.
એ ચાલી સભા સમીપિ આવ્યુ; રાય વિરાટનઇ મનિ ભાવ્યુ. ૨
મહામલ્લ અતિ પ્રૌઢ દીસઇ; સભા તણું મન હીસઇ.
આંખિ દીસઇ બિ[વહિ] સમાનિ; તન મેઘ સામલઇ વાનિ. ૩
વીરભુજાડણ્ડ ભલા સોહિઇ; કર-ચરણ આંગલી દેખી ચિત્ત મોહિઇ,
ભલા યોધ તિહાં વલકલિઆ; વીર આવી સભા માંહિ મિલિઆ. ૪
આવી કિંકૂપાશિ શિર નામ્યૂં, પછઇ જોયૂં જીમૂતમલ્લ સાહમૂં;
[4]મહામલ્લ દીસઇ અતિ બલિઉ, [5]ધર્મ સાહમૂં જોતાં વલકલિઉ: ૫
"આ જ્યોધ કિહાંથી આવ્યુ? આવડાં પૂતલાં બાંધીનઇ લાવ્યુ.
જેણુઇ આંહાં બાકરી વાઇ, તે ન જાઇ જીવતુ, ભાઇ!" ૬

---

૧૯. જૈમત જ્યોધો રાયનો, મેં સાં°. અ. ૨૦. °તણ મિં. ક. ૨૧. સસાએ. અ. જાય ચોલતો નચિન્ત. હ. સરવાળો:—અ-૧૦૨૯; બ-૯૫૮||; ક-૧૦૧૪; ડ-૧૦૨૧; ઇ-૧૦૧૭; ફે-૧૦૧૯; હ-૪૬૦.

કડવું ૪૦ મું:—૧. દેશી ફેર. ફ. ૨. વીર હ. ૩. ન ચાલે ધીપ. અ. ૪. "મહા જોધ...°આ; ...°આ." અ. ૫. ભીમ. ફે-અ.

ત્યારિ રાઇ વિરાટ ઇમ બોલઇ, "નથી બલિઉ રે એ સમતોલઇ;
જેણઇ અનેક દેશ-રાઇ જિત્યા; બાંધ્યા પૂતલા [૬]સુગ વદીતા. ૭
એણિ બહુતિરિ દેશ-રાઇ વશિ કીધા, એણઇ જઇ-જસ મોટા લીધા;
[૭]પછઇ આણી સભાઇ પધારચા; કૈચા કૈચક સુહુકમ મારચા. ૮
એ દરજ્યોધનિ મોકલિઆ; એનઇં પાણ્ડવ કહિ નવિ મિલિઆ;
તે માટઇ હીંડઇ છઇ જોતુ, મોટા મહીપતિની પતિ ખુહુતુ." ૯

એહ્વૂં કહિતા ચડી ભડ-રીસ, હાથ ધમઇ નઇ હલાની શીસ;
"મલ્લ ઘણે હામે જિતી આવ્યુ: હવિ આહાથી કુ નહીં જાઇ ફાવ્યુ. ૧૦
અમ્યો ઘણું ધાન તાહ્‌રૂ ખાધૂં; તે મલ્લવિદ્યા હૂં આજ સાધૂં;
તે તમ સાધીનઇં આજ દેખાડૂં [૯]મલ્લવિદ્યાની શીઘ્ર પુહુચાડૂં ૧૧
પગઇ પૂતલા છોડીનઇં નખાવૂં, બીજી વાર કઇહિ આહા ન આવૂં;
જે ઘણા યોધશું ભડતા, તે હૂં ટાવૂં દેશ રડવડતા." ૧૨
એહ્વૂં કહિતા તે જીમૂત જોઇ, 'આહ્‌વુ વીર ન દીઠુ કોઇ.'
મુહુ સાહ્‌મૂં જોઇ [૧૦]કહઇ વાણી, "મિ તુ વાત તમારી જાણી. ૧૩
[૧૧]વડી વારના આપ વખાણુ; મલ્લવિદ્યાની વાત શું જાણુ ?
ઘણૂં ખાઇનઇં તન્ન વધારચૂ, તે તમ્યો જાણજ્યો 'મુખ પધારચૂં,' ૧૪
આવિ ઊભુ રહ્યુ શું ત્રાડિ ? શું ભડેશ, જ્યોધ ! તૂ ભાડિ ?
તૂં જાણિ છઇ ત્રમડ કે ત્રાસઇ, ગલ્યા પીતલના વાગા છઇ વાસઇ. ૧૫
અમ્યો દરજ્યોધનઇ મોટા કીધા, મિ મોટા ગય જિતી જિસ લીધા.
કૈચા કૈચકનઇં પૂછુ વાત, જેણઇ દીઠા છઇ માહ્‌રા હાથ. ૧૬

---

૬. વીર. ફ —આ લીટી અ-ઇમાં નથી. ૭ આ ચરણ ખ્હેલાં અઃ—" બાંધ્યાં પૂતલાં; વીર વિદારચા." અને ઉત્તરાર્ધનૂં ૨ જૂં ચરણ નથી ૮. હવે કેમ જયે મન ભાવ્યો. અ ૯ મલ્લ અખાડે હામ પોચાડૂં અ. ૧૦. મૂછ તાણી. અ ૧૧ આ કડી અમાં નથી.

અરે તૂં અણુગીગ્યુ થરે જાણિ? હજી હાથિ નથી આવ્યુ આણિ."
વકારતાં [૧૨]વીર રીસાવ્યુ; હોહો કહિતુ નઇ સાહ્મુ આવ્યુ: ૧૭
"હસ્યા જીમૂત! તૂં સમ્ભાલઇ, [૧૩]મલ્લ! બોલ તૂં આપણુ પાલઇ;"
જાણિઇ મેર વન્ધ્યાચલની જોડિ, સાહ્મા ઊભા લઇંગડ ટોડિ. ૧૮
હાથિ [૧૪]મુષ્ટિ ગ્રહીનઇ મેહ્લાવઇ; મુખિ પોશિઆ[૧૫]કહી બોલાવઇ;
મલ્લ દરજ્યોધનનૂં લિ રે નામ; વાલૂ કરઇ વૈરાટનૂં કામ. ૧૯
ઇમ કહિતા નઇ મલ્લ બિ ભડિઆ; ગદ કોશીસાં કોઠા પડિઆ;
પગપ્રહારિ પ્રથવી-પડ ધ્રૂજઇ; ઊડિ ખેહ રવિબિમ્બ ન સૂઝઇ. ૨૦
ગડદા પાટૂ કુહુણી વાજઇ; દેખી કાઇર તણાં મન ભાંજઇ.
ભડઇ મલ્લ; ભૂકુ દેહ થાઇ; કોટિ[૧૬]પાય વિનાણી સાહિ. ૨૧
માર્યાં મોંઢાં તણી પરિ મારિ; મરડી [૧૭]ભાંજતાં કાંઇ ન ઊગારિ;
યમ હસ્તી ઝાડ્યડ[૧૮] મોડિ, સુધિ થાઇ નઇ મુઙ્ક મચકોડિ. ૨૨
જાણિઇ[૧૯]મહિ-મત્તગજ આફલિયા; લોક જોવાનઇ ટોલઇ મિલિઆ.
ભડતાં ભડતાં જેણી દશિ જાઇ, ભાંજઇ[૨૦]જ્યોધ; નાસિ ભડવાઇ. ૨૩
નાસુ લોકો રે! કે ચમ્પાશુ; વિઢતાં [૨૧]ઝાડ-પાડા પરિ થાશુ;
વિઢતાં વીર વાલૂઉ વાધ્યુ; [૨૨]જીમૂતમલ્લ વિનાણીનઇ સાંધ્યુ. ૨૪
[૨૩]વીર અઙ્ગ ઊંચેલિ લીધુ; પાંખલિ ફેરી પૂતલા પરિ [૨૪]કીધુ;
મલ્લ આછટ્યુ ભૂપડ-સાથિ; ભાંજી ભૂકુ કીધુ ભડ હાથિ. ૨૫

---

૧૨. ભીમ રીસ, મન્ય સમરયા શ્રી જગદીશ. ઇ. ૧૩ બઉ. ફ. ૧૪. પ્રષ્ટિ ક. ૧૫. પોઇરા. અ. ૧૬ કણ્ઠ ઇ-ક. ૧૯૬ પગ, વેધાણી હાથે. અ-ઇમાં ચરણ ઊ૦ પા. ૧૭. મારતાં ક. ૧૮. ઉમેલિ. ક. ૧૯. મત્ત મેગળ. અ ૨૦ લોક ત્રાસિ. ક. "નાસિ લોક, ત્રાસ પડાય. ઇ. ૨૧. પાસ ઝાડ દાય. ક-અ. —આ આખી લીટી કમાં:—

"વાજે ઢોલ-નીશાણ બેહુ પાસિં, લોક નાસતા, જોરિ ચમ્પાસિ."

૨૨. મલ્લ વેરિં વિનાણીનિઇ બાંધ્યુ. ક. ૨૩. મરડી. ક. ૨૪. લીધુ ક. —ક પણ અહીં ૪૦ મું કડવું પૂરું માને છે. —સરખાવો:—અ-૧૦૫૫; બ-૧૦૦૪॥; ક-૧૦૪૦; ડ-૧૦૭૦; ઇ-૧૦૪૩; ફ-૧૦૪૫; ઉ-૪૮૧.

### ઊથલુ

ભાજી મલ્લ ભૂક્ત કીધુ; જીમૂત કાઢ્યા પ્રાણ;
જય જય શબ્દ જ્યોધ વદઇ; હરખિ (ગડ઼)ગડઇ નીસાણ. ૨૬
૧૦૩૭

---

### કડવૂં ૪૨ મૂં—રાગ એજ

જ્યાહ્રિ પ્રહાર [1]વાગા તનિ ભીમના, ત્યારિ જીમૂતિ જાણ્યૂ મનિ;
કરગિરતુ કોટિ ગ્રહ્યુ, [2]"મુખઇ કહિતુ પાણ્ડુ-સુતન." ૧
જાણ્યૂ, "મેહ્લીશિ જુ જીવતુ, તુ [3]લિશિ માહ્રૂ નામ;
વલી [4]વનિ નઇ નષ્ટચરજ્યાઇ, [5]તે કઉ પૂરૂ કામ." ૨
પ્રાણ ગ્યા જીમૂત તણા, હરિચરણ પામ્યુ સોઇ,
દૈવ થ્યુ વિષ્ણુભક્તશ્રૂ, સ્વામી–કાજિ મુક્તિજ હોઇ. ૩
વિરાટ અતિ રલિઆતિ થ્યા, તવ દેખઇ પોઢા કાજ;
કિ્ંકુ ઋષિનઇ ચરણ્ઇ લાગી, બોલિઆ મહારાજ: ૪
"એણઇ વીર અતિ પ્રાક્રમ કીધૂ, શોભા [6]અમનઇ દીધ,
[7]મલ્લ-કુન્જર જે ભડી ભાન્યુ, એ વાત મોટી કીધ. ૫
[8]એહ્નઇ આહાર પૂરણ નથી પુહુતુ, જિમઇ પાચજ ગ્રામ,
હવઇ દશ પૂરા જિમુ," ઇમ રાય દીધી આશ ૬
દશ કલશી થઈ પૂરણ, ભીમ થ્યા રલિઆતિ,
જ્યેષ્ઠ પ્રતિ ઊચરયા, "ભાઇ' મોટુ વૈકુણ્ઠનાથ' ૭
મિ કહ્યૂ એહ્નૂ બિરદ મોટૂ, (જુ) વિશ્વમ્ભર કહિવગાઇ;
તમે કહ્યૂ'તૂં, 'વાલુઆ' પૂરૂ પેટ નહીં ભગાઇ.' ૮

---

કડવૂં ૪૧ મૂં—૧. પડ્યા ક્ર. ૨ નહીતુ કિહિ, પાણ્ડુ કેરુ શૂં તન ? ક્ર. ૩ મિહિશિ અહ્મારૂ ક્ર. ૪ અમનિ ક્ર ૫ રિહિવૂં, તેહિ કરયૂં, ક્ર. ૬ માનજ દીધ ઇ–ક્ર. ૭ મલ્લ દુર્યોધનનુ, ઇ–ક્ર. "દુર્જોધનનો મલ્લ મારયો, તે કામ રૂડ઼ કીધ." અ ૮ ક°ક કહે, નથી આહાર પુરો. અ.

વિરાટનુ જિસ વાધશિ જિહાં, તમ્યો પામ્યા ઠામ.
ધણુંઇ ધણાનુ કામ કીધુ; હજી કરશિ મોટાં કામ." ૯
રલિઆતિ થૈ સહૂ ઊઠિઉં રે, સભાશું ભૂપાલ;
મલ્લનઇ સન્મિસકાર [૯] હોઉ; સમ્ભારયા [૧૦]દીનદયાલ. ૧૦
[૧૧]ભીમઇ જે મહામલ્લ મારયુ, [૧૨]તે દેશિ થઇ વિખ્યાતિ;
[૧૩]તે ખ્યાતિ સઘલઇ વિસ્તરીઃ નવ્યખિઉ પુહુતી વાત. ૧૧
પણુ નામ કો જાણુઇ નહીં; હરિ રાખિઉ મહિમાઇ;
થયુ તે માયા ઊદરુ પણિ, રહ્યુ ધર્મિં હૈડાંઇ. ૧૨
વીર [૧૪]ચ્યારઇ મિલી પૂછ્યૂં, "કિમ્મ માર્યુ મલ્લ?
એ દરજ્યોધનિ મોકલ્યુ હતુ, મહા શત્રુ-રૂપિઉં શલ્ય. ૧૩
જેણુઇ સકલ પ્રથવી [૧૫]વશિ કીધી, સ્વર્ગ મૃત્યુ પાતાલ,
તે હેલા માંહિ કિમ હણ્યુ, [૧૬]હહિઆ! જેહનુ કૃતાન્ત કાલ?" ૧૪
વચન સુણી વડવીરનાં, બોલ્યા વૃકોદર વીરઃ
"તમ્યો તેડૂં મોકલ્યૂં ત્યાહરિ, વાધ્યૂં બલ-શરીર. ૧૫
મઝ્નિ તમારઇ મૃત્યુ જેહનૂં, તે [૧૭]હણ્યઇ જાય કિમ્મ?
મિ બાથ ભરીનઇ ભીડિઉ, દુષ્ટ મલ્લ બોલતુ તે ઇમ્મઃ ૧૬
ભકાર મુખિયુ નીકલ્યુ, ત્યારઇ ચાંપિઆ મિ કણ્ઠ;
[૧૮]માહરુ હાથ છૂટુ ત્યાહરઇ, જવ પામિઉ વૈકુણ્ઠ. ૧૭
[૧૯]તે માસ બ્યુહે નીપનૂં, અદ્ભુત પ્રાક્રમ જેહ,
દેશ જિતાડતાં વધ્યુ, નર માસ પૂરણુ તેહ." ૧૮

૯. કરીયતિ. ૪-ઇ. ૧૦. ગોપાલ. ઇ. ૧૧. મહિમાયે મલ્લ' ૪. ૧૨. ખ્યાતી સઘલિ વિખ્યાતિ. ૪. ૧૩. સઘળે આશ્ચર્ય થઈ રહ્યું. ૪. પામિયા. ઝ. ૧૪. પાંચ૦ ૩ ૧૫. વશ્યો સોધો. ઝ. ૧૬. વીર! કેમ્માં તત્કાલિં. ઝ-ઇ-૪. ૧૭. તેહ હરિ કેમ્મ? ૪. ૧૮. મિ હાથ માર્યુ ૪. ૧૯. તેમાં સિ બહુ. ૯.

—સરખાવો-ઝ-૧૦૩૫; ખ-૧૦૨૭; ક-૧૦૧૦; ૯-૧૦૬૭; ઇ-૧૦૬૩; ૭-૧૦૬૫; ૯-૫૦૬.

હવઇ કહૂં તે સુણ, રાજા! જન્મેજઇ ભૂપાલ!
નવ માસ એણી વિધિ વહી ગયા, પણ કો ન જાણઇ ભાલ. ૧૯

[ ઊથલુ ]

ભાલ કિણિ જાણી નહીં, તે રાખ્યા ભગવન્તિ.
અહીંથી કથા કૈચક તણી, જે મારિઉ જીમૂતિ. ૨૦
૧૦૫૭

---

## ૨. કીચકવધપર્વ—

### કડવૂં ૪૨ મૂં—રાગ અસાઉરી

( અડતાલેન ગીયતે )

વૈશમ્પાઇન મુનિ ઊચરઇ; પરીક્ષિતસુત શ્રવણે ધરઇ;
ભક્તિ કરઇ ભાવિ [1]ઋષિની અતિ ઘણી રે. ૧
ઢાલ—ઋષિ તણી ભાવિ ભક્તિ કરતા, ગ્રન્થ ચાલ્યુ જાય;
[2]કેઉ કૈચક મલ્લિ મારયુ, પડ્યુ મન્દિર માંહિ. ૨
[3]તે મલ્લ મારયુ સાંભલ્યુ, સૂઆરિ તેણઇ હાહૂરિ;
તે હરખ માંહિ [4]સજગ થ્યુ; [5]તનિ વૈદ્ય કરઇ વાહૂર. ૩
[5]ભારિઉ ભડ ભોમિ આઉલિ, રસાડૂં આસવ આહાર;
અનેક ઔષધ વિવિધ પરિ(નાં): [6]વૈરાટિ કીધી વાહૂર. ૪

---

કડવૂં ૪૨ મૂં:—૧ ઋષિ,. રાજન! અતિ ઘણી એક મત. અ· વૈશમ્પાયન ઊચરયા, સાંભલ્ય, પરીક્ષિત-તન રાય! હ. ૩. કૈયો કીચક મલ્લે મારયો, હ. ૪. સાજો. હ. ૫. તેનૂં વૈદ્ય વારૂ કરાય. હ. તનિ વૈદ્ય વાહાર કરઇ. ક. ૫. ભારયુ આફલિ ભૂમિ-મધ્યિ, ક. —પૂર્વાર્ધને બદલે હમાં:—

"કઈ કીચક વદે મુખશં, 'મારો સગો એક સોયાર;
પગે બાંધી આણ્યો તે પૂતલો; તેનો ટાલિયો અહંકાર. ૪
પ્રાહાર જેમુત મલ્લ તણે, કીચક તન અતિ ભાર.''

૪ થી અને ૫ મી કમાં ઊ૦ પા૦ ૬. વૈધિં, ક-ઇ-ક

સકલ સાલા માંહિ પોઢું, પોતાનુ પરધાન;
નિતિ તેહની સિધિ પૂછઇ; ધરઇ દુઃખ રાજાન. ૫
અઙ્ગિ ઔષધ ખાઇ સબલાં, ટાલ્યુ નિર્બલુ તેહ;
વૈદ્ય વાહૂર [7]કરી સારી, થયુ પ્રચણ્ડ અતિ દેહ. ૬
ભેષજ એહવાં ભખ્ય આવ્યાં, [8]પૂરાણી પિણ્ડિ ખાડ;
કરયા'તા જે કટકડા, તે [9]સન્ધાણાં [તવ] હાડ. ૭
સમાદિ થૈ, નરવ્યાધિ ગઇ, [નઇ] શીશિ ઘાલઇ નીર;
પ્રથમ હૂતુ પાતલુ તે, થયુ સ્થૂલ-શરીર. ૮
વીર નાહઇ ઢોલ વાગા; ખરચિઆ બહુ દામ;
શત ભ્રાત્રિ સાચિઇ મિલી બઇઠુ; સહૂ કરઇ પ્રણાંમ. ૯
અઢાર વર્ણ ઊતાવલા, સહૂ વધામણી લેઇ જાઇ;
જૈ રાઇ આગલિ [10]સહૂ પાઇક, (તે) આવ્યા મન્દિર માંહિ. ૧૦
સર્વ કોઇ સમાધિ પૂછઇ; આપિ ફોફલ પાન;
"ભગવન્તજીઇ ભલી સાર કીધી, તમારી, પરધાન!" ૧૧
વૈદ્ય બ્રાહ્મણ ભાટ ચારણ, ગણ-ગન્ધર્વ જેહ,
જ્યાચિક જન થ્યા એક-ભવિઆ, (ત્યાં) દાન પામ્યા તેહ. ૧૨
નગરમાંહાં ગર્જના થૈ; વરત્યુ જયજયકાર;
શૃઙ્ગાર કરી(નઇ) હય માગિઆ, સહૂ થવાનઇ અસવાર. ૧૩
રૈવન્ત સુ-એક પાખરયા રે, જડિત-સુવર્ણ-પલાણ;
ગજ ઊપરિ ધ્વજ ફરકિ (સબલા); ઘણ્ટ ઘૂઘરિઆણ. ૧૪
ઝલમતી ઝાઝા [11]કરઇ આગલિ, રથે આસન સાથિ,
વિરાટનઇ શિર નામવા, સાઙ્ગ ચર્ચ્યા [12]સઘલા ભાતિ. ૧૫

---

૭. ખરી સારિ. ક. ૮. સન્ધાણી. ક-ઇ. ૯. પૂરાણાં પિણ્ડિ. ફ-ઇ-ક. ૧૦. સોદ. ક. ૧૧. કરયા આગે, વલી રથ આગે જાય અ. ૧૨. સર્વે કોય. અ.—આ કડી પછી અ-ઇ-ક-ફમાં એક કડી વધારે:—
"પ્રેમદા સવિ ટોલે મ્યલી, રહી ઊભી પિરિ.
અરે સાથ સર્વ સોહામણ; ફ્આરણાં કરિ બહુ પિરિ." ૧૬

વેગે વહી ગય-દ્વારિ પુહુતા, વધામણિઆ જાઇ:
"[૧૩]કુશલ કૈઆ કૈચકનઇ, તમનિ, મિલવા આવ્યા, રાય!" ૧૬

સભા તિણ્ઇ સાહ્મા નીકલ્યા; રાઇ ઊલટ અંગિ અપાર,
[૧૪]સુભટ શરખા નિરખિઆ, સાંકું મજોડ અસવાર. ૧૭

ગય [૧૫]પાલા નિરખિઆ, સનમુખ આવઇ ભૂપ,
ઘોડે [૧૬]થિકા સવિ ઊતરયા, શત ભ્રાત્રિ અતિ સ્વરૂપ ૧૮

ઉપધ-[૧૭]બલિ તન પ્રૌઢ વાધ્યૂં, પ્રચણ્ડ પર્વત-પ્રાય,
આલિઙ્ગન વૈરાટિ દીધૂ, શિરગ્રહણ [૧૮]કીધૂં ગાઇ. ૧૯

હાથિ સાહી (રાઇ) લેઇ આવ્યા, બિહા સાહ્મા કિદ્ધું;
લગાડયુ પગિ પ્રેમ સાથઇ: નમ્યુ નર [૧૯]નિ ગર્દ્ધુ ૨૦

"ભલુ, ભલુ," કહ્યૂ મહાઋષિઇ, "તૂ ભડયુ મહામદ્યસાથિ;
અધમૂઉ પિહિલુ તિ કરયુ, [૨૦]પછિ મૂઉ વાલૂ-હાથિ ૨૧

ભગવન્તઉઇ [૨૧]તમ્યો ઊગાડયા, તમ્યો ગય કેરી બાહા;
દાઢી રૂંડ્ વાઢતા ટૂહ્નઇ, અમ્યો બઇઠા આહા." ૨૨

રાઇ અતિ રલિઆતિ થ્યા, આપિઆ શત તોખાર,
દિવ્ય વસ્ત્ર પહિરાવિઆ, બહુ કનકભૂષણ-ભાર.[૨૨] ૨૩

ઊતારી બહુ દ્રવ્ય ઊપરિ, જયાચિક જનનઇં આપિ,
કૈચક મુખિથી [૨૩]નીકલ્યઇ તે, વચન નવિ ઊથાપિ. ૨૪

---

૧૩. બર કઇઆ કૈચક તણ્ૂ ક. ૧૪ "કેયાનૂં કટક આવિયૂં: બહુ દીસે અસવાર" અ ૧૫. પાલુ પદમ-આસુનિ ક ૧૬. ચડયા. ક. ૧૭. મેલિં ક ૧૮. પાણિ દીધો ક ૧૯. °પતિ શઙ્કૈ ક ૨૦. પૂઠ વાલૂઆનિ હાથિં. ક. ૨૧ ભલિં ક ભલી સાર કીધી અ. ૨૨. ભાર ક ૨૩. ઓચરે, થાનક થિર કરી થાપ્યા અ નીસરિ, તે વચન સ્થિર કરી સ્થાપિ ક

ઊથલુ

[24]વચન નવિ [25]ઊથાપઇ રાય, ધડી બિ ઘડી તિહાં ઠરયા;
શીખ માગી ચડ્યા સજ થૈ, આપ(ણિ) મન્દિર પરવરયા. ૨૫
૧૦૮૨

---

### કડવું ૪૩ મું—રાગ એજ*

કૈઉ કૈચક આપમન્દિર ભડ પરવરયા રે,
પાસઇ સુધ ભાઇ સઙ્ગિ તરવરયા રે;
મનિ કરયા વિચાર વાટિ અતિ ઘણા રે. ૧

ઢાલ–અતિ ઘણ્ વાટિ વિચાર કીધુ; હૈઇ હરખ અપાર:
"આતલિ વિહિરિ ઘર બાઇનું; [1]કરતા જાઉ જુહાર." ૨

વઉં–મુહા વાલિઆ જિહાં [તિહાં] બિહિન કેરુ અવાસ;
પોલિ આવી રહ્યા ઊભા, એક દીઠી દાસિ. ૩

તે દાસિ–હાથિઇ કાહ્વિઉં, "તાહ્રુ વીર કરઇ પ્રણામ;
સમાદિ થૈ તમ પગ–પસાઇ. તેડી આવિ આણુઇ [2]ઠામિ." ૪

નિજ બિહિનપાસઈ ગઈ દાસી, "બાઇજી! અવિધારિ;
શત વીર સાથઇ કૈઉ કૈચક, ઊભુ છઇ સહી–હારિ." ૫

ઇમ કહિતાં અતિ હરખાં; કરયુ દાસી-પસાય;
અનેક સહિઅર સાથિ તેડી, વધાવાનઇ જાઇ. ૬

---

૨૪. યાનક થિર કરી યાપિયે અ. ૨૫. ઊથાપીઇ નિં. ક. સરવાળો:—અ-૧૧૦૧; ખ. ૧૦૪૯ાા; ક–૧૦૮૬; ડ–૧૦૯૨; ઇ–૧૦૮૯; ફે. ૧૦૯૧; ઉ-૫૩૩.

કડવું ૪૩ મું:—*રાગ ધન્યાશ્રી અ. ૧. ઈં ફેરઉ જાઉં'જું°. ક. ૨. (જુહાર......) ઠાહ્રરિ. ક–ફે. અમાં આ લીટી અને પછી ના ઉત્તરાર્ધનો સ્થાન-વિનિમય.

મુગતાફલિ જડી કનકથાલી, ભરી ભાવિ અપાર;
મધ્ય શ્રીફલ બીજપૂરક; ગાતી મર્ઙ્ગલ ચ્યાર. ૭

જલહલ કરેવા નીસરી શ્રીસુદિષ્ણા તે(ણઇ) ઠામિ;
નિજ ભગિની દીઠી આવતી, ત્યારિ ઊતરી કરયુ પ્રણામ. ૮

બહુ દ્રવ્ય બાઇઇ ખરચિઉં, ધન વસ્ત્ર નઇં આભરણ;
"ભલિં, વીર! સમાહિ થૈ: રાખિઉ અશરણશરણ. ૯

અમનઇ તમારી આસ તુહુતી; ઝાટક્યા'તા હાથ;
એ પુણ્ય પેલા જન્મનૂં, તે પ્રગટ થ્યૂં, માહ્‌રા ભ્રાત!" ૧૦

ઇમ કહી કરચાં ઉઆરણાં, [4]ઊતારણિ નિજ વીર;
[5]"વારૂ" (વચન) કહી ભાઇ રીઝિઉ; આપિઆં આભરણ-ચીર. ૧૧

તેણઇ સમઇ (ત્યહાં) દ્રૌપદી હૂતાં શેઇન્દ્રી મોઝારિ;
પૂછવા લાગાં [6]પ્રેમુદાનઇં, "ધન્ય સુદિષ્ણા-અવતાર. ૧૨

શત ભ્રાત્રિ પોઢા જેહ્‌વા પરવત, (એ) પીદરિ [7]પોઢી નારિ;
જ્યેષ્ઠ સઘલા ચિકુ [8]કેઉ, જેહ્‌નુ પ્રૌઢ માણસાચાર, ૧૩

જે જીમૂત સાથિ બાથ મારી, જિતિઉ જગિ જેઠ;
જો રે સઘલા શરખા પ્રસવ્યા; ધન્ય માતા-(કેરે)-પેટ. ૧૪

દેખાડિનઇ તે શૂર મુઝનઇ, અઙ્ગિ સહિત-ઈંધાણ,"
"દાસી!" કહઇ, "દિ દ્રષ્ટિ, માતા! (એ) વિચઇં વીર સુજાણ." ૧૫

કોટ કામિની કરઇ ઊંચી, જોવાનઇ તે(ણી,વાર;
નિરખ્યા નેણે સકલ શરખા, (મુખ) એક અઙ્ગિ આકાર. ૧૬

ઓલખાવિ અબલા કરી આદર; મીટિ માંડી જોય;
શત ભ્રાત્રિ-મધિ શિર મુગટ ઝલકઇ; છોગાં [9]ઢલકઇ; સોય. ૧૭

---

૩. તમ. ફે. ૪. 'હૂં' ઊતારણિ જાઉં, વીર!' ફે ૫. બહુવચન કહી ભાઇ સન્તોષિયુ, ફે. ૬. પ્રેમશૂં. અ. ૭. પનોતી. અ. ૮. કીહુ. ફે..

કૃષ્ણાઇ કરિઉં વદન [10]આધૂં, જ્યોધ જોવા(નઇ) મન;
(જિમ)નક્ષત્ર-માલા-મધ્ય ચન્દ્ર [11]પૂરણ,(તિમ)નારિમાંહિ રતન.૧૮

પડી દ્રષ્ટિ પદમિની તે, કૈઆની તતખેવ;
(તિહ્નઇ) મોહરૂપિઆં બાણુ વાગાં; (જેહ્નઇ) સદા ભૂંડી ટેવ. ૧૯
સબલ અઙ્ગિ થયુ ઉંન્નુ; મીટિ માંડી જોય;
"અરે સકલ સ્ત્રી સંસારિ નિરખી, (પણ) નહીં આહ્વી કોઇ." ૨૦
સુદિષ્ણાનઇ સાદ કીધુ," ( માહ્નરી ) બાઇ ! ઉહુરી આવિ;
આ સૈન્દ્રી મહા-સુન્દરી, તે આંહિં [ ઝટ ] તેડાવિ. ૨૧
કન્દર્પકોટિક કામિની; [12]અરે, દશન હીરાશ્રેણિ;
મીટિ માહ્નરી પડી પ્રમદા; ચિત્ત હરિઉં તેણિ. ૨૨
[13]આજ પાખિ અબલા એહ્વી, નથી દીઠી કોય;
કિહાં થિકી આવી, કિમ રહઇ છઇ, રૂપિં રમ્ભા સોય ? ૨૩
આકાશથી તે ઊતરી કે, [14]પ્રગટી છઇ પાતાલિ;
દિવ્યાઙ્ગના-દિવિ-દેહ તેહનુ; [15](શું) દીઠી છઇ ભૂપાલિ ? ૨૪
[16]એક કહ્યું માહ્નરૂં જુ કરઇ, સુઝ તાહ્નરુ પઉસાય;
બિહિન માતા તણઇ સ્થાનકિ; [17]મા કહિશુ સુખિ નાથ. ૨૫
માહરી ધરિ ઘરણી કરૂં, પટરાગિણી-શિર-મોડ;
તે દાસી ચેનઇ કરઇ સેવા; પ્રેમિ પૂરુ કોડ. ૨૬

ઊથલુ

કોડ પૂરુ પ્રેમઇ માહ્નરુ; એહ તાહ્નરુ ઉપગાર;
[18]મન-ચિત્તજ બુદ્ધિબલ હરચૂં; સાસ નથી રહિતુ હાહ્નરિ." ૨૭
૧૧૦૯

૯. કેરકિ. ક. ૧૦. ઉંચૂં. કૈ. ૧૧. પૂન્યમ. કૈ. ૧૨. જેહ્નૂ ન ક. ૧૩. આ કડી અ માં નથી. ૧૪. પરવરી. ક. ૧૫. જાણિ છિ. અ-ક-ઇ-કૈ. ૧૬. "બાઇ ! કયૂં કરજ્યે માહરૂં એ તાહરો ઉપગાર." અ. ૧૭. રખે કેતી નાકારા. અ. ૧૮. "એ પ્રેમદાએ મારૂં ચીત લેધૂં. મન નથી રેતું ઠાર." અ. સરવાળોઃ-અ-૧૧૨૭; ખ-૧૦૭૬ા; ક-૧૧૧૩; ઙ-૧૧૧૬; ઇ-૧૧૧૬; કૈ-૧૧૧૮; ઉ-૫૬૦.

## કડવું ૪૪ મું—રાગ એજ

એહ્‌વાં સુણી વચન કહિ નારી અરે, " મુખિ બોલુ વચણ વિચારી અરે;
એ પરનારીશું પ્રેમ કિમહિ ન કીજિઇ રે. ૧

ઢાલ–પરનારિ સાથઇ પ્રેમ ન આણુ, જુ રે જાણ્યુ અર્થ.
એ સાથિ અવલી દ્રિષ્ટિ જોતાં, [1]ઊપજશિ અનરત્થ. ૨

અબલા જાણી [2]બલ મ કરેશ; એહ્‌નુ સબલુ સાથ.
એ રહ્યાં ત્યારિ કહ્યૂં આવી; [3]શિરિ પઞ્ચ અન્તરિ નાથ. ૩

[4]કપટ સાથઇ જેહ જોશિ, મૂઝ સાથઇ કોઇ,
[5]પરલોકિ પડશિ [6]નરક માંહિ; [7]અહિલોક મારઇ સોઇ.' ૪

વૈરાટ રાઇ [8]વિનય એહ્‌નુ, ઘણુજ કીધુ, ભ્રાત્રિ !
તેડાવી મુઝ સ્રીય સંપી, પછઇ કીધી વાત. ૫

દેવ જાણી સેવ કરજ્યો; કોય ( છઇ ) કારણરૂપ;
સતી-શિરોમણિ [9]સિહિજ એહ્‌નૂં; ભાલવી છઇ ભૂપ. ૬

એ પરહુણાં પઞ્ચ રાતિનાં, ભાઇ! કાલિ જાશિ ઠામિ.
[10]જીવતવ્ય વાઞ્છઇ, વીર માહ્‌રા ! મ લેશિ એહ્‌નૂં નામ." ૭

ઇમ કહિતાં કોપ્યુ કુબુદ્ધિ, ઊઠિઉ તેણી વાર;
" વૈરાટ માહ્‌રૂં શું કરઇ ? (હૂં) ગન્ધર્વ કેડૂં ઠાહ્‌ર. ૮

મિં સબલપણિ સવિ વશિ કીધૂં, વિકટ કઠણ કપાત્ર.
મિ ભડી પાધર કરી પ્રથવી; (તે) નારિ કેહી માત્ર ?" ૯

---

કડવૂં ૪૪ મૂં:—૧. વીરા ! જુવો વિચારી અર્થ. અ. ૨. આરા. અ. ફ. ૩. હું છું પાંચ ગન્ધર્વ. નાથ. અ સાથિ. ફ–ઇ. ૪. "કામી કપટી કદષ્ટિં જોશિ, મુઝ સાહ્‌મૂં કોય," અ–ઇ–ફે. ૫. અહીલોકમાંહિજ. અ. ૬. દુઃખ પામશો, વલી નરકે પડશો સોય. અ. ૭. પરલોક માંહિ સોય ઇ. ૮. વનૂં. ફ. ૯. રૂપ. ઇ. અકૂં અ. ૧૦. જીવતા રહ્યા છો, અ.

મુક્તાફલિ ભરી થાલ ભાંઝી, ખીજુરાં નાલિકેર;
[૧૧]શીશિ રાઉતિ નાખિઆં, તે શીસ પાખલિ ફેરિ. ૧૦

હાથ ધાલ્યુ મૂંછિ ઊપિરિ, "જેજે માહરાં કામ;
નિજ નારિ કરી મુઝ [૧૨]વરઇ રાખૂં; ગન્ધર્વ મારૂં હામિ. ૧૧

અસવાર થાતિં પ્રેમ કહ્યું 'તૂં, [૧૩]' ભિહિન વાહલી મૂઝ;'
એ નારિ-પઇ અલખામણુ હૂં, થયું છૂં, બાઇ! તૂઝ. ૧૨

[૧૪]ભલી હુઇ તુ બેટિની પરિં, મુકલિ તૂં મુઝ હારિ;
હસતાં રોતાં પરહુણુ હૂં, લેશિ એહજ નારિ." ૧૩

બાઇ કહિ, "તૂં અસનની પરિં, લવઇ આલ-પમ્પાલ;
એ સાધવીનઇ દૂહવેશ તુ, ખૂટશિ તમ કાલ." ૧૪

અતિ-ક્રોધ-પૂરિત વલ્યુ પાછુ, કરડતુ મુખિ દન્ત;
"એ ઊપરિ તારૂ ન ઊગરી (?), હૂં આણેશ એહનુ અન્ત." ૧૫

થરિ જૈનઇ ઊનરયુ તે; [૧૫]અનુચરો તેડ્યા પાસિ;
"એ સઇ બાહસઇ નીસરઇ, [૧૬]ત્યહાં નિરખજ્યો આવાસ. ૧૬

એકલી દેખુ જુ અઙ્ગના, તવ મૂંનિ કરજ્યો જાણ;
હાથિ લાગિ તુ ગ્રહી લ્યાવુ; મૂકુ તુ માહરી આણ." ૧૭

સમ [૧૭]ખાઇનઇ તે મોકલ્યા, અહોરાત્રિ હીંડઇ કેડિ.
એકલી નવિ નીસરઇ; બહુ નારિ સાથઇ તેડિ. ૧૮

એક વાર રાણી નીકલ્યાં, તીરથિં કરવા સ્નાન;
"સૈરન્ધ્રી! તમ્યો સાથિ આવુ," ઓલાવ્યાં દેઇ માન. ૧૯

---

૧૧. શિર ઊપરય નાંખિઉં સર્વ. ઇ. ૧૨. બારિ. ફ. ૧૩. તૂં બાઇ! વાલ્હેલો મુઝ અ. ૧૪. ઇ. માં આ કડીની બીજીયે ઊ૦ પા૦ —અને આ પછીની બે કડી અ-ઇ-ફ. નથી. ૧૫. જે દેમ આવ્ય. અ. ૧૬. જરે લાગ. પારે લાવ્ય. અ. ૧૭. દેઇનિં. ઇ.

"(બાઇ !) નારિનઇ ત્હ્યા સકલ તીરથ, જ્હા રહઇ ભરતાર,
ગઙ્ગા, જિમુના, સરસ્વતી, ગોદાવરી, કેદાર, ૨૦

રેવા, તાપી, મહી, સરજ્યૂ, ગિલ્લકી શાલિગ્રામ,
સિન્ધુ, સાગર, ગોમતી, સવિ દેવ કેરા ઠામ. ૨૧

[18]કન્થચરણે સેવ કરતા, સકલ ફલિ-સિધિ હોય,
ઊવેખી દિવિ તીર્થિ જાઇ, (તે) નરક પામઇ સોયિ ૨૨

હરિ, ભાગીરથી, બ્રાહ્મણ, દેવ, દિનકર, ગાઇ,
[19]ઘરિ બઇઠા પામીઇ, કુણ દૂરિ જોવા જાઇ ? ૨૩

એક કિંકુ મેરૂ કરૂ દરશન, પ્રગટ પ્રથમીધર્મ,
દૂરિ ગયિ દુ:ખ પામઇ, ફોકટ કરવુ શ્રમ્મ" ૨૪

[20]વ્રત હતૂ એકાદશી નઇ, જવા કીધૂ મન્ન,
સુદિષ્ણા ગ્યા સ્નાન કરવા, સાથિ સવિ સ્ત્રીજન્ન ૨૫

[ ઊથલુ ]

[21]સઙ્ગિ સ્ત્રીજન સઘલી નઇ, પઞ્ચાલી તવ ઘરિ રહ્યા,
ધર્મનૂ દરશન કરવાનઇ, મધ્યાહ્નિ એકલા ગયા ૨૬

૧૧૩૫

---

૧૮. અમાં ૨૨-૨૩ ઊ૦ પા૦ ૧૯ દ્વારિ ૬ ૨૦ ઇમા આ કડીની લીટીયો ઊ૦ પા૦ અમા આ કડીને બદલે — પૂર્વછાયો

"સુદ્રષ્ણા ગ્યાં સ્નાન કરવા, સહૂ સ્ત્રીજન સહુ ગયાં
વ્રત હતૂ એકાદશીનૂ દ્રુપદી ઘેર એકલાં રહ્યાં ૨૩"

૨૧. આ કડી અમા નથી સરવાળો -અ-૧૧૫૦, બ-૧૧૦૨ા, ઇ-૧૧૩૯; ડ-૧૧૪૫, ઇ-૧૧૪૦, ફે-૧૧૪૨, ઠ ૫૮૬

## કડવું ૪૫ મું—રાગ એજ

એકલડી અર્જુના નીસરી; રાયનું દરશન કરવા પરવરી;
મનિ ધરી ધ્યાન પાંચિ કન્થનું    રે. ૧

ઢાલ–કન્થ કેરૂં ધ્યાન ધરતી, એકાન્તિ સાધી કાલ;
અરે પુરુષ નાભિ કો નહીં તિહાં, [1]એકલડા ભૂપાલ. ૨
[2]ઝડવડી [3]ચતુરા નીકલી, અનુચરિ દીઠી નારિ;
કીચકકીચકનઠિ કહ્યું; તતકાલ થયુ અસવાર. ૩
સબલ રેવન્ત પલાણ્યુ; નઠ ચડી ચાલ્યુ ભૂર;
'જાણિ હવડાં ગ્રહી લ્યાવેશ; રખે થાઇ અસૂર !' ૪
[4]પોલિ દ્વારિ [5]રહ્યુ છાનુ; રહ્યુ નિહાલી વાટ;
"રખે [6]વનિતા વહી ગઈ [7]હુઇ !" આણ્યુ અતિ ઉચાટ. ૫
એતલઇ અબલા કરી દરશન, નીકલી તતખેવ;
આવી મિલ્યુ મુખિ કરઇ લવરી, જેહની ભૂંડી ટેવ. ૬
દ્રુપદી જાણી નહીં જે, પ્રથમ હુઇ છઇ વાત;
[8]"હિવિ, બાઇઇ તુઝ કહ્યું છઇ જે, બોલ મુઝ સઙ્ઘાતિ. ૭
શા માટિ અઙ્ગઇ શણગારી? [9]કાં વસ્ત્ર નહિ શૃઙ્ગાર ?
પટકુલ પઇહિરી સજુ ભૂષણ; કરૂં અઙ્ગીકાર. ૮
પટરાગિણી [જે] ઘરઇ માહરઇ, તે કરૂં તુઝ દાસ;
અનુચર થયુ [10]નિતિ કરૂં સેવા; આવુ અમ આવાસિ." ૯
કુદ્રષ્ટિ કવચન સુણી શામા, ઉચરયાં મુખિ વાણિ:
"માથા તણુ ઘા, ભૂર ! ભૂલ્યુ; હવડાં લેશિ પ્રાણ. ૧૦

---

કડવું ૪૫ મું:—૧. ન દીઠો ભૂપાલ. અ. ૨. જે ઘડીયે. હ. ચડ-વડ કરચા. અ. ૩. વીહરિ. ક. ૪. વાટિ થઇ અછતુ રહ્યુ. ક. ૫. થઇ અછતુ. અ. ક. ૬. કામની. ક. ૭. ધિરિ. ક. ૮. બેન મારીએ કહ્યું હોય તો, તું. અ. ૯. આંગ હીંડ વસ્ત્ર. રા°. ક. ૧૦. ક્રૂં. કે. આખું ચરણ:- "તે દાસી થૈને કરે સેવા." અ.

પાંચ [11]મુઝ શિર ગડગડઇ, જેહ્વા કૃતાન્તક કાલ,
ફિટિ કુબુદ્ધિ ! તૂં શ્યૂં લવ્યુ રે ? દૂહ્વાશિ ભૂપાલ. ૧૧
જારે ભૂંડા ! જાતિવ્યુહુણા ! [12]પંરનારિશ્યૂં શુ વાદ ?
ગોખરૂ-મૂલઇ હાથ ઘાલ્યુ; ઊતરશિ તુઝ નાદ." ૧૨
[13]એહ્વૂં કિહિતાં તિન્યુ તેજી; ધશુ સાહ્વા હાથ;
એતલઇ તીરથ થિકાં આવ્યાં, સુદેષ્ણા સવિ સાથિ. ૧૩
"વારિ, બાઇ ! તૂં વીર તાહરુ; જીમ જાઇ છિ દૂરિ;
કિહિ, 'ઘરિ રહીનઇ કરચૂ ભૂંડૂં; [14](એ) આ મરાણ્ુ ભૂર.' ૧૪
(એ) અજ્ઞાન કાંઇ નથી જાણતુ, એ અબુધ મૂરખ અન્ધ;
કામિ વાહ્યુ કરઇ લવરીઃ ઊપજશિ [15]મ્હા ધન્ધ. ૧૫
તમ્યો કહિશુ, 'કહ્યૂં કાં નહિ ? વારત રૂડી પઘરિ.'
સતી સાથિ કદ્રિષ્ટિ કરતા, કાલ [16]પુહુતુ ઘઘરિ." ૧૬
એહ્વૂં કહી એકાન્તિ બઇઠી; મિહિનિ વારયુ વીરઃ
"મરુ ફોકટ કાજિ કા, ભાઇ ?" ભરઇ નૈણે નીર; ૧૭
"સબલ સુન્દર નારિ તુઝ ઘરિ; (વલી) પરણિ બીજી વાર;
જાતિ ભાતિ એહ્‌ની નથી જાણતા; [17](ભૂંડી) કરશિ કુલસહ્રાંર. ૧૮
વેષ દાસી તણુ છઇ; અભિમાન મુખ મછરાલ;
[18]બડુ બાર ગામનુ એહ્‌નિ છિ; શિર કન્થ છઇ ભૂપાલ. ૧૯
કામ એશ્યૂં આપણિં છિ શ્યૂં ? અરે માહ્રા વીર !
એ કુશલિ (આં)હાંથી નીસરઇ, તુ [19]સુખી સકલ શરીર." ૨૦

૧૧. ગાન્ધર્વ મુઝ ઙ. ૧૨. પરદારાશૂં ફ. ૧૩. એમ કરતાં સજ-થિયો. અ. ૧૪. એ કાલિ મારશુ ભૂર. ફ-ઇ. ૧૫. આંહાં. ડ. ૧૬. પુહુચશિ શરીર. ક. ઘિરિ. ફ. —આ કડી અ-ઇમાં નથી. ૧૭. એ જુ. ફ. ૧૮. સરૂ, ઇ-ફ. —એને બરો બારજ ગામનો અ. ૧૯. સુખ સમસ્ત ફ.

કૈઉ કહિ. " તૂં સત્ય કહિ (છઇ); એક વાર [20]એહજ દાસિ,
મોકલે મુઝ મીટિ આગલિ; પછઇ ન કરૂં આસ." ૨૧

પગે લાગી માન માગઇ; દિયિ અઙ્ગુલિ મુખ માંહિ:
" સદા [સેવક] થૈનિ તાહરુ, રહેશ, માહ્‌રી માઇ!" ૨૨

વીર-વહણે બિહિન બોલી, "(એ) સાંસતાનૂં કામ;
[21]એક વાર તાહ્‌રિઇ મોકલૂં છૂં, [22]હૂંજ ધાતી હામ." ..૨૩

હરખ-ભરિ ભડ વલ્યુ પાછુ, " સકલ શીધાં કાજ;
હશિ તુ વલી જાણુશૂં રે; અદ્રિષ્ટિની શી લાજ? ૨૪

### ઊથલુ

અદ્રિષ્ટિની શી લાજ એહ્‌ની, જેહ્‌નઇ પારિ નહીં નર કોઇ?"
[23]વિરહિ જોઇ વાટડી નઇ; રચઇ મન્દિર સોય. ૨૫
૧૧૬૦

---

૨૦. એ નિજ. ફ—આ કડી પછી અ-ક-હમાં વધારેઃ—
" એ કારય-યોગિ નહીં કામિની, લો સૂરય-કોટિ પ્રકાશ.
એ માટિ દાસી સહસ્ર આપૂં; મોકલિ મુઝ આવાસિ."

૨૧. "એક વાર એને મોકલ્‌, તૂં કહે તેણુ કામ્ય." આ. ૨૨. મધ્યાહ્નિ તેણિ કામ્ય. ફ. રાખે મતિ તેણિ કામ્ય. ક. ૨૨પે. ઇ. ૨૩ "મન્દિર કરયો વાટડી, માહ્‌રી બિહિનિ કહિયૂં સોય" ક. મન્દિરમાં રહિ સોય; ઇ. રહે મન્દિરમાં-અ. સરવાળોઃ— અ-૧૧૭૭; ખ-૧૧૨૮।।; ક-૧૧૬૫; ૮-૧૧૭૦; ઇ-૧૧૬૪; ફ-૧૧૬૭; હ-૧૧૨.

## કડવૂં ૪૬ મૂં—રાગ એજ

એક વાર સવિ સુન્દરી, ધરિ ગોત્રજની પૂજા કરી;
[1]કરિ ધરી પાત્ર પ્રેમદા મદિ ભરી  રે.  ૧

ઢાલ—મદિ ભરી માગઇ સાભરયૂં, વીર કૈઉ કૈચક જેહ;
[2]વાઇદુ કરી વારયુ હૂતુ, [3]વાટ જોશિ તેહ.  ૨

[4]પાત્ર ગ્રહી કરિ [5]પ્રેમુદા, શૈન્દ્રીનિં કીધુ સાદઃ
[6]"દેવિ માહ્‌રી તણૂં ભક્ષ, મદિ લેઇ [7]આવિ પ્રસાદ.  ૩

[8]વીર-ધરિ છઇ વારુણી," એહ્‌વૂં સુણી કીધી વાતઃ
"અરે કાલિ ભૂંડિ તમ દેખતાં, ગ્રહ્યુ તે માહરુ હાથ.  ૪

[9]માની દૂધ, બગ મછ દીઠઇ, કામી તણઇ મનિ નારિ;
અગ્નિઘ્રત એક સંઙ્ગિ મિલિ, ઝાલ ઊઠઇ [10]હાહ્‌રિ.  ૫

મર્મ [11]જાણ્યા વિના મુઝનઇ, મ મોકલુ, માહ્‌રી માત!
આહાં હવડા ઊપજશિ કાઇ, અભિનવુ ઉતપાત."  ૬

"નારે બાઇ! કાંઇ નહીં કહઇ; મિ વારયુ છઇ રૂડી પઇરિ;
નામ લિ જુ તે તાહરૂં, વિહિલી આવે ઘઇરિ."  ૭

---

કડવૂં ૪૬ મૂં—૧. મન્ય ધરી પાત્ર પ્રેમદા મન્ય ભર રે. ઇ. ૨. વાયદિ પરઠી મોકલૂં, મુઝ કેડ મૂકવિ એહ ક. ૩. દિન વહી ગયો તન તેહ. ઇ. ૪. હેમ° ઇ-ફ. ૫. °દા સાંચરી. ઇ. ૬. વીર માહ્‌રા તણિ ભખિ. ફ-ઇ. "મધ આપો માહ્‌રા વીરને, ગોત્રજનો પ્રસાદ." હ. ૭ જાવૂ ફ. આપિ. ઇ ૮. "અરે માતા! એ શું બોલ્યાં? તહો જાણુ સઘલી વાત" ઇ-ફ. જાણતાં મવિ ક—આ કડી અમાં નથી. ૯. આ કડી હ માં નથી ૧૦. સાર ઇ. ૧૧, જણાવ્યા હુતા મૂઝનિં, ફ.

[12]મનિ જાણઇ, 'જાઇ પરી, અમ કન્ય મોહ્રિ મન;
પછઇ હૂં ધરિ શું કરૂં ? એ સ્ત્રીશિરોમણિ તન.' ૮
"બાઇ! બીહુક લાજઇ તાહરી. તૂં નિશ્ચન્ત હીંડિનિ, નારિ!
પેટ ભરી મિ શીખ દીધી; 'નહીં કરઇ [13]કનવાર'' ૯
પરવશિ પ્રેમદા શું કરઇ ? કરિ અહ્યૂં વારુણીપાત્ર;
જાતાં આવ્યૂં ધર ઢૂકડું; થિર થિર ધ્રૂજઇ ગાત્ર. ૧૦
"પાપી મુઝનઇ શું [14]કરશિ ? મુઝ દુ:ખી થાશિ નાથ;
[15]કહિશિ, 'નારિ માટઇ નીપનુ,' છાનાં રહ્યાં ઉતપાત." ૧૧
વિમાસતી સ્ત્રી જૈ પુહુતી, કૈઆનઇ આવાસિ;
[16]એકાન્તિ બઇઠા નિરખિયા; જૈ પાત્ર મેહ્લ્યૂં [17]પાશિ. ૧૨
ઇણકી ઊઠ્યુ હાથિ સાહી; દ્રુપદી તેણી વાર:
'અનરથ [18]આ તુ ઊપનુ; હવિ કુણ કરશિ સાર? ૧૩
આંહાં પુરુષ નામઇ કો નથી, [19]નવિ નારિ દીસઇ કોય;"
તાણી આણી આંગણઇ; [20]દિનકર સાહ્મૂં જોય: ૧૪
"નિષ્કલંક દેહી તણા દાતા! રત્નાદેના [21]કન્થ!
ધર્મસાખી! વિશ્વવ્યાપક! દુષ્ટનુ કરિ [22]અન્ત. ૧૫

---

૧૨. "*એ બાઇ પાખિ હૂં સારૂં શિ ? ×એહનિ રાજ્ય બાહિરિ કાઢીઇ.
એહવા અકરમી †બાઇ ઊપજિ, ‡તે દૂખ માની શકીઇ." ફ–ઇ.

[ * તે વીરને હૂં શું કરૂં ? અ. × 'કાઢું રાયથી છેહ.' અ–ક. † વીર. અ. ‡ ધિક જાતુની–દેહ.' અ–ક. ] ૧૩. કણુવાર. ફ. અવવાઇ. અ. ૧૪. કહિશિ. ફ. ૧૫. એ નારિ માટિ નિષ્પિચયાઇ, ઇ–ફ." કેઈ નારિ કારણ નશ્યજ્યાંઇ, ઊપની ઉપઘાત." અ. ૧૬. મદ્ય કરતુ, નિરખિઉ, ફ. ધર મધ્યે બેઠો દીઠો. અ. ૧૭. પાસઇ. ઇ. ૧૮. કરતા. ઇ. ઉતપન્યુ, ફ. ૧૯. ત્યાંહાં ન દીસિ કો નારિ. ફ–ઇ. ૨૦. દિનકરનિ રાજભાહિ. ફ. માહ્રિ સઉઆસ. ઇ. ૨૧. °વર. ફ. °રૂ–અરધારઇ. ૨૨. સંહાર. ઇ.

[૨૩]મુઝ સતી સાહ્મૂં જોઇ અલવિં, સહસ્રકિરણ ! સુજાણ !"
રાક્ષસ એક [૨૪]અદ્રિષ્ટિ આવી, મૂકાવુ દુષ્ટપાણિ. ૧૬

નારિ નાઠી સભા સાહ્મી, જિહાં બઇઠા (છઇ) રાય;
[૨૫]રાક્ષસ-બલઇ રાણી ઉજાઇ; [૨૬]દુરબુદ્ધિ કેડઇ ધાય. ૧૭

સભા-સમીપિ [૨૭]સાંસતી થઈ, જાણ્યૂં 'નહી' લિઇ નામ,'
જ્યોધ-સઘલાં દેખતાં, પદપ્રહાર કીધુ તામ. ૧૮

[૨૮]ભીમ મહાભડ અનઇ સહિદે, નિકુલ નઇ નિજ ધર્મ,
[૨૯]લાજ મનિ આણી નહીં; કીધૂં મહા દુષ્ટ કર્મ. ૧૯

[૩૦]દ્રુમ-છેદની પરિ પડી પ્રેમદા; ક્ષણ એક વલી સ્રીસાન;
વાયુ પ્રેરી રાખ્યુ કૈચક, વેગલુ સન્નિધાન. ૨૦

સભા સુપી વલ્યુ રાક્ષસ, નહીંતુ કિમ મેહ્લઇ ધાય ?
સતી-શિરોમણિ દ્રુપદી જેહ્નઇ, વાહ્લા વૈકુણ્ઠરાય; ૨૧

---

૨૩. સતી સાથે જોર કરતો, અ. ૨૪. અન્તિક્ષિ થકી, અદૃષ્ટિ મૂકાવ્યા પાણિ. ફ-ઇ. ૨૫. સબલપણિ. ફ. પરન્તુઃ—

" ઝાટિકિ કરિ પડ્યુ પ્રથવી. નારી નાઠી જાય;
સભા-આગલિ જૈને ઊભી. કામાન્ધ કેડિ ધાય " ક

૨૬. કામી પૂંઠિ ધાય. ઇ. ૨૭. જૈને પોતી. અ. ૨૮. "ભીમ ભડ, નિકુલ નિ સિહિદેવ, બિઠા બલવન્ત ધર્મ." ઇ-ફ. ૧૯–૨૦ આમાં ઊ૦ પા૦ ૨૯. વૈરાટ નિં સવિ સુભટ જોતાં. ક સદ્ગિ ફ-ઇ. ૩૦. અહીંથી બે કડી બદલઃ—

"ત્યાહારિ નારિ મૂરછા ખાઇ પડી, *પ્રથવી છેદિયૂં યમ દ્રુમ.
ક્ષણ એક થઇ સાંસતી, અનિ બોલિયાં મુખિ ઇમ." ઇ-ફ.
[* જાણિયે પાઠ દ્રુમ; મૂલમાંથી વૃક્ષ ખડ઼, સતી પડીયાં તેમ. અ.
"વૃક્ષની પેરચ પડી પ્રથવી; ×દુષ્ટે મેલ્યા પાય.
સતી-શિરોમણિ દ્રુપદી, કહી ભલાવે વૈકુઠણરાય." ઉ.
[ × વાહૂ કો નવ્ય ધાય. ખ. ]

[31]દુષ્ટિ પાટૂ પ્રેમદાનઇ, મેહ્લી સભા–મઝારિ;
ભીમ [32]મરડી ઊઠ્યું'તુ, તવ ધર્મિં રાખ્યુ વારિ: 22

---

31. આ કડી હમાં નથી. આ પ્હેલાં અ-ઇ-કમાં વધારે:—

"વૈરાટ રાજા ! સુણ્ય સહૂકો, રમતિ રાખી વાત:
યેહનુ રાજા જૂ રમિ, તેહની સ્ત્રી સિહિ ઉપઘાત. 1
મૂંછ–ડાઢી સહિત યોધા, ધરચાં કરિ હથિઆર;
*રાખવતની પિરિં જૂઉ સઘલા; ધિક ધિક તમ અવતાર. 2
સતી વણિ ×તનિ પ્રહાર દેખી કયંમ સાંસિહિ વીર ?
દયાવન્તા‡ સુધીર દાતા અભઙ્ગ–આત્મ–શરીર. 3
દેવ દૈત્ય સુધિ વશિ કરયા, પૂજનિક સંસારિ;
શરણાગતિ–વિશ્રામે સાથા, †માન–રાખણહાર; 4
ત્રિહિ આયુધ, ધરા મૂજિ; શક્તિ સુરપતિ–ઈશ;
વિધાતાઇ નિર્મિયા, તે કાંઈ††ન કરિ રીસ. 5
વિલમ્બિ નહીં; સુણી દીનવાણી ગન્ધર્વ ગોપ્ય§પ્રકાશ,
એક સૂતપુત્રે હણી પ્રેમદા, +નવિ કરી સકિ તેહનુ નાશ.' 6
વચન સુણી વૈરાટ સહૂ પ્રતિં કહ્યું, 'હરિ કલપાન્ત.' ××
કહ્યું ક્રિહિ, 'મનિ શોક માણેરિ; ગન્ધર્વ આણશિં તેહનુ અન્ત. 7

[ * સબલ બલવન્તની પિરિય જૂયો સાંહમૂં', ઇ. × શિર. અ. ‡ °નિધાન. અ. † સુઝનિ. ઇ. ઇ માં આ ૪થી કડી, ૬ ઠ્ઠી પછી છે. †† ભાઇ ! કાં કરો તમે રીસ ? અ. § થાય. ઇ. +એનો ગાન્ધર્વ કરસ્યે નાશ. અ. ××. હુલસહૂાર, ઇ. –તે પછી ઇમાં ૧ લીટી વધારે:— "સભા મધ્યિ દુષ્ટકર્મ કીધૂં, ચરણ હણી વાં નારય."—છેલ્લી ૭ મી કડી પછી અ-ઇમાં ૧ લીટી વધારે:–"નારયનિ ઉપઘાત કીધુ, યેહનૂં ખોટૂં અન્ત"]

—આ ૨૨મી અંકડો ક–ખ માં:—

"યેય બિઠી વદિ વાણી સભા–મધ્યિ *નારિ:
*યેહનુ સ્વામી દ્યૂત રમિ, ત્યાંહા ત્રીતનિ હુઇ પ્રહાર. 1
+મુખિ મૂછિ સાથિ સભામધ્ય ગ્રહી [ નિં ] આયુધ,
પરસો–સૂરા પ્રાક્રમીની સ્ત્રીનિ પ્રહારજ કીધ." 2

"દિવસ થોડા રહ્યા કેડિ, વિણસશિ, વીર ! વાત;
પરવશિ ગણશુ કેતલૂં, સુખ દુઃખ પર–ઉપવાત ?" ૨૩
પછઇ પ્રેમુદા કહિ સભા–મધિ, સહિત જ્યોધ વિરાટઃ
[૩૩]"ધિક્ક આયુધ, ધિક્ક ડાઢી, રમુ સોગઠે પાટિ. ૨૪
શૂર, દાતા, ધર્મજ્ઞાની, શરણાગતિ–સાધાર;
પરદુઃખભઞ્જન, રિપુ–ગઞ્જન, ન સહી સકિ સ્ત્રી–પ્રહાર." ૨૫
વિરાટ કહિ, " કાઇ હશિ ભૂંડૂ, દિવસ થોડા માહિ."
ધર્મ કહિ, "તુઝ દુઃખ ટલશિ, જાઉ સ્ત્રી ! ઘર માહિ." ૨૬
દુઃખ કરતી નીકળી, ઢાલતી નૈણે નીરઃ
[૩૪]"મુઝ ઘટિ તેહજ નીપનૂં, જિમ લિઊ જ્યાદવનીર. ૨૭

૧વકરાવ વાણી તેણિ×જાણી ઊઠિયુ તેણી વાર
××'મછ-નગરી–ઠામ ફેડૂ' ધર્મિં વારિયુ તેણી વાર " ૩
[*ભરતાર ખ. + "સંન્મુખ્ય જઇ ગ્રહી આયુધ, સભા બેઠા સીધ" ખ × સાભલી, ભીમે જાણિયૂ તેણી વાર ખ. ××સુહુરે મારી ખ.] ૩૨. ભડ ફે. ૩૩. આ ૨૪મી થી ૩ કડી બદલ અ–ખ–ક–ઇ–ફે–હમાં–
"વૈરાટ *સાહામૂ જોઇ રહ્યા, ×નવિ લીધૂ તેહનૂ નામ
પાપી છિ માથા–ઊફરુ, હવડા નહી કીજિ કામ
† ભરથાર–વાણી સુણી રાણી વલી પાછી નારિ,
" + પરઘિરિ થિકી પ્રભૂ શૂ કરિ ? સમરયા દેવમુરારિ
[ ● સર્વ ક. ×પણિ કિણિ ન ક. +ક–ખમા આ કડીઃ—
"ભરથાર ભામિની–પ્રતિ બોલિ, 'શૂ કહિ રે વારોવારિ ?
§ મારતાં મહીપતિ ન બોંટયા ગન્ધર્વ કરશિ સાર ?
+ પરવશ સ્વામી માહારા શૂ કરે ? અ. § થિયે કામે સર્વ પત્ય ખોટૂં, કહે વારવાર ખ. ]
૩૪. આ લીટી બદલ ક–ખમા ૨૬મી ને પૂર્વાર્ધ છે—૨૭ થી ત્રણ કડી બદલ અ–ઇ–ફેમાં—
" વલી પૂઠિ મ્યલ્યુ આવી, કેશ ●સાહ્યા કર માહિ,
અવનીઇ તાણી ×તન કોમલ, રગતિ 'અઙ્ગૂં ભરાઇ. ૩૨ "
[ ● ગ્રહ્યા ઇ × અઙ્ગ અ. ]

[35]વેલા–વશિ નવિ બોલિઆં, એ કિમ મારેઇ [36]મુઝ ?"
[37]કપટી કેડિ મિલ્યુ આવી, "ન જાવા દિઊં [38]તુઝ"　　૨૮
કેશ સાહી કામિની તે, તાણી અવની માંહિ;
કોમલ કાયા કાંકરા તનિ ખૂતાં; રગતિ ભરાઇ.　　૨૯ / ૧૧૮૯.

---

## કડવું ૪૭ મૂં—રાગ [1]કેદાર–ગુડી

[2]કેશ સારી કામિની રે, તાણી અવની મઝારિ રે;
હા હા, 'કૃષ્ણ' કરીનઇ રોઇ પડી, દુષ્ટ તણઇ વશિ નારિ રે. ૧
[3]સમરણ કરિ શ્રીસારિંગધરનૂં, "[4]તૂં છઇ દયાનિધાન રે;
પતિતપાવન બિરદ તમારૂં, તૂં કમલાપતિ કાહ્ન રે.　　૨

---

૩૫. નારિ કિહિ પરવશિ પિઉ. ક–ખ. ૩૬. કપટી કેડય. ખ. ૩૭. મલ્યો આહી પાપિયો, ખ. ૩૮. ઘેરય. ખ. સરવાળો:—અ–૧૨૦૫; બ–૧૧૫૮ાા; ક–૧૧૯૫; ડ–૧૧૯૯; ઇ–૧૧૯૬; ફે–૧૧૯૯; ઉ–૬૪૨.

કડવું ૪૭ મૂં:—૧. કેદાર ગોડી, ઇ. ૨. ૧લી કડી બદલ અ–બ–ક–ઇ–ફે–ઉ પ્રતિયો નીચે પ્રમાણે ૨ કડી આપે છે:—

"અબલા અવની ઊપરિ પડી; 'હા કૃષ્ણ, કૃષ્ણ !' કરીનિ રડી;
* પડી રે દુષ્ટ તણિ કરિ કામ્યની રે.　　૧
ઢાલ:— ×કામ્યની દુષ્ટ–કરિ પડી; રાતે લોચન રોય;
સ્મરણ કરિ †જગદીશનૂં, સામલા +સાહમૂં જોઇ. ૨"

[ * ચડી. ઇ–ઉ.—ઉમાં આ ચરણ પછી ૧ ચરણ વધારે:—
"વાહરે આવો, શ્રીકૃષ્ણજી ! તમે ઉ." × દુષ્ટ–કરિ ચડી કામિની ક–અ–બ–ઉ † શ્રીસારિંગધરનૂં. બ. સારંગ તણું. ક. શ્રીકૃષ્ણનૂં. અ + કરવી સોય. અ. ઇમાં વધારે:—યાદવજી સાહમૂં જોય. "]

૩. (રજ્ઞ અરતાં ઉ) શામા સ્તુતિ કરિ તે શ્રીકૃષ્ણજીની, અ–બ–ક–ઈ–ફે–ઉ.
૪. નાથજી તૂં અ–બ–ઇ–ફે.

[૫]ભક્તવચ્છલ ભૂધિર ભયભઞ્જન! સાર કરુ, કરુણાલ રે!
અનાથ તણુ તૂં નાથ [૬]કહાવઇ, [૭]પ્રભુજી! કીજઇ સમ્ભાલ રે. ૩
[૮]સવરા માંહિ પરહાથથી રાખી, ત્યારિ કીધૂં સાહ્જ રે;
પ્રભુ! લાક્ષાગૃહ યિકાં રે ઊગારચાં; તે આ વેલાનઇ કાજિ રે? ૪
મહા વન માંહિ વાસ કરાવ્યુ, (છાંડચૂં) ઇન્દ્રપ્રસ્થનૂં રાજિ રે;
દ્યૂત હરાવ્યાં નઇ સુખિ રાખ્યાં; તે આ વેલાનઇ કાજિ રે? ૫
ભરી સભામાંહિ ચીર, હરિ! પૂરચાં દુરજ્યોધન દલ–મઝારિ રે;
દુઃશાસન દુષ્ટ થકી [૧૦]ઊગારી; તે આ વેલાનઇ કાજિ રે? ૬
દૂતકામિક આવ્યા ઋષિ ભૂખ્યા, વાનપ્રસ્થ મુનિરાજ રે;
સૂર્યપઇ સ્થાલી અપાવી; તે આ વેલાનઇ કાજિ રે? ૭
દુર્વાસા આવ્યા શાપ દેવા, દસ સહસ્ર વિપ્રારથી ગાજિ રે;
ત્યારઇ સાર કરી [૧૧]સહ્વારી; તે આ વેલાનઇ કાજિ રે? ૮
[૧૨]પોતિ ભૂખ્યા થૈનઇ પધારચા; આણી અહ્મારી દાહ્જિ રે;
[૧૩]શાકપત્રિ વિશ્વ પૂરણ કીધૂં; તે આ વેલાનઈ કાજિ રે? ૯
કાષ્ટભક્ષ કરતા'તા ભૂપતિ; હૂં કરતી તન ત્યાજિ રે;
[૧૪]ત્યારિ શીદ ઊગારચા, શામલા? તે આ વેલાનઇં કાજિ રે ?
આહાં [૧૫]આવતા કુણઇ ન જાણ્યા; છાનાં ન કીધાં બાહ્જિ રે;
જીમૂત મલ્લ યિકા કરિ સાહ્યા; તે આ વેલાનઇ કાજિ રે? ૧૧
[૧૬]સ્વામી કહિતા, 'તૂં છઇ અતિ વાહ્લી,' તુ કા રે વીસારી આજિરે?
તે માટઇ ધણિ દામઇ રાખ્યા; તે આ વેલાનઇ કાજિ રે? ૧૨

૫. પૂરણબ્રહ્મ તૂં ભક્તવત્સલ, ઙ. ૬. નારાયણ. ઙ–બ–ફ. ૭. સેવક-જનપ્રતિપાલ રે. ઙ–બ ૮. સ્વયંવરમણ્ડપિ. ફ "સવરામણ્ડપમાં હરિ રાખ્યા; કરી અમારી સારરે" અ —આ ૪ થી કડી ઙમાં નથી. ૯. યાદવ! ફ. ૧૦. °કા કર સાયા. અ. ૧૧ સારિઙ્ગધર! ઇ–ફે ૧૨. આ લીટી અમાં નથી. ઈમાં ૯–૧૦ ઉ. પા. ૧૩. અમાં ૯મીનો ઉત્તરાર્ધ ને ૧૦મીનો પૂર્વાર્ધ ઉ૦ પા. ૧૪. આ લીટી અમાં નથી. ઙમાં આ આખી કડીજ નથી. ૧૫. સ્હાં. ફ. ૧૬. "અફ્ગે બરદ તમારે ભારે, રાખો, શ્રી મહારાજ રે!" અ.

અનેક [17]ભક્ત ઊધરિઆ આગઇ; તેહ [18]વિમાસણ થાઇ રે;
[19]લાજ લાગઇ, લક્ષ્મીવર ! તુઝનઈ; માહરૂં કાંઇ ન જાઇ રે. ૧૩

ભક્ત પાણ્ડવ સરખા [20]વનિ રાખ્યા, જે ન મૂકિ મુખિ નામ રે;
અજામેલ ગુણિકા ગજ રાખ્યાં; હરિ વિમુખ તણું કરયૂં કામ રે. ૧૪

[21]અગન્યાન પિંડુ મુખિ નામ જપ્યૂં; મુખિ પામઇ સ્વર્ગ લોક રે;
[22]તૂં ટાલી કહિનઇ કહૂં, ત્રિકમ ? ભાંજિ અમારા શોક રે." ૧૫

અતિ [23]આરતિં સ્તવ્યા [24]જિદુનન્દન; કરયૂં પચ્યાલીનૂં સાહ્જિરે;
[25]વાયુ પ્રેરી કેશપાશ મૂકાવ્યા; કીધી કામિની ત્યાજિ રેઃ ૧૬
"હૂં આજ, અબલા ! મૂકૂં(છૂં) તુઝનઇ, જુ [26]નહીં આવિ ધઇરિ રે;
કુણિ ઉપર કરી મૂકાવી ? જોઇ ભૂપતિની પધરિ રે ? ૧૭

વલી કો દુઇ તેનઇ તૂં કહિજે; જોશે કરતા સમ્ભાલ રે:
જુ તૂં ઘરિ બઇઠાં નહીં આવઇ, તુ ખૂટુ તુઝ કાલ રે. ૧૮

રાઉત રાંક રાય વશિ માહ્‌રઇ; જે આપૂં તે ખાઇ રે;
તે માટઇ બઇઠી કરિ લીલા, તૂં માહ્‌રા ઘર માંહિ રે. ૧૯

પાટૂ મારતાં જોયૂં પારખૂં, વિરાટ કેરૂં આજ રે;
જ્યોધ સઇહિયા જોઇ રહ્યા સાહ્‌મૂં: કુણઇ ન લોપી લાજ રે." ૨૦

---

૧૭. ભૂપતિ ક. ૧૮. તહ્મે મહારાજ રે. ઇ. ૧૯. "ભક્ત પાણ્ડવ જેવા વન રોખ્યા; એમ ન ઘટે જદુરાયરે" અ. "તે માટિ તહ્મનિ કહૂં ત્રિકમ ! તે આવેડાને કાપુ રે ? ઇ. ૨૦. નવિ પાલ્યા. ફે. દાસ છે, તાહ્‌રા, અધક્ષણુ ન મેલે નામ રે. અ. ૨૧. અધન એક નામ જપિ મુખ, ફે. "અસુરે એક નામ જપ્યૂં મુખેં તે પામ્યો સ્વર્ગ" અ. ૨૨. તે માટે તુજને કહૂં, અ. ૨૩. આદરિં. ફે. આનન્દે, અ. ૨૪. મુકુન્દન. ફે. ૨૫. "કેશપાશ મુક્યા મહાપાપી; કૃષ્ણાની કીધી સાહરે." ક-ઇ-ફે. "પૂરણ પ્રીત્ય સમ્ભાલી પ્રભુજી ! રહે લાગી હાક્ય રે" અ. ૨૬. હાથ ન°. ફે.

[૨૭]ઇમ કહીનઇ વીર વલ્યુ પાછુ, ગયુ પોતાનઇ અવાશિ રે,
પઞ્ચાલી ઘરિ આવ્યા પાધરા, બઇઠા રાણી–પાશિ રે  ૨૧
"બાઇ રે ! [૨૮]હૂં તમ્યો ત્યહા રે મોકલી, જિહા તમારુ ભ્રાત્રિ રે,
[૨૯]ઉઠીનઇ આવ્યુ મુઝ પાસઇ, સાહ્યુ માહરુ હાથ રે  ૨૨
મૂકાવી કર નઇ હૂ નાઠી, પુહુતી રાજદ્વારિ રે,
ભરી સભા રાય–જ્યોધ દેખતા, મારી પાટૂ પ્રહાર રે.  ૨૩
રાય વિરાટ [૩૦]જ્યોધ સહૂ જોઇ, કોઇ ન રાખઇ વારી રે,
વલી પૂંઠિ ધશી ગ્રેશ ગ્રહ્યા મુઝ, [૩૧]ભૂતલિ નાખી મારી રે" ૨૪
રાણીનઇ [૩૨]તવ રગત દેખાડ્યૂ; હૈઉ ફાટિ ઘણી રોઇરે
"દસો દશિ દેખી મિ [૩૩]ઉદવસ, માહ્રિ આહા નહી કોય રે" ૨૫
હાથિ ગ્રહી હૈઆશૂ ચાપી, "એહ્વુ રખાવૂ વારી રે,
[૩૪]રાય દેખતા અન્યા કરયુ છઇ, કાલિ નખાવશિ મારી રે. ૨૬
ભરી સભા માહિ ભૂપતિ ન બોલ્યા નાક–નમણિ[૩૫] એણી કીધી રે,
વ્યાહ્નણા માહિ આફણી જાણુશુ, જેહ્ની શીખામણ દીધી રે"  ૨૭
અનેક પરિ આશ્વાસના દીધી, રામા રોતી રાખી રે,
[૩૬]કહિ દ્રુપદી, "માહ્રા દાતજ કાઢયા, હવઇ નાથ નહીં રહિ
સાખી રે  ૨૮
૧૨૧૭



૨૭. કિહિત ખેવ ફ. ૨૮ મુને ત્યા સીદ મોકલી ? અ ૨૯ ઓઠી ૩ ૩૦ જોઇ રહ્યા સાહામૂ, ફ ૩૧ ભોમિ આછટી, ક–ખ–ડ પડી ક્ષ્ ઇ–ફ ૩૨ તનિ ફ ૩૩ ઉજ્જડ ફ ક "ચારે દસે મુને દીઠી ઉઘાડી, જાણ્ અ. ૩૪ આ કડી અ–ઇ–ફ મા નથી ૩૫ °નમાવણ્ કીધ રે, ફ °નવઢણ્ કીધ રે અ ૩૬ "રાણી કિહિ રૂપી પિરિ વારશ્ હવિ ન રહિ કો સાખી રે" ફ "રાણી કહે, એણે દાત કાઢયા છે હવે તમે રહો સાખી રે" અ સરવાળો – અ–૧૨૩૨, ખ ૧૧૮૭ાા, ક–૧૨૨૪, ડ–૧૨૨૭ (૧૨૨૫ ?), ઇ ૧૨૨૪, ફ–૧૨૨૭, ઉ–૬૬ .

## કડવું ૪૮ મૂં—રાગ રામગ્રી

વૈશમ્પાઇન કહિ, સુણિ, રાયજી!
તે દિન દ્રુપદીનઈં દોહિલિ જાઇજી. ૧

ઢાલ—તે દિન દોહિલિ નીગમ્યું રે, દ્રુપદીઇ તેણી વાર;
પછઇ દિનકર આથમ્યુ, અનઈ મનિ કરયુ વિચાર: ૨

"હવઇ કહૂં રે માહરા કન્યજીનઈ, 'એ કરશિ કાલિ ઉપઘાત;'
પછઇ કહિશિ અમનઈ, 'તિ શિ ન જણાવી વાત?' ૩
પરપુરુષના કર અડચા-પછઇ, મરણ ભલૂં સંસારિ."
વિચાર કરતાં જ્યાંમ એક[1]નઇ સમિ, ગઈ તેણઇ ઠાહુરિ. ૪

વિરાટ સ્થાનકિ જે પુહચા, સુદિષ્ણા-સહ્રૂતિ.
શૈઇન્દ્રી-સર્વ સાથ સૂતૂ, પછઇ દ્રુપદી એકાન્તિ, ૫
[2]નિશા પડી ઊઠી નીકલી, શ્રીકિહૂં કેરઇ પાશિ;
નિદ્રાભરિ રાઇ થયા આસુદા; જૈ મેહ્લ્યુ નિશવાસ. ૬

પ્રેમદાઇ ત્યારિ પગ ચાંપીનઇ, જગાડચા ભૂપાલ;
રુદન કરતી નારિ નિરખી, બોલિઆ તતકાલઃ ૭
"રાતિ, રાણી! તમ્યો કિમ્મ આવ્યાં? કુહુનઈ મુઝ મર્મ;
કુણિ દૂહવ્યાં? કુણિ ગાલ દીધી? [3]કુહુનઈ મુઝ," કિહિ ધર્મ. ૮
"સ્વામી! તમ્યો નથી જાણતા, પેલુ કેઉ કેચક મૂઢ;
તમ દેખતાં મૂંનિ મેહ્લી પાટૂ, પછઇ [4]પુહિ આવ્યુ પ્રૌઢ? ૯
કેથ અહીંનઈં માહરા નઇ, તાણી અવની-મઝારિ."
તનિ રમત તારુણીઇ દાખવ્યૂં; પછઇ રોઈ નારિઃ ૧૦

---

કડવૂં ૪૮ મૂંઃ—૧ નિશા ભઇ તે.° અં-કે. ૨. નિદ્રામાંથી. આ. ૩. તમે કીધુ આવડુ શામં. કે. જે કરો. આ. ૪. દુઃખ દીધૂં. ઇ-કે. પૂર્વાર્ધથીઃ—"......ભૂર; તમો અજાણ થૈને કેમ રહ્યા? મુને મારી કીધી ચૂર." આ.

"મિઇ સ્તુતિ કરી જગદીશની; મૂકાવી મહારાજિ.
કહિતુ ગયુ છઇ [5]પાપિઉ, 'તાહરી કુણ કરશિ સાહજિ ? ૧૧
ધરિ બધકા તૂં નહીં રે આવઇ, હુ આણેશ તુઝ અન્ત.'
તે પછહિલી આતમઘાત કરીનઇ, મરેસ, માહરા કન્ય !' ૧૨
પછઇ કહિશુ તહ્મો, 'કહ્યું શિ નવિ? અહ્મો કરત સમ્ભાલઃ'
બહુ પ્રકારઇ જાણજ્યો, કન્ય ! માહરુ ખૂટુ કાલ." ૧૩
૧૨૩૦

---

[1]. કડવૂં ૪૯ મું–રાગ [1]એજ (એકતાલી)

રાઇ યુધિષ્ટિર [2]ઉચરઇ, "સુણિ સુન્દરી !
તૂં માણેશ દુઃખ લગાર; ગહિલી કુણિ કરી ? ૧
[3]પછઇ એ આપણિ મારીશિ, સુણિ સુન્દરી !
આંહાંથી ચાલીશિ તેણી વાર; ગહિલી કુણિ કરી ? ૨
આપણિ બહુ દિવસ નીગમ્યા, સુણિ સુન્દરી !
તે મર્મ ન જાણ્યુ કોઇ; ગહિલી કુણિ કરી ? ૩
હવઇ થોડા દિવસ પૂઠિ રહ્યા, સુણિ સુન્દરી !
તૂં વિમાશી મનિ જોઇ; ગહિલી કુણિ કરી ? ૪
(અતિ) દોહિલિ વન પૂરણ કરયા, સુણિ સુન્દરી !
તિહાં વશિઆ વરિખજ બાર; ગહિલી કુણિ કરી ? ૫
અનેક કષ્ટ [4]તનિ ભોગવ્યા, સુણિ સુન્દરી !
તે જાણિ છઇ, નિજ નારિ ! ગહિલી કુણિ કરી ? ૬

---

૫ તે ઇમ પાપી, ફ. —સરવાળોઃ–અ–૧૨૪૫, બ–૧૨૦૦॥; ક–૧૨૩૭; ડ–૧૨૪૦; ઇ–૧૨૩૭, ફ–૧૨૪૦; ઉ–૬૮૨.

કડવૂં ૪૯ મૂંઃ—૧. ઢાલ–અ. દેશીફેર. ફ. મારુણી. બ; શ્રી. ઉ. —અહીં ડ–બ–ઉ સિવાય કોઇ પ્રતિ કડવૂં પાડતી નથી ૨. બોલીઆ. અ–બ–ફ–ઉ. ૩. પછિ આપણ એહનિ મારશૂં. ફ. ૪. શિરિ. ફ. ૬–૭ બ માં ઊ૦ પા૦

વલી નષ્ટચરત્યાઇ રહ્યાં, સુણિ સુન્દરી!
[5]માસ ગયા અગિયાર; ગહિલી કુણિ કરી? ૭

[6]એકજ માસ હવઇ રહ્યુ, સુણિ સુન્દરી!
પામ્યાં દુઃખજલ-પાર; ગહિલી કુણિ કરી? ૮

વિપત્તિ પડિ સુખ કિહ્યાં થિકૂં? સુણિ સુન્દરી!
(તૂં) વિમાશી [7]શિ ન જોઇ? ગહિલી કુણિ કરી? ૯

સીતા-સમાનિ કે સાધવી? સુણિ સુન્દરી!
રાક્ષસ-કરિ [8]લાગી સોઇ. ગહિલી કુણિ કરી? ૧૦

દમન્તી નલરાજા તણી, સુણિ સુન્દરી!
ચડી'તી કબાડી-હાથિ. ગહિલી કુણિ કરી? ૧૧

[9]હરિચન્દ-તારાલોચની, સુણિ સુન્દરી!
[10]વેચાણા વેશા-હાથિ. ગહિલી કુણિ કરી? ૧૨

વૃન્દા સરખી ભોલવી, સુણિ સુન્દરી!
સન્ધાઉલી [11]શત પાત્ર. ગહિલી કુણિ કરી? ૧૩

પડી વેલાઇં દુઃખ પામિઆં, સુણિ સુન્દરી!
તુ આપણ કેહી માત્ર? ગહિલી કુણિ કરી? ૧૪

[12]અનેક કષ્ટ આગઇ પડ્યાં, સુણિ સુન્દરી!
તિહાં રાખિઆં જિદુવીર, ગહિલી કુણિ કરી? ૧૫

ચિન્તા ચતુર્ભુજ ટાલશિઃ સુણિ સુન્દરી!
કાલિ સુખ પામશુ શરીર. ગહિલી કુણિ કરી? ૧૬

---

૫. નગર વૈરાટ મુઝારય. ખ. ૬. "ઘણા દિવસ તાં વઢી ગયા........; પામ્યા દુઃખ-નિવિપાર." ખ. ૭. મનિ. ક. ૮. અહિ ક. —સદ્દી રાક્ષસિ હરી જોય. ક. ૯. આ કડીને બદલે "એણે અનેક દુઃખ ભોગવ્યાં......ન રિયાં પાસે નારિ-નાથ....," અ. ૧૦. ઋષિદ્રંસ (?) ઘર નિવાસ. ખ. ૧૧. સિદ્ધ. ક. ૧૨. આ કડી પ્હેલાં અ માં મૂળની ૧૨ મી કડી.

[13]હવડાં આપણ એહ્નઇ મારીઇ, સુણિ સુન્દરી !
તુ જાણુશિ સકલ સંસાર. ગહિલી કુણિ કરી ? ૧૭
પુનરપિ વનિ દુઃખ પામીઇ, સુણિ સુન્દરી !
વલી રહિવૂં નગર મઝારિ. ગહિલી કુણિ કરી ? ૧૮
[14]એનઇ મારયા વિના શ્યું હૂં રહૂં, સુણિ સુન્દરી !
તુ મ જાણેશ ધર્મ. ગહિલી કુણિ કરી ? ૧૯
અમ દેખતાં અબલા હણી, સુણિ સુન્દરી !
અતિ કીધૂં દુષ્ટ કર્મ. ગહિલી કુણિ કરી ? ૨૦
ભીમ મહાભડ ખીજ્યુ, સુણિ સુન્દરી !
કરતુ એહ્નઇ [15]તનિ પ્રહાર; ગહિલી કુણિ કરી ? ૨૧
વેગિ કરીનઇ વારિઉ, સુણિ સુન્દરી !
નહીંતર મારત દાહ્નરિ. ગહિલી કુણિ કરી ? ૨૨
[16]વેલાબલ જોઇનઇ હીંડવૂં, સુણિ સુન્દરી !
તે વિહી છઇ આજ ? ગહિલી કુણિ કરી ? ૨૩
હરિ વિમુખ વિના ઇમ કિમ [17]હોઇ ? સુણિ સુન્દરી !
તે રૂઠા છઇ [18]મહારાજ. ગહિલી કુણિ કરી ? ૨૪

---

૧૩. આ કડી ઇ-ફ માં નથી. અમાં:— "કષ્ટના દિન થોડા રિયા......તૂં :રાખને મન ધીર......" ૧૪. આ પ્હેલાં અ-બ-ક-ઇ-ફ-હ માં:—

"પ્રગટ થયા વિના કયમ *મરિ...જુરાઇનુ સાહુ×કિહિવાઇ ?......૧.
પ્રાક્રમ એહનૂં+અતિઘણૂં...† તુ છાનાં કયમ § દેજં ઘાઉ ?......૨."

[* રહિત. ક. × °ક થાય. ક. + એહવૂં છે. અ. † તેને હૈયે કેમ ધાય. અ. § રૂખાય. હ. —આ બન્ને કડી પ્હેલાં અમાં:—કષ્ટ આપણૂં ટાલશે......સન્મુખ થયા મોરાર......"] ૧૫. નિધન. ફ. ૧૬. આ કડી ઇ-ફ-હ માં નથી. ૧૭. નીપજિ. ફ. ૧૮ સુગદાધાર. ફ. –આ ચરણ બદલ અમાં ૨૭ માનો ઉત્તરાર્ધ. આ પછી ૨૫ માનો પૂર્વાધ અમાં નથી.

ઊઠી અરજન બહુ થયાં, કહિ સુન્દરી;
નારિનેણે નીર ન માય, બોલઇ સુન્દરી: ૩૯

"નાથજી! મુઝ રક્ષા કરુ," કહિ સુન્દરી;
"હવઇ કોપ્યુ કેઉ કાલ," બોલઇ સુન્દરી. ૪૦

"ઊગતડિ દિન મારશિ," કહિ સુન્દરી;
"તમ્યો [32]દયાનિધિ ભૂપાલ," બોલઇ સુન્દરી. ૪૧

[33]"વિશ્વ દેખતાં પાટૂઇ હણી," કહિ સુન્દરી;
"ન ગણિ કિહિની લાજ," બોલઇ સુન્દરી. ૪૨

"વલી પૂઠિ આવી મિલ્યુ," કહિ સુન્દરી;
"છ ઘણૂં મારી, મહારાજ!" બોલઇ સુન્દરી. ૪૩

"હૂં અવની સાથિ આછરી," કહિ સુન્દરી;
"કેશ ગ્રહી [34]કરી તાણિ," બોલઇ સુન્દરી. ૪૪

રગતભરયૂં તન દાખવી, કહિ સુન્દરી;
"કાલિ લેઇશ તુઝ પ્રાણ," બોલઇ સુન્દરી. ૪૫

"એહ પરિ મૃત્યુ માહરૂં," કહિ સુન્દરી,
[35]"આવ્યૂં છઇ આંહાં વાર." બોલઇ સુન્દરી. ૪૬

"આતમહત્યા અતિ ભલી," કહિ સુન્દરી;
"નહીં અવરિ પુરુષ [36]કરિ પ્રહાર," બોલઇ સુન્દરી. ૪૭

[37]"તમ મિલિ સહૂ પૂછશિ," કહિ સુન્દરી;
"કિમ નીગમી નિજ નારી?" બોલઇ સુન્દરી. ૪૮

---

૩૨. દયા કરુનિ, દયાલ! અ-ક-ઇ-ફ. ૩૩. પ્રણ. ક. ચૂપ. બ. ૩૪. હું તાણિ-કહૂં શિર નામીજી. ફ. ૩૫. મિં આંકયૂં છિ આંહાં વાર. ફ. ૩૬. અંગીકાર અ-ક. ૩૭. વહાનિ સહુકો. ફ-મા પ્રેતાઃ—
"કહૂં, ધિરિ બિઠાં તૂં આવયે...તૂં કરયે તાહરો કાર...
હૂં છેહેલ્લુ બોલ વહાનિ કહૂં...તમેં રક્ષા કરુ, માહારા સ્વામિ..."

[૩૮]"મનોરથ વિરી તણા," કહિ સુન્દરી;
[૩૯]"સફલ હશિ સંસારિ," બોલઇ સુન્દરી. ૪૯
[૪૦](હવઇ) અબલા પ્રતિ અર્જુન કહિ, "સુણિ સુન્દરી!
એ કૈઉ કૈચક કેહી માત્ર? ગહિલી કુણિ કરી? ૫૦
આઙુથિ કડ઼કા કરૂં, સુણિ સુન્દરી!
બીડ઼ી ભાંજૂં ભડ઼-ગાત્ર. ગહિલી કુણિ કરી? ૫૧
[૪૧]એ વાત નવ જાણીઇ, સુણિ સુન્દરી!
રહૂં [૪૨]અન્તેઉર ઠાહ્‌રિ, ગહિલી કુણિ કરી? ૫૨
સભા-માહિ કિમ સાસિયુ, સુણિ સુન્દરી!
[૪૩]ભાઇઇ વારયુ તેણી વાર, ગહિલી કુણિ કરી? ૫૩
અપજિશ એવડું નવિ ખમૂં, સુણિ સુન્દરી!
દોહિલા પર-ઉપવાદ, ગહિલી કુણિ કરી? ૫૪
મરણ એહ્‌નૂં માથિ ચડ઼્યૂં, સુણિ સુન્દરિ!
ટાલીશિ તનિ ઉદમાદ, ગહિલી કુણિ કરી? ૫૫
(એણઇ)વિષધર-મુખિ કર ઘાતિયુ, સુણિ સુન્દરી!
[૪૪]એ નહીં જીવઇ રે લગાર, ગહિલી કુણિ કરી? ૫૬
[૪૫]પરદારા જેણઇ પરભવી, સુણિ સુન્દરી!
ફીટુ તેહ્‌નુ ઠાહ્‌ર, ગહિલી કુણિ કરી? ૫૭
અમ જીવતાં તમ, તારણી! સુણિ સુન્દરી!
સનમુખ ન જોઇ કોઇ. ગહિલી કુણિ કરી? ૫૮

---

૩૮. મન હરખશિ વઇરી તણૂં. ફ઼. આ કડ઼ી અમાં નથી. ૩૯. હસશિ સકલ સંસાર. બ-ક-ઇ-ફ઼. ૪૦. અમાં:—"કેયાથી નવ્ય બીજીએ... બડ઼ી ભાંગૂં એનૂં ગાત્ર." —૫૧ મી કડ઼ી અમાં નથી. ૪૧. હૂંહ્નિ દુઃખ દીધૂં નવિ જાણીઇ. ક-ઇ-કે-અ. ૪૨. સ્રીજન સુઆરિ. ક. ૪૩. કેમ ન મારચો કારેચ? અ. શિ ન વારયુ તેણી વાર? ફ઼. —આ કડી કમાં નથી. ૪૪. કૈયા કીચક તે વાર. બ. ૪૫. "મૃત્યુ એનૂં માથે ચઢ્યૂં...તે ન જીવે લગાર." બ.

મિત્ર ફિટી શત્રુ સહૂ થયૂં, સુણિ સુન્દરી !
[19]આપણા સહોદર વીર. ગહિલી કુણિ કરી ? 25
ગુરુ પિતામહ પિતરિઆ, સુણિ સુન્દરી !
[20]અમ દેખતાં કાઢ્યાં ચીર. ગહિલી કુણિ કરી ! 26

આપણુ વનિ ચલાવિઆં, સુણિ સુન્દરી !
કુણિ ટાંક [21]ન પાયૂં નીર. ગહિલી કુણી કરી ? 27
[22]હવઇ વેલા વલી છઇ આપણી, સુણિ સુન્દરી !
સનમુખ થયા જિહુવીર. ગહિલી કુણિ કરી ? 28

આટલા દિવસ ઓલખ્યા નહીં, સુણિ સુન્દરી !
[23]હવઇ કાલિ કરીશિ રાજ. ગહિલી કુણિ કરી ?. 29
વિરી સવિનઇ મારીશિ, સુણિ સુન્દરી !
જિમ ભાંજઇ આપણી દાઝિ. ગહિલી કુણિ કરી ?" 30

અનેક પરિ તે પ્રીછવી, સુણિ સુન્દરી;
[24]તુહિ ચિત્ત ન આવઇ ઠામિ. ગહિલી કુણિ કરી ? 31
[25]સ્ત્રી કહિ, "એ મુઝ મારશિ," કહિ સુન્દરી;
"કે કાઢીશ માહરા પ્રાણ," બોલઇ સુન્દરી. 32

૧૯. ચે.સગા સ°. ૨૦. અમાં ૨૫ મીનો ઉત્તરાર્ધ ને ૨૬ મીનો પૂર્વાર્ધ ઊ० પા० ૨૦. ૨૬ મીનો ઉત્તરાર્ધ અને ૨૭ મીનો ઉત્તરાર્ધ ઉમાં ઊ० પા० ૨૧. નવ્ય. ઇ–ફ. ૨૨. આ કડી અ–ખમાં નથી. ૨૩. આ પ્હેલાં ફમાં:—

"તે કૃપા શ્રી મહારાજ ગિ०...હવિઇ દુઃખ શિં મનિ ધરિ ? સુ०"

૨૪. મન. ન પામિં વિશ્રામ. ખ–ક–ઢ. ૨૫. કાલિ પાપી મુઝનિં મારશિ. અ–ક–ઉ–ફ–ખ: —આ કડી પ્હેલાં અ–ખ–ઇ–ફમાં:—

"સુણી વચન વનિતા કહિ બોલિ *સુન્દરી;
ન સરયૂં × એકૂં કાજ, +બોલિ*સુન્દરી."

[* સુણો કન્થજી. અ. પિયુજી–ઇ. × કાય. અ. + સુણો પિયુ ચિત્ત ધરી. અ. —ઉમાં આ કડી:—

"તમ્મો રાજિ હસ્તિનાપુર વસુ," કહિ સુન્દરી:
"મિલશિ રાણીરાણિ," બોલઇ સુન્દરી. ૩૩
"ભીષ્મપિતામહ પૂછશિ," કહિ સુન્દરી;
"વિદુર દ્રોણ [26]કૃપા સાર," બોલઇ સુન્દરી. ૩૪
[27]"તિહાં દ્રષ્ટિદ્યુમ્ન વીર [28]આવશિ," કહિ સુન્દરી;
"[29]મિલશિ દ્રુપદ તાત, "બોલઇ સુન્દરી. ૩૫
"માતા [30]માહરી મુઝ નહીં મિલિ," કહિ સુન્દરી;
"તમ્મો વારૂ કરુ છુ, નાથ!" બોલઇ સુન્દરી. ૩૬
[31]જાણ્યૂં, "અરજનથી કાંઇ નીપજઇ," કહિ સુન્દરી;
"એણઇ તિલઇ નથી તેલ," બોલઇ સુન્દરી. ૩૭
ધનઞ્જય પાસઇ જૈ રહી, કહિ સુન્દરી;
તારુણી તલાસઇ પાય; બોલઇ સુન્દરી. ૩૮

---

"વિનતા સુણી વલી એમ વદે, સુણો કન્યકા !
હવે આવ્યો માહો કાલ. તમે ગુણવન્તજી !"

☞ અહીંથી તેતે કડી ઉપરની લીટીયોને અન્તે આપેલા' શબ્દો એકી-એકી લીટીયે વાંચે છે. —કે આ કડી આમ આપે છે:—

"વિનતા વલતી ઇમ વદિ; કિહિ સુન્દરી :
હવિ હીંડૂં બાહિર ઠામ; કહૂં એક વાત ખરી." ]

૨૬. ગુરુ. કે. —આ કડી પછી ક-ખ-ફે-હમાં:—

"કુન્તા કિહિશિ, વહૂ ક્યહાં રહી......તમનિ હસશિ સકલ સંસાર."
અમાં:—"કૃષ્ણને કેશો કથૂં...ઉત્તરનો નહીં ઠાર..."

૨૭. મારો પિતરાઇ તિહાં. ૨૮. પૂછશિ. ફ. ૨૯. ત્યાહરિ તહ્મનિ મ્યલશિ. ફ. મુઝ મલવા. હ. ૩૦. કુન્તાને તન્ય મલૂં. અ. ૩૧. જ્યુધિષ્ઠિરિં શૂં નીપજિ ? અ-ફ. —આ પ્હેલાં અ-ખ-ક-ઇ-ફમાં:—

"એમ કહીનિં ખિજી થઈ તે સુન્દરી;
થઈ નીસાસુ મેહ્લિનિ, બોલિ સુન્દરી."

અને મૂળની આ ૩૭ મા કમાં નથી.

પ્રાતુકાલિ જે નીપજઇ, સુણિ સુન્દરી!
એની! અબલા રોતી[૪૬] જોઇ. ગહિલી કુણિ કરી? ૫૯
હવઇ કષ્ટ [૪૭]તમારું પૂરણ થયૂં, સુણિ સુન્દરી!
થયૂં સુખ રવિ-પ્રકાશ. ગહિલી કુણિ કરી! ૬૦
વૈરાટ-માંહિ નવિ ઓલખ્યા, સુણિ સુન્દરી!
સહજિ હતુ એ વનવાસ, ગહિલી કુણિ કરી? ૬૧
[૪૮]ધર્મનઇ જૈ જણાવીઇ, સુણિ સુન્દરી!
જે જાણિ સકલ વિચાર. ગહિલી કુણિ કરી? ૬૨
કહિશિ, 'પૂછ્યા વિના તમ્યો કાં કરયૂં?' સુણિ સુન્દરી!
છઉ રહિવૂં નગર-મઝારિ, ગહિલી કુણિ કરી? ૬૩
[૪૯]"તે ભૂપતિ મિ પૂછિઆ," કહિ સુન્દરી;
"તેણઇ ઉત્તર આપ્યુ તેહ," બોલઇ સુન્દરી. ૬૪
[૫૦]"તે મુઝનઇ જીવવૂં નથી," કહિ સુન્દરી;
"જુ પૂછ્યા તણુ સન્દેહ," બોલઇ સુન્દરી. ૬૫
[૫૧]તમ્યો કાંઇ નવિ નીપનૂં," કહિ સુન્દરી;
"મિ વિમાસ્યૂં છઇ [૫૨]આજ," બોલઇ સુન્દરી. ૬૬
"તમ [૫૩]માનિની વલહી," કહિ સુન્દરી;
"મુઝ વિણુ કરશુ રાજ," બોલઇ સુન્દરી. ૬૭
૧૨૯૭

૪૬. ધરિ આઇ. ઉ. ૪૭. વન. ફે. ૪૮. હવિ ધર્મ રાજનિં પૂછીઇ- ફે-અ. ૪૯. તે આજ્ઞાત ફે. આ કડી અમાં નથી. ૫૦. હું હવિ મરનિ ફે. ૫૧. આ પ્હેલાં અ-ઇ-ફેમાં:—
"આવિ યુધિષ્ઠિર નિં બ્રાહ્મણ થયા...વલી કહ્યું પરાભવ નામ..."
૫૨. આપ ફે. ૫૩. મનિથી હું ઊતરી. અ-ફે.
☞ હમાં અહીં કડવું પૂરું. ભાલણની પ્રતિમાં આગળ આનું ઉ-ઇમાં ઉ-ફેને કડવાના આરંભ ઇષ્ટ છે; પણ ક્યાં? એટલે હ-અનુસાર કડવું પાડ્યું છે.

### કડવૂં ૫૦ મૂં—રાગ એજ

ઇમ કહી ઊઠી નીસરી, કહિ સુન્દરી;
જિહાં પુહૃચા સૂઆર, બોલઇ સુન્દરી. ૧
[1]નિદ્રાવશિ રાય ઘોરતા, કહિ સુન્દરી;
જૈ ચરણિ લાગી નારિ, બોલઇ સુન્દરી; ૨
સૂતુ સિંહ જગાવિઉ, કહિ સુન્દરી;
[2]ફ્રટકી ઊઠ્યુ તતકાલિ, બોલઇ સુન્દરી. ૩
[3]"મહા નિશા શ્યૂં આવિઆં? સુણિ સુન્દરી!
તૂં કાં રૂઇ? [4]સ્ત્રી! બોલિ, ગહિલી કુણિ કરી? ૪
કુણ કારણ અતિ દૂબલી? સુણિ સુન્દરી!
સ્યૂં દુઃખ તુઝનઇ, નારિ?" ગહિલી કુણિ કરી? ૫
[5]"શ્યૂં કીજઇ? પરવશિ પડી," કહિ સુન્દરી;
"તુ સુખ કિહાં યિહૂં સંસારિ?" બોલઇ સુન્દરી. ૬
[6]"આજ દુઃખ કરુ છુ અતિ ઘણૂં, સુણિ સુન્દરી!
તે તુઝ કહિ મુઝ વાત. ગહિલી કુણિ કરી? ૭
એક તણી અબલા સુખી, સુણિ સુન્દરી!
તુઝ શિર પાંચજ નાથ. ગહિલી કુણિ કરી? ૮
[7]સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, સુણિ સુન્દરી!
તૂંનઇ ન દૂહૃવઇ કોઇ. ગહિલી કુણિ કરી? ૯

---

કડવૂં ૫૦ મૂં:—૧. નિદ્રાભિરિ. ફ. નિદ્રાભરયા રાય ઊંઘિયા. અ. ૨. ભડકી. ફ. ૩. આવડી રાતિં. ફ-હ. ૪. છિ, નારિ? ક.—આ પછીની ૫ મી કડી હમાં નથી. ૫. આ કડી ઇમાં નથી ફ. આ કડી અમાં નથી. ૭. આ પ્હેલાં અ-બ-ક-ફ-હમાં:—

"*તુહિ આજ ×અતિ દુઃખ ધરૂ...+નિશામધિ આવી શા કાજિ?... †તુઝ કિહિયરૂં કષ્ટ ઊપનૂં...તે સત્ય કહુ મુઝ સોય.

[* આ કડી બમાં નથી. × કાં. ક-અ. + મધ્યનિશિ આવી આજ. ક. નિશાયે આવ્યાં કેમ આજ? અ. † અતિ વિકટ વચન બોલિયા ......તમે કષ્ટ ભોગવ્યાં અમ કાજ...અ.]

[૮]એહવુ કુણ અમ આગલિ, સુણિ સુન્દરી !
તમ સાહ્મૂ રહીનઇ જોઇ ? ગહિલી કુણિ કરી ?" ૧૦
ધરીઇ ઘણુ [૯]કુચ્ચર કરૂં, સુણિ સુન્દરી !
[૧૦]ઇન્દ્ર–જિમ શરીખુ [૧૧]જેહ. ગહિલી કુણિ કરી ?" ૧૧
રીશિ થયુ અતિ રાતડુ, સુણિ સુન્દરી;
ધડકિ ધ્રૂજઇ ભડ–દેહ. ગહિલી કુણિ કરી ? ૧૨
[૧૨]અતિ વિકટ વચન સુણી બોલિઆં, કહિ સુન્દરીઃ
"મુઝ દુઃખ આંઢું ન માય," બોલઇ સુન્દરી. ૧૩
"સૂઆર થૈ દિન નીગમુ," કહિ સુન્દરી;
"અરજન–બૃન્દલ–[૧૩]કાય." બોલઇ સુન્દરી. ૧૪
"ગોધન–ચારણુ દુઃખ સહિ," કહિ સુન્દરી,
"સહદે શરીખા [૧૪]શૂર," બોલઇ સુન્દરી. ૧૫
"નિકુલ ઘોડા નિતિ [૧૫]ફેરવઇ," કહિ સુન્દરી.
[૧૬]"નવિ ખૂટઇ દુઃખજલ–પૂર," બોલઇ સુન્દરી. ૧૬
[૧૭]"થૈ કિંદુ ધર્મ જૂ રમઇ," કહિ સુન્દરી;
"જેણુઇ હારી નિષ્ય સંસારિ," બોલઇ સુન્દરી; ૧૭

---

૮. આ કડી ખમાં નથી. ૯. ચૂર. ક. ૧૦. કુઇ. ક–અ–બ. ૧૧. દેહ. બ. સોય. ક. ૧૨. અહીંથી બે કડી અમાં નથી. ૧૩. રૂપ. ક. ૧૪. ભૂખ. ફ. ૧૫. ચારવિ. ફ. ૧૬. કહું તણૂં દુઃખપૂર. ક. ન્યૂં દુઃખ સરપૂર. અ–ઇ. ધર્મ કહું ચયા કૂર. ક. ૧૭. અહીંથી પાંચ કડી બદલ અ–બ–ક–ઇ–ફ–હમાંઃ—

"[ પેખિ સુરદાનવ–યક્ષ વશિ કીધા...●એ દુઃખજલ મનપૂર...ક–હમાં ]
'અતિ દુઃખમાંહિ દુઃખ ઊપનૂં...પેલુ કઇક કઇચક ભૂર...
પાદૂ મેહેલી તમ દેખતાં...×પછિ મારી કીધી ચૂર...'
+કાયા દેખાડી કન્યનિ...તનિ રુધિર તણુ પ્રવાહ..."

[● તે રહ્યો દુઃખનાં ભૂર. હ. × વળી ઝ્યલી. ઈં કોપ્યો. અ.
+ રગતભરપૂ તન દાખવ્યૂં—મુઝ શિર પગ્ય ભડ રાય...ક–બ–હ.

"મહા દુ:ખ તમ્યો પામિઆ," કહિ સુન્દરી;
"મુઝ સુખ કિહાંથી હનાર ?" બોલઇ સુન્દરી. ૧૮
"મછિ નારિ હૂં દાસડી," કહિ સુન્દરી,
"કર ઘાઠા ચન્દનચૂરિ," બોલઇ સુન્દરી. ૧૯
"તે દુ:ખ માંહિ કૈચક અતિ દમઇ," કહિ સુન્દરી,
"તમ દેખતાં મારી ભૂરિ," બોલઇ સુન્દરી. ૨૦
"વલી મિલિ અવની આછટી," કહિ સુન્દરી;
"રગત તણુ પરવાહ," બોલઇ સુન્દરી. ૨૧
[18]"કહિ, 'આજ મેહૂલૂં છૂં જીવતી," કહિ સુન્દરી;
[19]"તૂં રહિ સ્રી ! મુઝ ઘર માંહિ," બોલઇ સુન્દરી. ૨૨
"કહિ કાલિ કબાડી મારશિ," કહિ સુન્દરી;
"કે હૂં કાઢેશ પ્રાણુ," બોલઇ સુન્દરી. ૨૩
[20]"તે કષ્ટ તિમિર કિમ રહિ? કહિ સુન્દરી;
"તૂં ભયનિવારણુ ભાણુ," બોલઇ સુન્દરી. ૨૪
કહિતાં ભીમ ભડ કોપિઉ, "સુણિ સુન્દરી !
"જાઉં પાધરુ ધઇરિ, ગહિલી કુણિ કરી ? ૨૫
"હવડાં હઠી હેલા હણું, સુણિ સુન્દરી !
"[22]ન જોઉં પઇરિ કપઇરિ, ગહિલી કુણિ કરી ? ૨૬
"ભાવારથ ભાઇ [23]નઇ કહૂં, સુણિ સુન્દરી !
"[24]ધર્મી જન નિજ વીર. ગહિલી કુણિ કરી ? ૨૭

---

૧૮. ૨૨ મી-૨૩ મી કડી બદલે અ-ક-હમાં:—
"જુહારી, ગોપ, રાંધણુ, સાહાણી ..મર્મ વધારી કાય...
*સહી કેપ્ર મુઝ મારશિ... કે હું કાઢેશ પ્રાણુ .."
[* હવે મુઝનિ એ મારશિ ક–ખ.] ૧૯ કહ્યું, રિહિ સુઝ° ક. ૨૦. તેહના કષ્ટપાઇ મૃત્યુ થઇ, ક. એવું દુ:ખ હું કેમ ખમૂં ? અ. "તેણુ મૃત્યુ વાંછું છું માહરા...કો નહીં જીવણુહાર .." ખ. ૨૧. હમાં અ કડી નથી; તેને સ્થળે ૨૯ મી છે. ૨૨. ન ગણું એકી પિરિ. ક. ૨૩. °નિ કહુ. ઇ-ક. ૨૪. અર્જુનિ. ક–અ.

"વ્યાઘ્ર તણિ મુખિ [25]મ્રગલુ, સુણિ સુન્દરી!
"પાર્થ રગત જિમ નીર. ગહિલી કુણિ કરી? ૨૮
"[26]બાચરડી અઙ્ગ ભૂકુ કરે, સુણિ સુન્દરી!
"તુ શિરિ જાણિ કન્થ. ગહિલી કુણિ કરી? ૨૯
"જીમૂતિ મેહ્લ્યુ જીવતુ, સુણિ સુન્દરી!
"તે હવડાં આણ્યું અન્ત. ગહિલી કુણિ કરી? ૩૦
"વિનતા કહિ, "મિ પૂછિઉં," કહિ સુન્દરી;
"તમ તણા ભિ [27]ભ્રાત્રિ," બોલઇ સુન્દરી. ૩૧
"તેણઇ હવડાં કાંઇ નવિ નીપજઇ," કહિ સુન્દરી;
"રહ્યા ઝાડકી હાથ," બોલઇ સુન્દરી. ૩૨
[28]"તેનઈ રાજકાજ વાહ્લાં થયાં," કહિ સુન્દરી;
"મુઝ ખપ નથી લગાર," બોલઇ સુન્દરી. ૩૩
"પણુ લોક ચિઠા [29]છૂટશુ નહીં," કહિ સુન્દરી;
તમ હસશિ સકલ સંસાર," બોલઇ સુન્દરી. ૩૪
વાત સુણી વીર વલકલ્યુ, સુણિ સુન્દરી;
[30]બાલ્યુ મનઇ એણઇ બોલિ; ગહિલી કુણિ કરી? ૩૫
"ધિક રાજ્ય, સ્ત્રી! તૂં વિના, સુણિ સુન્દરી!
તિ વન કરચૂં સ્વર્ગ-તોલિ; [30]ગહિલી કુણિ કરી? ૩૬
તેણઇ સોનઇ શું કીજઇ, સુણિ સુન્દરી!
જેણઇ ત્રટક (દિઇ) ત્રૂટિ કાન? ગહિલી કુણિ કરી? ૩૭
કનકસુરી પેટિ મારીઇ, સુણિ સુન્દરી!
[31]ગઈ બેહૂ-બુદ્ધિ તૂં માનિ. ગહિલી કુણિ કરી? ૩૮

૨૫. હરણિયુ. ક. ૨૬. અહીંથી બે કડી કમાં ૪૪ મી પછી. ૩૦ મી કમાં નથી. ૨૭. વીર. હ. અમાં ૩૧ નો ઉત્તરાર્ધ ને ૩૨ મીનો ઉત્તરાર્ધ લ૦ પા૦. ૨૮. મન્ય વસિયાં સુખ તેહને. હ. આ લીટી પ્હેલાં અમાંઃ—
" જાહરે અમે એહને કયૂં...તારે કરવા લાગા વિચાર..."
૨૯. નવિ છૂટીઇ. ક. ૩૦. તું બોલયમાં એવડા બોલ. અ. ૩૧. 'લોક. ક. —આ કડી બમાં નથી. ૩૧. તો નિશ્ચે જાયે પ્રાણ. અ.

છેદી નાક અપશંકન કરીઇ, સુણિ સુન્દરી !
[૩૨]ધિક પડી માયા મજ્ઝ. ગહિલી કુણિ કરી ? ૩૯
હવડાં જૈનઇ કટકા કરૂં, સુણિ સુન્દરી !
વલી [૩૩]સેવશું વજ્ઝ. ગહિલી કુણિ કરી ? ૪૦
[૩૪]નગરિ ઉત્તર શુ દીજિઇ ? સુણિ સુન્દરી !
કીજઇ કુણ પરિ રાજ્ય ? ગહિલી કુણિ કરી ? ૪૧
વૈરી તણું મન અતિ ડરઇ, સુણિ સુન્દરી !
[૩૫]સુખદુઃખ સહૂ તમ કાજિ, ગહિલી કુણિ કરી ? ૪૨
[૩૬]એ તમનઇ, સ્ત્રી ! કિમ હણઇ ? સુણિ સુન્દરી !
ઇમ ન કરઇ જગદીશ, ગહિલી કુણિ કરી ? ૪૩
એક [૩૭]વિદ્યા કરી એનઇ મારીઇ, સુણિ સુન્દરી !
[૩૮]જિમ ન ચડઇ મુઝ શીસ. ગહિલી કુણિ કરી ? ૪૪
કન્ય-આગન્યાઇ કામિની, સુણિ સુન્દરી !
આચરતાં પુણ્યપાપ. ગહિલી કુણિ કરી ? ૪૫
[૩૯]કન્થ કહી બોલાવીઇ, સુણિ સુન્દરી !
તે ધરિ દૂષણ આપ. ગહિલી કુણિ કરી ? ૪૬
[૪૦]સહટ કરી શામા વલઇ, સુણિ સુન્દરી !
'મિલજ્યો માહરઇ સાથિ.' ગહિલી કુણિ કરી ? ૪૭

---

૩૨. ધિક રાય-સુખ નિ ધજ્ઝ. ક. ધરિ કો રાહૂા મજ્ઝિ. ફ.—૩૯ થી ૪૨ બદલ આમાં:—

" વૈરાટરાજે ન ઓળખ્યા...તો કાલ્ય કરશું રાજ...
વેરી સહૂને જિતશું...જેમ જેમ લાગે આપણી દાઝ..."

૩૩. જઈ રિહિશું વજ્ઝિ. ફ. ૩૪. પ્રત્યુત્તર શુ દીજિઇ ? ફ-ખ. ૩૫. ત્યાંહાં કયમ કીજિ રાજ્ય. ફ. તમ વ્યના, ઇ. કામ. ખ. ૩૫. અતિ દુઃખ ભોગવૂં તમ કાજિ. ફ. ૩૬. વિધિ. ફ. ૩૬. તમ વિના મન કયમ રહિ ? ખ-ઇ-ક. અમો. અ. ૩૭. વિધિ. ફ. બુદ્ધિ. ખ. ૩૮. યમ છેદઇ એહનૂં શીસ. ફ. —આ કડી ઇ-ખમાં નથી. ૩૯. અહીંથી ૩ કડી અમાં નથી. ૪૦. અહીંથી ૨ કડી ખ-ઇ-ફમાં નથી.

તે ઠામ કહી પાછી વલઇ, સુણિ સુન્દરી !
જે હલુઉ કીજઇ હાય. ગહિલી કુણિ કરી ? ૪૮
એહનઇ યોગભોગ પુહુચાડીઇ, સુણિ સુન્દરી !
જિમ ન જાણઇ કોય. ગહિલી કુણિ કરી ? ૪૯
સાધર થૈ ઘુઘરી તણી, સુણિ સુન્દરી !
મોતી તણી [૪૧]ખાઇ જોય. ગહિલી કુણિ કરી ? ૫૦
સાતૂં જિહાં લાભઇ નહીં, સુણિ સુન્દરી !
[૪૨]કરજ્યો કોડિ ઉપાય. ગહિલી કુણિ કરી ? ૫૧
અતિ ઘણાં કષ્ટ જે ભોગવ્યાં, સુણિ સુન્દરી !
[૪૩]તે ધર્મ તણઇ પસાઇ. ગહિલી કુણિ કરી ? ૫૨
(નહીંતરિ) શકુનિ 'હારયા' ઇમ કિમ કહિ ? સુણિ સુન્દરી !
દુઃશાસન તાણઇ ચીર ? ગહિલી કુણિ કરી ? ૫૩
[ વલી દરજ્યોધન કહિ 'વાન જાઉ,' સુણિ સુન્દરી !
તે [૪૪]પસા યુધિષ્ઠિર વીર. ગહિલી કુણિ કરી ? ] ૫૪
નહીંતુ હસ્તિનાપુર ઊંધૂં કરૂં, સુણિ સુન્દરી !
[૪૫]કરૂં કૌરવકુલિ કાલ, ગહિલી કુણિ કરી ?" ૫૫
સુણી શામા પાછી વલી; સુણિ સુન્દરી;
[૪૬]તવ થયુ પ્રાતકાલ; ગહિલી કુણિ કરી ? ૫૬

૧૩૫૩

---

૪૧. તાં ફે. —એ વાયે મોતીની સોય. અ. ૪૨. જુ હરિ. ફે. ૪૩. રાય ધર્મ. ફે. તે પ્રતાપે જુધિષ્ઠિર રાય. અ. ૪૪. સર્વંજસ. બ. પસા વડ વીર. અ. ૪૫. કૌરવનુ આણું કાલ. ફે. ૪૬. તવ થયા અતિ રલીઆત. ફે. —ધિયા પ્રસન્ન મન વિશાલ. અ. —આ કડી બ-ઇમાં નથી.

—સરવાળોઃ—અ (૨૨ મૂ)-૧૩૬૭; બ (૨૫ મૂ)-૧૩૨૨ા; ક (૩૬ મૂ)-૧૩૫૭; ડ-૧૩૬૨ ( જોકે અહીં ૧૩૪૭ ને આંક પ્રતિ મૂકે છે. ); ઇ-(૩૫ મૂ)-૧૩૫૭; ફે (૫૦ મૂ)-૧૩૬૨; હ (૨૬ મૂ)-૭૯૨.

## કડવું ૫૨ મું—રાગ [1]ધન્યાશ્રી

( એકતાલેન ગીયતે )

રવિ ઊગમતિ ઊઠી અબલા, વિરાટ કેરી રાણીજી.
[2]ત્યારિ પઞ્ચાલી રાણી પાસિ આવી, [3]બોલ્યાં અમૃત વાણીજી. ૧
ધ્રુવપદ—[4]પઞ્ચાલીના પ્રભુ–પસાઇ: [5]સાહૂમૂં કમઇ ન જોવાઇ જી.
જિહા જિહાં કષ્ટ પડ્યાં પ્રમદાનઇ, રાખ્યાં વૈકુણ્ઠરાઇજી. ૨
સુદિષ્ણા પ્રતિ શામા બોલ્યાં: " સાંભલિ, માહરી માઇજી !
આજ વ્રત હરિ–સેવા કેરૂં, કરુ શૃઙ્ગાર પસાઇજી. પઞ્ચા૦ ૩
[6]પિહિરીનઇ 'હરિ,[7]હરિ', સમરણ કરૂં, તે સાર કરઇ [8]જિદુરાઇજી."
વચન [9]સુણી શામા અતિ હરખી; ઊલટ અઙ્ગે ન માઇજી. પઞ્ચા૦ ૪
" એ અબલા [10]અમશૂં આજ બોલી; [11]માગ્યા સર્વ શૃઙ્ગારજી".
રલિઆતિ થયાં રાણીઇ આપ્યુ, સુવર્ણ–ડાબડુ સારજી. પઞ્ચા૦ ૫
ઊઘાડીનઇ પઇહિરી પદ્મિની, મર્જ્જન કીધૂં [12]સારજી.
નેપુર ચરણે વીંછીઅડા વાજઇ; [13]કટિમેખલા ધમકારજી. પઞ્ચા૦ ૬

---

કડવું ૫૧ મું:—૧. ધવલધન્યાશ્રી. ફ. ૨. આ પૂર્વે ડ સિવાય બધી પ્રતિમાં—" રાય વૈરાટ સભાઇ બિઠા, સમરિ સારઙ્ગપાણીજી." [ સભા પૂરી બેઠા, સમરચા°–બ. રાજા જૈય સભા મધ્ય બિઠા, ક–ઇ. ] ૩. ભીમની વાત મનં જાણીજી; પેરચ કરીને પૂછે પ્રેમદા, બોલ્યા°. અ. ૪. આ પ્હેલાં ઇમાં—" રાત્રિ માંહિ યે વાત નીપજી, તે કુણિ ન જાણીજી." ઉ–બમાં—" વૈરાટ કેરી રાણી સુદસા ! તુને કહું એક કાણીજી." ૫. કુણિ સાહામૂં ન° ૪. ૬. આ કડી ક–બ–ઉમાં નથી. —પૂર્વાર્ધ માત્ર ઇમાં નથી. ઉત્તરાર્ધ માત્ર અમાં નથી. ૭. હું હરિનૂં. ફ. ૮. રઘુરાય. ફ. ૯. વનિતા તણે અ°. ફ. ૧૦. આપણૂં. ફ. આફણીયે. બ. " અરે બાઇ ! આજ્યે શૂં બોલ્યાં ? વાત કહી નવ્ય જાયજી." અ. ૧૧. એ વાત કહી ન જાયજી. ઇ. ૧૨. વારૂ. ફ. ૧૩. મનગમતા શૃઙ્ગારજી. ઇ–અ.

નકચૂડી બિસતી બાંહિ; અઙ્ગિ બિરખી સોહિઇજી;
[૧૪]હાર પદક નગોદર-કણ્ઠિ; [૧૫]સુવર્ણ-ઝાલિ કર્ણિ બેહૂજી. પઞ્ચા૦ ૭
ગનિઆં મુગતા[૧૬]ફૂલઇ વેધ્યાં; [૧૭]ફૂલી ચાંકમણિ પ્રોયાંજી;
ીર ચોલી ચતુરા ચિત્ત ગમતી, પઇહરી દર્પણિ જોયાંજી. પઞ્ચા૦ ૮
ાગી શીખનઇ શામા સાંચરી; [૧૮]ઊભી પોલિ આવીજી;
[૧૯]વાટ જોઇ કામી કૈઆની, [૨૦]ભમઇ કોદણ્ડ ચડાવીજી. પઞ્ચા૦ ૯
[૨૧]પઞ્ચ બાણ પૂરીનઇ પ્રેમદા, શમશામાંહાં ચડાવીજી.
ડી કૌજ શત બ્રાન્તિ સઙ્ક્રાતિ, પઞ્ચ શબ્દ વજડાવીજી. પઞ્ચા૦ ૧૦
ાડી નારિ બારણિ ઊભી, સજી શણગાર નિજ [૨૨]બાલીજી.
ોડે ચડ્યા હીંડઇ દશિ જોતાં; કેરી કોટ તિહાં વાલીજી. પઞ્ચા૦ ૧૧
ઃધલુ સાથ તિહાં જાવા દીધુ; [૨૩]રહ્યુ મીટિ મન ધાલીજી.
બ્રીસ્વભાવ ચિહ્ન અઙ્ગિ પૂરણ; [૨૪]નયણ નિરખી નરચાલીજી. પઞ્ચા. ૧૨
એકાન્તિ સ્થાનકિ જૈ ઊભી; તિહાં કૈઉ કૈચક આવ્યુજી;
'[૨૫]કરી શૃઙ્ગાર આજ તુ ઊભી, જુ એહ તણુઇ મનિ ભાવ્યુજી."
પઞ્ચા૦ ૧૩

[૨૬]સૌમ્ય દૃષ્ટિ કરી સાહ્મૂં જોયૂં, "હવિ આજ હૂં ફાવ્યુજી,
વિકટ પ્રગતિ વનિતા અતિ તાહરી, [૨૭]ભલુ નર હૂં નમાવ્યુજી. પઞ્ચા. ૧૪
[૨૮]મિ અપરાધ કરયા તુઝ સાથઇ, [૨૯]તે મન્નિ મ આણશ, નારીજી!

૧૪. "હારનગોદર કણ્ઠી સોવણ, વજ્રધારા કાનિ બેહૂજી." ફે. ૧૫. વજ્રધાર કણ્ઠિ બ્યોહિજી. ક. ૧૬. ફૂલ લિહિકિ, ક. ૧૭. સોવણ. ફે. સોવણ મણિ જડાવજી. અ. ૧૮. સુરનર મુનિજન મોહિજી. ઇ-અં. ૧૯. આ લીટી અ-ક-ખ-ઇ-ફેમાં નથી. ૨૦. તેવે સમે આવી ઊભોજી. ઉ. ૨૧. આ કડી ઉમાં નથી. ૨૨. નારી. ક-ખ-ફે. ૨૩. મીટ કરી મન મોહિજી. ફે. ૨૪. નરખે નયન નચાવીજી. ક. —આ લીટી પછી ફેમાં:—"એણી પિરિ મોહ સે પામ્યુ રહ્યુ મીટિ મન ધાલીજી." ફે. ૨૫. આ લીટી ખમાં નથી. ૨૬. આ કડી અમાં નથી. ૨૭. હઠી નર હૂં મનાવ્યુજી. ક. ૨૮. "હું સહી જાણૂં છૂં સબલા, વિકટ ગત્ય છે તાહારીજી." અ. ૨૯. મન્ય અપરાધ મ આણુજી. ક.

[૩૦]મનમાન્યા તણા હુઇ અવગુણ, તે મેહલજ્યો વારીજી. પઞ્ચા૦ ૧૫
જ્યાહરિ દ્રિષ્ટિ પડી તૂં, પ્રેમદા ! મુઝ લાગી લઇ તાહરીજી.
આજ મનોરથ થ્યા પરિપૂરણ; કીધી સાર અમારીજી". પઞ્ચા૦ ૧૬
[૩૧]મુખિ પઞ્ચાલી વાક્ય ઊચરયાં, "સુભટ ! સુણ એક વાતજી.
એકાએક પરનારિ–ઊપરિ, અણજાણિ ન ઘાતશુ હાથજી. પઞ્ચા૦ ૧૭
મુઝ શિર પાંચ ગન્ધર્વ છઇ પોઢા; તે કરશિ તમ ઘાતજી;
[૩૨]તે માટઇ તમ્યો મિ મારયા; થાશિ આંહાં ઉત્પાતજી. પઞ્ચા૦ ૧૮
વલી વચન કહૂં તમ, કીચા ! એક; તમનિ સ્થાનક હુઇ એકાન્તિજી;
તિહાં તમ પાશિ આવૂં એકલી, કો નવિ આણઇ ભ્રાન્તિજી. પઞ્ચા૦ ૧૯
ઘણુઇ અન્ધારઇ આવજ્યો તિહાં, જિમ તૂં પામઇ શાન્તિજી.
બિહિનિનઇં [૩૩]ધરિ તમ્યો ચડ્યા દીઠા, તહીંની મિલવા ખાંતિજી.
પઞ્ચા૦ ૨૦
સમઇ પાખિ તમે શૂં બોલ્યા ? વાત પડી વિરામિજી.
[૩૪]ત્રુહુ હામે માહરૂં તન તાડ્યૂં, તે ડાહ્યા તણૂં નહીં કામજી. પઞ્ચા૦ ૨૧
[૩૫]તેહવૂં કામ કરીઇ, હો કીચા ! રહઇ આપણી મામજી;
અણજાણિ પર પુરુષની નારી, કિમહિ ન ઘાતીઇ હામજી. પઞ્ચા૦ ૨૨
કો મન્દિર દેખાડુ મુઝનઇ, રહૂં રાતિ તિહાં આવીજી.
પઞ્ચ પુરુષની બીહક શિરિ માહરઇ; રહૂં છૂં આપ ખમાવીજી. પઞ્ચા. ૨૩
જે વાત મનિ ગમતિ તમનઇ, તે માહરઇ મનિ ભાવીજી.
સુખ થયૂં દુઃખ નાઠૂં દીઠે; આવૂં મન મનાવીજી." પઞ્ચા૦ ૨૪
કીચ઼ ઘર દેખાડ્યૂં ત્યારઇ, નૃત્યશાલાછઇ તિહાંજી.
"આજ નિશા વિહિલી તૂં, વનિતા ! આવી રહિજે આંહાંજી. પઞ્ચા૦ ૨૫

---

૩૦. આ લીટી ખ–ફમાં નથી. ૩૧. આ પ્હેલાં ઇમાં "તૂં વચ કહિ તે રિથર કરી થાપૂં, આપૂં અક્ષારિ ધારથજી." ૩૨. આ લીટી અમાં નથી. ૩૩. હારિ ઘાડિ. ફ. —આ લીટી અમાં નથી. ૩૪. આ લીટી ઇમાં નથી. ૩૫. "એ કામી પરનારી ઉપર, નવ્ય ઘાલશે હામજી." અ. —લીટીપા અમાં ઉ૦ પા૦.

[36]તાહરી પૂઠઇ હૂં આવૂં છૂં, અન્ધારા ગૃહ માંહિજી;
તિ હૂં તાં વિચાતુ લીધુ; લક્ષ્મીઇ સાહ્યુ બાંહિજી. પચ્ચા૦ ૨૬
મઝ ઘરિ જે પટરાગિણી પ્રેમદા, તેહ કરૂં તુઝ દાસીજી.
જેહ વિતાં દેશુ તે કરશિ; રહિશિ [37]તમારઇ પાશિજી. પચ્ચા૦ ૨૭
હીંડોલા-ખાટિ બઇઠાં કરુ લીલા, મણિમય મુઝ અવાસજી."
[38]હરખ-ભરયા વલ્યા તે પાછા; [39]પુહુતી સવલી આસજી. પચ્ચા. ૨૮
કરી વાઇકુ વલી કામિની, જિહાં હૂતા સૂઆરજી;
કહિ કૃષ્ણા, "તમ્યો કન્ય! સાંભલુ, તે ઘર વાડી-મઝારિજી. ૨૯ પચ્ચા૦
નૃત્યશાલા રાય અરજન કેરી; જાન્યો તેણઇ હાહૂરિ જી.
તમ્યો કરયૂં તે મિ કરયૂં છઇ. દોષ નહીંય લગારજી પચ્ચા૦ ૩૦
ભીમ કહિ, "ધિરિ જાઉ,રે ભામિની! કામ કીધૂં અતિ રૂડૂંજી;
કૈઆ તણી કામિની થૈ જાશઃ એહનૂં કામ સર્વ શીધૂંજી. પચ્ચા૦ ૩૧
તેનઇ કિમ હૂં જીવતુ મેહ્લૂં, જેણઇ તાહરૂં લોહીડું પીધૂંજી ?
વ્યાહ્ણા માંહિ આફણિઇ જાણુશુ, કાલજૂં એહનૂં લીધૂંજી." પચ્ચા૦ ૩૨
રલિઆતિ થૈ વસ્યાં ઘરિ રાણી, જ્યહા સુદિષ્ણા નારીજી.
રૂપ દેખી રામા મોહ પામી; માગ્યાં આભરણ ઊતારીજી, પચ્ચા૦ ૩૩
[40]"જેણઇ દીઠિ સુરમુનિવર ચૂકઇ, તુ ગતિ કુણ અમારીજી ?"
"બાઇ! મિ દરશન કરયૂં દેવનૂં, આવી દુઃખ નિવારીજી. પચ્ચા૦ ૩૪
તમ ઘરિ કષ્ટ કયું,રે માતા! [41]હૂં છૂં દાસી તમારીજી;"
વિનય કરિ કામિની સન્તોષ્યાં; વાત કાંઇ ન વિચારીજી; પચ્ચા૦ ૩૫

૩૬. આ કડી અમાં નથી. —માત્ર પૂર્વાર્ધ બમાં નથી. ૨૫-૨૬ બદલ ઘમાં. "તમ સરખો મુઝને કન્ય મળિયો, તેણે કરીને હાવીજી." ૩૭. અહિનિશિ. ફ. તે વાત કહૂં હું સાચીજી. અ. ૩૮. ઉમ કહી કેઈ વસ્તુ પાછ. ફ.-ઠ. "ચતુર થૈને કરૂં સેવા, હું તમારો દાસજી." અ ૩૯. ગરી પોતાને આવાસજી. ઠ. ૪૦. આ કડી બમાં નથી. ક્ર. અહીંથી ચાર ચરણ ફ-અમાં નથી. આ પછીના ચાર ચરણ અ-ઠ-ઇમાં નથી. ૩૫ મી કડી ઘમાં નથી. —" માતા કિશુ તે એ ભારીજી." ફ.

કહિ રાણી, "સુખિ રહુ, માતા! પુણ્ય વિધિ મનિ ભારીજી;
સતીઓમાહિ શિરોમણિ દીસઇ; વાહ્લા દેવમુરારિજી." પઞ્ચા૦ ૩૬
[૪૨]પછઇ કૈઇ મન્દિર સજ કીધું; ચુઆ ચન્દન છટકાવીજી;
ચન્દુઆ બાંધ્યા; [૪૩]ચ્યુહુ દશિ, ચમરફૂલ લટકાવીજી. પઞ્ચા૦ ૩૭
અબીર, પુષ્પ, ગુલાલ પથરાવ્યાં; મોતી ચુક ખડકાવીજી;
અગરધૂપ ઉવેખી માંહિ; ગયા બાર અડકાવીજી પઞ્ચા૦ ૩૮
રાતિ પડી, ભડ ભીમ સજ થયા; [૪૪]વીણુઇ તેલ ઘલાવીજી;
ખોલ્યાં પટકુલ પિહિરવા પોતિ, માગી સઆર સવિ લ્યાવીજી.
પઞ્ચા૦ ૩૯
ચોલી ચીર ચરણા કિમ પુહુચઇ? અનેક વસ્ત્ર ચલાવીજી;
[૪૫]બહુ પટકુલઇ ખભા ઢંકાણા; હથી શીસ હલાવીજી. પઞ્ચા૦ ૪૦

૧૩૯૩

---

## કડવું પર મું-રાગ મહ્લાર અડતાલુ

હવઇ ભીમ સજ થૈ નીકલ્યા, તે કૈઆ [૧]કૈચક કાજિ રે.
[૨]રીસભરિ પગ ભૂમિ મૂકઇ, તે દ્રુપદીની દાઝિ રે. ૧
[૩]શનૈ શનૈ સઞ્ચરયા; જે પુહુતા મન્દિર પાશિ રે,
[૪]અગર ફૂલ અબીર મહિકઇ, ચૂઆ-ચન્દન-વાસ રે. ૨

---

૪૨. આ લીટી પ્હેલાં:—"સતી દ્રુપદી સ્તુત્ય કરે કેશવની, સાર કરોનિ મોરારિજી!" ખ. ૪૩. એહૂ પાશાં. ફ. ૪૪. વીણી ગૂંથી તેલ ઘાવીજી. ફ. ૪૫. આ લીટી પ્હેલાં અમાં:—"સુન્દર વેશ રચ્યા અતિ વારૂ; લાવી વેણ્ય ગૂંથાવીજી." —આ કડી હમાં નથી.

સરવાળોઃ—અ-૧૪૦૩; બ-૧૩૫૮; ક-૧૩૯૭; ૪-૧૪૦૨; ઇ-૧૩૬૪; ફ-૧૪૦૦; હ-૮૨૭.

કડવું પર મુંઃ—૧. જૈરી દાઝિ રે. ફ. ૨. "પગ ભોમિ મૂકિ, ધરા ધ્રૂમકિ; તે દ્રુપદીની સાથ રે." ફ. ૩. છાની મૂઠે નીસરે. ક. પછે છાના રહી, અ ૪. અબીર પુષ્પને અમ્બર બેહેકે, ખ.

[૫]આવી દ્વાર ઊઘાડિઆં, તે થૈ રહ્યુ જગમગાટ રે,
પટ્ટ વસ્ત્ર બાંધ્યાં પાથરચાં; [૬]લટકઇ હીંડોલાખાટ રે. ૩
મુગતાફલ [પુષ્પ] ચમર ઢલકઇ; ઝલકઇ રચના સાર રે.
વીર માંહિ પધારિઆ; તુ હૈડિ હરખ અપાર રે. ૪
"આજ ભાઇગ માહરૂં, ભોગ કરશું. ક્યાહરઇ આવશિ નાથ રે?
પઞ્ચાલી અતિ પ્રભેંબ્યાં તે, હવડાં ચડશિ હાથિ રે. ૫
[૭]અસૂર થાઇ આવતાં હું; સૂઇ રહું લગાર રે,"
શીસ-પછીતઇ દેઇ પુઢ્યા; ચરણે ચાપ્યાં દ્વાર રે. ૬
એતલિ કેઉ [૮]સાંચરચા; તેહિ ઊપરિ જાઇ રે,
શૃઙ્ગાર સઘલુ અઙ્ગિ પિહિરયુ; તે ઊલટ અઙ્ગિ ન માઇ રે. ૭
ચિત્તિ આનન્દ અતિ ઘણુ, "આજ અમ પુહુતી આશ રે."
[૯]સેવક પાછા વાલિઆ; આવિઆ અવાશિ રે. ૮
વામ લોચન, અઙ્ગ ડાબૂં ફરકઇઃ ધૂજઇ [અતિ ઘણું] ચરણ રે;
ચર્ણ્ય તણુઇ ધરિ પરહુણુ ઊઠી, અક્ષવિ આવ્યુ હરણિ રે. ૯

દીપ મધ્ય પતઙ્ગની પરિ, પડ્યુ કામી અન્ધ રે;
મછિ જાલિ, ગજ ખાડઇ [૧૦]પડિઉ, ઇમ મરશિ મન્દ રે. ૧૦
એક ઇન્દ્રિય-સ્વાદઇ પાંચઇ, પામિઆં પંતઞ્ન રે;
તે પાંચ જેહ્નઇ વશિ નહીં તે, કિમ્મ જીવઇ જઞ્ન રે? ૧૧
[૧૧]અગન્યાન થ્યા પશુ પડ્યા પાંચઇ; ગન્યાન માનુખ દેહ રે;
એ પાંચઇ હુઇ જિહાં એકઠાં તિહાં, કુહુ કિમ જીવઇ તેહ રે? ૧૨

૫. "આવી મન્દિર રહો ઊભો; થૈ રહ્યો ઘંહુઘાટ રે." હ. ક. ચક્ષુકિ
૬. ૭. આ પ્હેલાં ખમાઃ—,
"ભૂખ્યી હતી તે ભક્ષ કીધી, પૂરણ પીધું નીર રે.
ફોફલ લવીંગ એલચી, સુગન્ધ-લેપન કરયાં શરીર રે."
૮. સાવચેતિ. ક્. —સાવધાન થેને. ખ. ૯. એક સેવક પાછા વલ્યુ. ૧૦
પિડુ. ક. ૧૧. આ કડી ઋમાં નથી.

રાજિમદ, જ્યોવનમદ, ધનમદિ–ભરયુ અપાર રે,
અવાશિ આવી રહ્યુ ઊભુ, ખડખડાવ્યા દ્વાર રે ૧૩
સાદ વીર કિમ સાભલઇ, જેહ્નૂ પછીતઇ [12]શીસ રે ?
"ઊઘાડિ અબના" કહિ રે અનવિ, બોલ કહ્યા દસવીસ રે ૧૪
"તિ કહ્યૂ હૂ, કામિની ! [13]રખ્યે જાણુઇ કોઇ રે !
ગાઢિ સાદ હૂ કિમ કરૂ ? વિપરીત બેહૂનઇ હોઇ રે" ૧૫
કમાડિ કડ ઠબકાવિઊ, તવ [14]જાણિઊ સૂઆરિ રે,
ચરણ સબ્વરી અહ્યા પાછા, ઊઘડી ગયા કમાંડ રે ૧૬
પોલિ [15]દેઇ તે પરવરયુ, ખુલતુ ખૂણા ચ્યાર રે,
ખડકી મણ્ડપ ઊશેરી જોઇ, કિહી ન [16]લાભઇ [17]નારિ રે ૧૭
"કા દૂહ્‌વાણી ? કિહે રે મુઝનઇ, [18]તુઝનઇ ન જોઇઇ રીસ રે
જિમ તમ્યો કહ્યૂ મિ તિમ કીધૂ છઇ, સહિટ સામી દઇશ રે" ૧૮
ખર્ડૂાલતુ ભડ જૈઅ વાગુ જિહા વૃકોદર વીર રે,
રીશિ રહ્યુ છઇ ધગધગી, ઊફરા રોમ શરીર રે ૧૯
ભીમ ઊપરિ હાથ પડિઉ, જિમ સૂઇ–શલ–અમ્બાર રે,
કેશ કૈયાના થયા ઊભા ભડકયુ ભડ અપાર રે ૨૦
"એ કુણ કમધી ? કિહા આવ્યુ છઇ ? નારિતન ન હોઇ રે
અન્ધારિ આહા શૂ રે જાણૂ ? પ્રગટ થ્યુ તા કોઇ રે" ૨૧
એતનઇ વૃકોદર બોલિઆ, "એ હૂ તેહજ નારિ રે,
આવીનઇ બઇશી રહી છૂ થૈ [19]છઇ મુઝ ક્યાહ્‌ર રે ૨૨
વડી વાર થૈ તમ વાટ જોતા, કા કન્ય ! થયૂ અસૂર રે ?"
સાદ શરુઉ કરી બોલઇ, તુહિ ન પ્રીછઇ ભૂર રે" ૨૩

૧૨ શરીરે, સુખી થૈને સૂઇ રહ્યો છ નિદ્રામાં મ્હાવીર રે" અ ૧૩ વિચારી બુધિ જોય રે અ ૧૪ જાગિયુ ક ૧૫ ઁમાંહિ ક ૧૬ દીઠી ક ૧૭ હાહાર રેઁ અ ૧૮ શેણે અટક લીધી સીસ રે ? અ ૧૯ મને વડી વાર રે ક અ

પછઇ ભડ જખ થયુ [20]બંધ્હુ, કેહ જાણી વાત રે;
'પાંચ-કહિતી તેહ માહિલ્યુ, [21]આવ્યુ ભડ વિખ્યાત રે. ૨૪

[ ઊથલુ ]

વિખ્યાત એહ્‌ની ખ્યાતિ છઇ બહુ. હવઇ જીવતાં જાવું નથી,
કહ્યું હું નવિ માનતુ; એ સાધવી હુઇ સતી.' ૨૫

૧૪૧૮

---

## કડવું ૫૩ મું—રાગ [1]એજ

ભીમિ હાંકી [2]હાથ ઝાલ્યુ; [3]બિહૂ પડિઆ બાથિ રે,
દમદમાટ ધરતી ધૂલિ ઊડઇ, [4]કરઇ પ્રહાર પાટૂ-ઘાત રે. ૧
અડીઅડઇ, બેહૂ આથડઇ, ભુઇ પડઇ બઇઠા થાઇ રે.
શર ઘાય વાજઇ; વ્યોમ ગાજઇ; [5]પાછુ કોઇ ન થાઇ રે. ૨
[6]"મુજ બલ જોઇ, બુદ્ધિહીણ ! તું, આછટૂં એકજ વાર રે."
અધમુઉ અવની રડવડઇ, અનઇ પડયુ કરઇ પોકાર રે. ૩

---

૨૦. ઊઘુ. ફે. ૨૧. આવી રહ્યુ. ફે.

—સરવાળો—અ-૧૪૨૮; બ-૧૩૮૪; ક-૧૪૨૨; ડ-૧૪૨૭; ઈ-૧૪૧૯; ફે-૧૪૨૫; હ-૮૫૨.

કડવું ૫૩ મું:—૧. ગોડી. ક. ૨. ઊઠિયુ; પડિ બેહૂ ભડિ બાથરે. ફે. ૩. તાણી ઊપરય લીધો હાથ રે. હ. ૪. માંહોમાંહિ વાત રે. અ. ૫. વલગા માંહોમાંહ રે. ઇ-ફે-બ. ૬. બલ જોઇ બકરા ! તારૂં પછિ. ફે-બ. —આ કડી પ્હેલાં બમાં:—

"ગદ્દા દોહોણી પ્રહાર-પાટૂ, કરે ઢીંચણિયાના માર.
બેહુ ભડ ભડતા ન ઓસરે, કોએ ન પામે હાર્ય. ૩
અડવડી અવની પરય ઊછલે; વલી બેઠા થાય.
અતિ છે બલ આપણૂં વલી મૂકે ઘાય." ૪

પછઇ મનિં વિચારિઉં; એ નૃત્ય કેરી શાલ રે;
નૃત્યગાન કરતાં નિરખંશિ, શણ દેખી બીહશિ બાલ રે. ૧૫
ભીમિ ભારટ કરી પાછુ, ચાંપિઉ તે માંહિ રે.
અકર્જ કાયા અહીં થકી, જુ જાણિ ગન્ધાઇ રે. ૧૬
રગત તનિ થકી કાઢિઉં, ભારવટિ લખિઉં નામ રે:
"મિ મારયુ," "મિ મારયુ" ભણિ, અક્ષર લખિઆ ઠામિરે. ૧૭
ફરી કારજિ વલ્યા પાછા, કહિતા ગયા સન્દેશ રે:
[14]"શૈઇન્દ્રી! તૂં સાંભલે; મનિ ચિન્તા કાંઇ મ કરેશ રે. ૧૮
તુઝ સાલ સહિજિ ભાંજિઉં, તે જાણશુ પ્રભાતિ રે."
પાકશાલ કહીનઇ પુહુતા, તે દ્રુપદીનુ નાથ રે. ૧૯
પછઇ દિનકર ઊગતિ સભાઇ આવિઉં સહૂ કોઇ રે;
જન્મેજય રાઇ ! સાંભલુજી, હવઇ થાઇ છઇ સોઇ રે: ૨૦
ચઢી દલ સવિ મિલી આવ્યૂં, વૈરાટ કેરઇ દ્વારિ રે;
જુહાર કરી સવિ જોધ બઇઠા, આપ-આપણિ અધિકારિ રે. ૨૧
કૈઆ કીચક તણા ભ્રાતા, નવાણૂં છઇ જેહ રે,
શીસ નામી રહ્યા આગલિ, વૈરાટિ પૂછ્યા તેહ રે: ૨૨
"તમ તણુ ભ્રાતા જેષ્ઠ છઇ જે, અમારુ પરધાન રે,
દિવસ બિ થયા નથી દીઠા, [15]કિહાં છઇ?" કહિ રાજાન રે. ૨૩
"અમ્યો ભાઇ ચડ્યા કાલિ, આવતા'તા આંહાં રે;
રાજ્યહરથી થયા અલગા, ન જાણીઇ 'છઇ કિહાં રે?" ૨૪
સિધિ જોવા મોકલ્યા કૈઆ તણઇ નિજ ઘઇરિ રે;
ત્રીનઇ લાગા પૂછવા, "તાહરા નાથની શી પઇરિ રે?" ૨૫
"કાલિ સાંઝ સૂધા ઘરઇ હૂતા, નિશાઇ સેવક સાથિ રે,
કિહી કામઇ ગયા પૂઠિ, નથી આવ્યા નાથ રે." ૨૬

૧૪. આ લીટી ઇ માં નથી. ૧૫. શૂં ગયા કોય ગામ રે? ઞ.

[૧૬]સેવકનઈ વીરિ સાદ કીધુ, આવિઉ તતકાલિ રે,
"ઠાકુર તાહ્રુ કિહાં ગયુ ? તે અમનઇ સમ્ભાલ રે." ૨૭
સેવક સાથઇ આવિઉ, દેખાડવાનઈ ઠામ રે,
"આહાથકી મુઝ શીખ દીધી, એકલ્લડા આ ઠામિ રે " ૨૮
[૧૭]તેહનઇ ભાઇ ગયા તેડી, રાઇ કેરઇ પાશિ રે;
"આ સેવક સાથિ નીકલ્યા, નથી આપણઇ આવાશિ રે. ૨૯
સર્વ ભાતા હીંડઇ સોધતા, પણ કહિનઇ ન લાભઈ ભાલ રે,
[૧૮]દ્વારપાલ નૈઅર સઘલૂં પૂછ્યૂં, જૈ સુદેષ્ણા સમ્ભાલિ રેઃ ૩૦
"બાઇ ! ભાઇ નથી લાભતા, [૧૯]તે ખુલિઉ સંમારિ રે.
[૨૦]પિહિલી તુ સમાદિ થૈતી; [૨૧]હવઇ નથી આ વાર રે." ૩૧

---

૧૬. સેવક રાએ તેડાવિઓ. અ　૧૭ આ કડી અ માં નથી
૧૮ આ લીટીને બદલે અ-ખ-ક-ઇ-ઉ માંઃ—
"વૈરાટ સાચૂં •માનિઉં, 'સહી એહ્નો ખૂટો કાલ રે.
સૈન્ધ્રી ×સાથે ઘણા આવ્યા, મેહ્લી પાટૂ +પ્રૌઢ રે.
†તે પાપ ઈહીનિ મલૂ, ‡આવિયા ગરુડારૂઢ રે.
••દ્વારપાલા પોલ પૂછી– 'નીસરયા ઘરબાર રે ?'
ગામ્ય સાદ પડાવિઉ, પણ કહીં ન લાધે ઠાર રે.
સહૂકોહે નગરમાંહિ ખોલો રૂડી પેર રે,
××જોતાં રોતાં આવિઆં તે, સુદેષ્ણાને ઘેર રે"
[• જાણિઉં ઇ વિમાસિયૂ. ઉ × °ને પાટૂ હણી, તે ઘરતો ઢાલ રે ઉ + પ્રહાર રે. અ † આ પ્હેલાં અમાં —
"નગરનિવાસી એમ કૂહે, 'એને ખોવજો રૂડી પેરય રે.'
જોતાં રોતાં આવિયાં સુદેષ્ણાને ઘેર રે"
† રૂઠા જુગદાધાર રે અ એને રૂઠા શ્રી ગોપાલ રે ઉ • "ગઢ બારય જો નીકલ્યા હોય તો પૂછો જઈ દ્વારપાલ રે સુધ સાદ ..લાલ રે" ઉ ×× ઊજાલી રોતી વીર કેવી, પોક મૂકતા વૂઠા ઘેર રે ઉ.] ૧૯ અમે જોયો સકલ સંસાર અ ૨૦. "વિરાધ્ય વીરને વિઘ્ન સરખૂં દીશે છે આ વાર રે" ઉ ૨૧. પણ કુવ નથી ક.

[22]વિકરાલ રોતાં–વીર વાણી, [23]સુણી રાણી રોય રે;
[24]સકલ શામા સાથિ ઊઠી, [25]સિધ લેવા સોય રે. ૩૨

[ ઊથલુ ]

[26]સુધી સિધિ લ્યાવ્યુ કોઇ; "ભાઇ ભાઇ," કરીનઇ રડઇ;
અગોચર અસગાં ઠામ જોઇ, આલોટી અવની પડઇ. ૩૩ / १४५१

## કડવૂં ૫૪ મૂં–રાગ સોરઠિઉ એકતાલી

"ભાઇ ! ભાઇ !" કરતી ભામિની રે, ઢાલતી નેણુઇ નીરઃ
"સુન્દર વર સોહામણા ! [1]કોડામણા કાલા વીર ! १
ધ્રુવપદ–[2]બાન્ધવ ! ઘઇરઇ આવુ રે, તાહરી વાટ જોઇ વિરાટ.
ચ્યુહ દશિ જોતાં કિહીઇ ન લાભઇ, વીર ! ભેટીઇઃ ભાંજઇ ઊચાટ;" બાન્ધ૦ २

---

૨૨. "દીઠા રાવણી સુણી વાણી, ખાય મૂકી રોય રે." ક–ખ. *લવાણી સુણી ઊઠી. ઉ. ૨૩. ઊઠી ધાય ને રોય રે. અ–બ. કહે હાય ને રોય રે. ઉ. ૨૪. "સકલ સહીઅર સાથ લીધી, સોધી સીધ લાવે કોય રે!" ક–ખ. ૨૬ શામા સાથ લીજે, કહે, ઉ. ૨૫. સુધ લાવો કોય રે. અ–ઉ.—આખી કડી ઇમાઃ—

સકલ શામા સાથિ તેડીઃ સિદ્ધ લ્યાવુ કોય રે.
બિહિન વલતી શોધવા ચાલી; નયન ભરીનિ રોય રે."

૨૬. "ભાઇ ! ભાઇ !' કહીનિ રડિ, *અગમ અગોચર ઠામ જોવા આવિયા.
×આલોટી ધરણી પડે, ભાઇ સધરાં આવિઆ." ઇ
[* ઠામ જોવરાવિયા. અ. × અર્જુ આછટી ભોમ પડે. અ.]
"બાપે બાઇ તેડિયા; અગોચર ઠામ જોવરાવિયાં.
શુધ્ય તાં કોયની કહે તે, ભીમને મન્ય ભાવિયા." બ.

—સરવાળો—અ–૧૪૬૩; બ–૧૪૨૨; ક–૧૪૫૮; ડ–૧૪૫૦ (ડ અહીં ભૂલથી ૧૪૪૫ ગણે છે.); ઇ–૧૪૫૫; ઉ–૮૮૮.

કડવૂં ૫૪ મૂંઃ—૧. કોડિલા કુલવીર. અ.
૨. "વીરા ! શે નવ્ય બોલે રે ? તારી વાટ જુવે વૈરાટ રે.
મારૂં વારૂં તેં નવ્ય કીધૂં, ભાઇ ! ભેટો તો ભાગૂં ભવ–ઊચાટ રે." અ.

સોધતી સોધતી સુન્દરી, માથઇ સવલા ભ્રાત્રિ,
[૩]રાજહર બાહિરિ નીકલી, નણુન્દ ભુજાઇ સાથિ, બાન્ધ૦ ૩
સેવકનઉ સુદેષ્ણા પૂછઇ, "તિ કય્હા મૂકયુ ચોધ ?"
ઠામ દેખાડી વસ્તુ તે પાછુ, પગ જોઇ કાઢુ સોધ્ય." બાન્ધ૦ ૪
નૃત્યશાલા માહિ આવી [૪]ઊટાકિ, જોતી કૈઆના ચરણ,
નામ પગ લાભઇ નહી, પણુ ભાગી દીઠી ધરણિ, બાન્ધ૦ ૫
[૫]"આફ્ણિઇ યુધ થયૂ દીસઇ ૭૮, માહોમાહિ સઙ્ગ્રામ,
સહી એ સૈઇન્દ્રી યિકૂ નીપનૂ, એ [૬]ગન્ધર્વનૂ કામ, બાન્ધ૦ ૬
અભાગિઉ એ સાથિ હસતુ, સુણ્યુ'તુ પાટૂ-પ્રહાર,
તે દેખી ગન્ધર્વ અતિ કોપ્યા, સહી મારયુ નિરધાર, બાન્ધ૦ ૭
સકન નારિ-શિર એક કન્થ, [૭]રાખ્યા કારણિ જાણિ,
એહ તણુઇ શિરિ પાય [ગડગડિ] કહિતી, 'લેશિ પ્રાણ', બાન્ધ૦ ૮
તે માહિલો કો પ્રગટ થૈનઇં, મારયુ માહ્રુ ભ્રાત્ર,
ચ્યુહુ ખૂણે ખુલ્સુ નવિ લાભઇ, ભાઇઓ ' ઉતપાત,' બાન્ધ૦ ૯
કહિ, "મારી પાતાલિ ચાપ્યુ કો કહિ, "આકાશિ,"
અમલાઇ ન્યાહ્લ્યૂ તવ ઊચૂ અક્ષર દીઠા અવાશિ, બાન્ધ૦ ૧૦
ભારુટ હેઠઇ અક્ષર અતિ રાતા, તિહ્રા લખિઆ સોઇ,
વનિતા તે વાચી નવિ જાણુઇ ઘણૂ દુખ અણી રોઇ, બાન્ધ૦ ૧૧

---

૩ 'રાજમન્દિર સોધી વની, રાણીઇ પછી ઝગકયા હાય રે" અ-બ-ક-ઇ [રાય આગણિ જોઇ વલ્યા ઇ ] —આ લીટી પછી અ-બ-ક-ઇ-હમાં —

"*આવાસમા અબલા સર્વ રોતી, જોતી ઠારોઠાર
નણુન્દ ભોજાઇ વા ×મલા એકઠા, વીર તણો પરિવાર"

[* °મા રે અતિ રોતી હ. × મલી એકઠી અ ] ૪ આગકી ક ૫ ઇહા કાઇક યયૂ દીસે છે અ ૬ ફુબેર તણુ બ ૭ આ તો રાક્ષસ-કારણુ તણુ અ ૮ અનિલિક્ષિ ઇ-ક અન્તરિમિ છે. કોઇ તે મલ્યો નિર્વાણુ અ

પ્રોહિત પ્રધાન તેડાવિઆ રે; લેહા લેખક જાણિ;
જે વાંચઇ તેહનઇ શીરિ ચઢિ રે; કો 'મિ મારયુ;' કહિ વાણિ!
બાન્ધ૦ ૧૨

[૯]વિરાટિ–સભા મધિ સાંભલ્યૂં, [૧૦]શૈઇન્દ્રી–મુખિ વાત:
"કુઆ કેચક ગન્ધર્વિ મારયા, નૃત્યશાલા-મધ્ય, નાથ!" બાન્ધ૦ ૧૩
અંગ્નિજ પામી અવાશિ રાઇ આવ્યા; લિખ્યૂં વાંચિઉં નામ;
"મિ મારયુ જિય," રાય ઊચરયા. "એહ તમારૂં કામ; બાન્ધ૦ ૧૪
સ્વામી! શું વિણુસાડ્યૂં તાહરૂં? માહરુ મરાવ્યુ વીર?
પીહર–બ્યુડુણી હૂં કરી રે." કામિની નેત્રે હાલઇ નીર; બાન્ધ૦ ૧૫
"પાપઇ એહનુ પિણ્ડ પડયુ રે, હૂં મરાવ્યુ શીધિ?
એણુઇ શૈઇન્દ્રી સભા માંહિ મારી, ગન્ધર્વઇ પૂરુ કીધ:" બાન્ધ૦ ૧૬
"કન્થ! માહરા વીરનઇ જો, કહાવુ, કિમ ખમિ ભાર?"
વસઆ જોધ; બહુ બલ કીધાં; ભારુટ [૧૧]ન નમઇ લગાર. બાન્ધ૦ ૧૭
"તમ્યો કાંઇ નવિ નીપન્યૂં રે, કરી જાણ્યા બહુ આહાર."
બાન્ધ૦ ૧૮
ન્યુહરા કરી તેડાવિઉ રે, તવ વાલુઉ સૂઆર;
આવી આગલિ ઊભુ રહ્યુ રે; સુદેષ્ણા લાગી પાય:
[૧૨]"વીર વાલુઆ! કેઉ મારયુ; ઘાલ્યુ છઇ ભારુટ માંહિ. બાન્ધ૦૧૯
તૂં ટાલી નહીં નીકલિ રે, અભજ્ઞું અતિ બલવન્ત;
[૧૩]હઠઇ ચડી હેલા હણ્યુ રે; આણ્યુ જીમૂત–અન્ત". બાન્ધ૦ ૨૦
કહિતમેવ ભીમ જઈ વિલગ્યુ; અલગુ કીધુ કાઠ;
[૧૪]માંસપિણ્ડિ પરિ પડયુ પ્રથવી તલિ, "આમ કુણિ વાલ્યુ દાટ?"
બાન્ધ૦ ૨૧

---

૯. °નિ સમ્મલાવ્યૂં છ. ઇ. ૧૦. "...કહાવ્યૂં સેવક-સાથ કેઆ તણૂં એંધાણુ આદિ, ઘર લાધૂં આવો નાથ રે." અ-ક-ઇ. ૧૧. ઊંચો ન થાય: અ. ૧૨. આ પાઠ ઉપરાંત ઇમાં:—"ભાઇ! મારીનિ ઘાતિયો, તે છે રિ ભારવટ માંય." —આ કડીજ અમાં નથી. ૧૩. "જેમતણું પ્રાક્રમ કરીને, આણ્યો તેનો અન્ત." અ. ૧૪. મોટ તણી પેરચ આવી પડિયો. અ.

આશ્ચિન્ય જોવા મિલી સવિ અબલા, "આ અસમ્ભવ વાત;
હાથ પગ મુખ કાંઇ નવિ દીસઇ, વાલુઆ ! એ ઉતપાત." બાન્ધ૦ ૨૨
"હા બાઇ ! તમ્યો કહચૂં તે સૂધૂં: એહનૂં અઙ્ગ છઇ પેટ મઝારિ;
જુ કહુ તુ કાઢ઼ીનઇ દેખાડૂં; મોટુ મારણહાર." બાન્ધ૦ ૨૩
૧૫"એ દુઃખ બીજૂં," હાશિ કરતાં, વલ્યા વૃકોદર વીર;
રાણી અતિ આક્રન્દ કરિ રે, દેખી બાન્ધવનૂં શરીર. બાન્ધ૦ ૨૪
૧૪૭૫

## કડ્વૂં ૫૫ મૂં—રાગ વિરાડ઼ી જિતમાન

સુદિષ્ણા સવિ ટોલિ મિલીનઇ, ઊપરિ કરઇ આક્રન્દઃ
"પીહર-બ્યુહુણી કરી તિ, વીરા! હૂં અભાગિની [1]મન્દ. ૧
ધ્રુવપદ—[2]તુઝ માટઇ હૂં ગાજતી; રાઉલિ! પામતી માન;
વીર વિના સંસાર સવિ સૂનુ, માહરૂં મહીર કીધૂં રાન. ૨
[3]વીરા ! મૂંશૂં બોલિ રે; કહુનઇ વીતકની વાત.

૧૫. આ પ્હેલાં અ-બ-ક-ઇ-હ માંઃ—

" હા કેતાં સબલૂં અઙ્ગ કીધૂં, *ઉર કર-ચરણ-વન્દન.
×તે દેખી ભીમ તવ રોયાઃ 'મારો પુરુષ-રતન.'"

[ * ઉદર થયૂં સાહૂં વન. હ. × કાઢ્યા પછી તાં ભીમ એમ બોલ્યો, હાય કોણ મા° હ. ]

—સરવાળો—અ-૧૪૯૭; બ-૧૪૪૮; ક-૧૪૯૪; ડ-૧૪૭૪ (૧૪૭૦ ?) ઇ-૧૪૯૧; હ-૯૧૪.

કડ્વૂં ૫૫ મૂંઃ—૧. આ કડીને અન્તે બમાં—" વીરાજી ! બોલો રે. વીરા ! કહોની વાત રે." ૨. અ-બ-ક-ઇ-હમાં ૨-૩ લી૦ પા૦.

૩. પૂર્વાર્ધ બમાં નથી. કમાં આખી કડી—

" બાન્ધવ ! શિ ન બોલે રે ? તારી વાટ જુએ વૈરાટ.
મારે વારૂં તિ નવ કીધું, તુનિ કુણિ કીધુ ઉપઘાત ?
વીરા ! શિ ન બોલે રે ?"
" મારૂં વારૂં નવ્ય કરયૂં. આ કોણે વાલ્યો દાટ ?
વીરા ! શે નથી બોલતો ? તારી વાટ જુવે વૈરાટ." અ.

મિ વારયુ, વીર ! તે નવિ કીધૂં. કુણિ કરી ઉપઘાત ? વીરા૦ ૩
સુખ ભ્રાતિ માંહિ તૂં રે દીપતુ, જિમ તારામધિ ચન્દ;
વીસ-બાર લક્ષણ, ગુણ-પૂરણ, કરતુ લીલાનન્દ. વીરા૦ ૪
જિહાં જોતી તિહાં મીટિ ભરાતી; હૂં થાતી રલિઆતિ;
છત્રીસ રાજકુલ માંહિ, શૂરા ! પૂરી તાહરી ખ્યાતિ. વીરા૦ ૫
સમાદિ થિકુ આવ્યા ઘરિ માહરિ; હૂંઇ વધાવા આવી.
માહરી દ્રિષ્ટિ લાગી, વીર ! તુઝનઇ; મહાકાન્તિ મનિ ભાવી." વીરા૦ ૬
વદન ચુમ્બન કરીનઇ વખાણિ, વદન પાણિ પદ નિહાલિ;
"બુધિસાગર! ગુણ કિમ વીસરઇ !" અમઘા આંસૂ ઢાલિ. વીરા૦ ૭
[૪]શત વીર સાથઇ મિલ્યાં; રાખી રોતી સુદેષ્ણા નારિ;
"હનાર હુઇ કિમહિ નહિ પાછૂં, ભૂંડિ કરમિ [૫]શકારી. વીરા૦ ૮
જેહ થકૂં એહનૂં મૃત્ય નીસરયૂં, તે દાસી બોલાનુ;
ભાઇ-મારી કિમ રહિરે ? ભામિની વીરનઇ સાથિ ચલાનુ." વીરા૦ ૯
જેહનિ વિરહિ વીરઇ દેહ છાંડયુ, ગ્રહી તારુણી આણી;
"તિ કહ્યૂં તે હવૂં રે, પાપઇણી !" એમ કહઇ છઇ રાણી. વીરા૦ ૧૦
કૈઆનઇ સહિસકાર કરેવા બાંધુ, કાંધિ ધરીનઇ જાઇ;
પૂંઠિથી પઞ્ચાલી મોકલી, [૬]દ્રિઢ બાંહા બલિ સાહિ. વીરા૦ ૧૧
"ઘણા દિવસ ઘર ધૂલિ મેલ્યૂં; સતી થૈ સર્વ ખાધૂં;
વાહલા ભ્રાત્રિ વિચિ વાટ પાડી, [૭]ડાકિણની પરિ લાધૂં. વીરા૦ ૧૨
વીરા ! એ ભૂંડીનઇ ભાઇ સઙ્ઘાતિ, બાલજ્યો રૂડી પઇરિ;
[૮]સમશાનમાં સાવધાન રહિજ્યો; સિધિ કહાવજ્યો ઘઇરિ. વીરા૦ ૧૩
કૈઆ સરખા જોધ મરાવ્યા, યુગિ જાણીતુ જેહ,
સહથિઆર થજ્યો સઙ્ઘ, તમ સાથઇ છઇ તેહ. વીરા૦ ૧૪

---

૪. "રાતી વીરે હાથ ગ્રહીને રાખી સુદ્રેશ્ના નારી." અ ૫. વિકારી. ઇ. ૬. કાઇ ખાતા દેખ માંહિ. અ-ઇ. ૭ કાલજ કાઢી લીધૂં. અ. ૮. "સમસ્ત સા°...; સાચે આવજો ઘેર." અ.

એહ ચકૂં કાંઇ નવિ નીપજઇ; રખે વીર ! ઇમ જાણ્ણ;
ગન્ધર્વ શાશિ રીસ તે કરશિ; [૯]આવશિ ક્રોધ ભરાણ્ણ." વીરા० ૧૫
[૧૦]નવાણૂં નર કરમધિ આયુધ, સર્જ્જ થૈ સાંચરિઆ;
નગરમધિ જઇ 'રામ' જપતાં, સહૂ સાથિ પરવરિઆ. ૧૬
વુલાવી વનિતા સહૂ કોઇ, સ્વપન સંસાર એ કૂડુ;
કૈઆ તણી કામિનીઇ કેડિ, ફૂટી ભાંજિઉ ચૂડું. ૧૭
[૧૧]અરે નગરલોક સહૂ જોવા આવ્યૂં, "આ તુ અકહિ ફૂહાણી;
સતી શૈન્દ્રી," સહૂ કો કહિતૂં, "શીદિ જાઈ છઇ તાણી ? ૧૮
[૧૨]અરે અનરથ કાંઇ આજ નીપનુ; હવડાં જાણુશુ વાતઃ
અબલ અનાથ તણુ વધ કરવા, ચાલ્યા છઇ શત બ્રાત્રિ". ૧૯
કોલાહલ કરઇ નરનારી; વારી ન સકઇ કોઇ;
કૃષ્ણા આક્રન્દ કરતી દેખી, [૧૩]નરનારી સવિ રોઇ. ૨૦
"હાહા, કૃષ્ણ !" કરીનઇ કામિની, કોટ વાલી કન્થ નિહાલિઃ
[૧૪]"દ્વારાવતીઇ વસુ, જિદુનન્દન! અનાથનૂં દુઃખ ટાલિ." ૨૧
સ્તુતિ કરતી સમશાનમાં પુહુતી; રોતી જાતી નારિ,
વિરાટ—આદિઇ સહૂ જાણ્યૂં; કો નવિ રાખઇ વારી. ૨૨
[૧૫]અબલાનૂં દુઃખ સુખ ન જાણ્યૂં, રાજા સાલિક નઇ પ્રધાન;
સમસ્ત તણૂં તિહા પાપ મિલ્યૂં, તુ કિમ વારિ રાજાન ? ૨૩
ધર્મ અર્જુન નઇં નિકુલિ સાંભલ્યૂં; સહદેવઇ [૧૬]જાણી વાતઃ
"ભીમ તણું અખ્યાતમ એ જોજ્યો; હાથી ઝાડિકચા હાથ. ૨૪
અણુવિચારયૂં કરયૂં છઇ એણુઇ; ન કરિ કઇહિનૂં વારયૂં;
હવડાં છતાં થાવૂં થયૂં આપણિ; મારી આપ ન ઊગારયૂં. ૨૫

---

૯. નિસે ક્રોધ નખાણુ અ ૧૦. આ કડી અ માં નથી. તે બદલ તે ૧૮ મી આપે છે. ૧૧. કડી ૧૭-૧૮ ઇમાં ઊ० પા० ૧૨. આ કડી અ-ઇમાં નથી. ૧૩. વર્ણ અઢારે રોય ક-ઇ. ૧૪. કનક દ્વારકાં કેરા વાસી, અ. ૧૫. "સુદ્રષ્ટાનૂં અધિક દુઃખ ને, વલી સાથો પરધાન." અ. ૧૬. °વ તણા ઉપઘાત. અ

દ્રુપદીનઇ સઙ્ગિં બાલશિ, તુ આપણિ કિમ રહિવાશિ !"
એ વાત જબ ભીમિ સાંભલી, આવ્યા ધર્મનઇ પાશિ. ૨૬
ચ્યુહુ [૧૭]વીરઇ જબ કોટ હણાવી, વૃકોદર ક્રોધિ નિહાલિઃ
"નગર વિરાટ કરૂં પડ ઊંધૂં, જુ યોખિતાનઇ બાલિ." ૨૭
એહવી વાત વિમાસઇ પાણ્ડવ, યુધિષ્ટિર–બુદ્ધિ–ઊપાઇ;
સુદેષ્ણાઇ તેડ્યુ વાહ્રુઉ, "વાહ્રિ ચડજ્યો, ભાઇ ! ૨૮
[૧૮]એણીઇ એક ભાઇ મરાવ્યુ, તે સમરથ જ્યોધ અપાર;
એણે નવાણૂંએ કાંઇ ન નીપજઇ; તમ્યો (તણુક) હાહ્રિ. ૨૯
રૂડી પઇરિ ધરઇ આવુ, એ અબલાનૂં કાજ;
તૂંનઇ વીર હતુ અતિ વાહ્લુ; હૂં મોકલૂં છૂં આજ." ૩૦
કિહિતાં–વહિત વીર અતિ વાધ્યુ, ગઢ ઓલઙ્ઘી જાઇ;
પાણી–વસ્ત્રમાં પગ વાત્તરી, જ્યોધ દૂકડુ થાઇ. ૩૧
[૧૯]જાણ્યૂં 'દેખી મુઝનઇ ઓલખશિ,' એક વૃક્ષ ઊપાડી લીધૂં;
મુખ આગલિ દેહનઇ પધારયા, ત્યારિ કૈઇ પરપઞ્ચ કીધુઃ ૩૨
મોટી ચિતા [૨૦]હસાડ્યુ ચ્યુહુ દશિ; કૈઆ વિચિ પુઢાડ્યા;
પઞ્ચાલીનઇ વિચિ નાંખવા, જણ બિચ્ચાર સુંડાડ્યા. ૩૩
"સમરણ, નારિ! નારાયણનૂં કરિ; વલી કો તાહરઇ હોઇ.
જેહવૂં કરવૂં તેહવૂં તિ રે ભોગવ્યૂં; મારણહારે કોઇ ?" ૩૪
[૨૧]ઇમ કહી કામિનીનઇ કટિ વલગી, એતલિ ભીમ તિહાં આવ્યુ;
અતિ પ્રચણ્ડ [૨૨]મુખ આગલિ મહાદ્રુમ; કૈઇ એહ ચલાવ્યુ. ૩૫
ઝાડ બારણિ કરી એકઠાં, હઠી હુતાશન નાખિ;
[૨૩]ત્રિટૂરી વનિતા–તણૂં મન આણી, એ કહિનઇ નવિ સાંખિ. ૩૬

---

૧૭. વીરને નાખૂં શાથી. અ. ૧૮. એણે દેવા સરખો જોધ મરાવ્યો. અ. ૧૯. મારું હમણાં ઓળખશે. અ. ૨૦. ગુપ્ત રીતે. અ. ૨૧. શા માટે તમે રડો, કામિની? ઉ. ૨૨. રૂપ દેખીને સહુ લોકો પણ નહાવ્યા. અ. ૨૩. વનિતા તણૂં દુઃખ જાણીને, અ. ઈ.

કરગરતા કલ્પાન્ત કરતા, હોમ્યા અગ્નિ મુખ માહિ,
ચ્યુહુ દિશિ વૃકોદર નિહાલિ, રખે કો નાશી જાઇ। ૩૭
[24]અતન ।માહિથી એક ઊગારયુ, અધમૂઉ જીભ કાઢી,
નારિ નગર માહિ આવી ઊજાતી, રાજસભા માહિ ત્રાડી· ૩૮
"કો એક મત્સ્ય મહા વનિથુ આવ્યુ, કરતુ ક્રોધ અપાર,
[25]હૃ નાડી ઊગરી આહા આવી, તે સિધિ કહિશિ સૂઆર ૩૯
પતઙ્ગિઆ તણી પઘરિ પડતા, દીઠા હુતાશનિ,
એતલિ વીર વાલૂઉ આવ્યુ, સાથિ એ રતન ૪૦
[26]તે નુહુરા કરતુ ધાઇ પગે વિવગુ, 'અમારી સાખ ઊગારુ.
આ વાત નહીં કહૂ [27]નઇ થૈ રહેશ દાસ તમારુ" ૪૧
રસના-વ્યુહુણુ આગલિથી આવ્યુ, જિહા હના નરનારી,
સાન કરી દેખાડ્યુ વૃકોદર, 'ઉ આવ્યુ સર્વ સંહારી' ૪૨
હાથ દુઇ કરી કૂટઇ, હૃ હૃ કરી દેખાડિ
જીભ-પાખઇ કહ્યુ કો નવિ પ્રીછઇ, કર કપાન અડાડિ ૪૩
"કુહુજી, વાનુઆ! શૂ કહિ છઇ? અમનિ પ્રીછવુ વાત,
કહ્યૂ, "કઇઆ તણી માયા મોહ પામ્યા, કીધુ આતમઘાત ૪૪
ઊછલી આગિ માહિ પડિ આફણિઇ, ઘણા સાહ્યા કિમ જાઇ?
એક ગ્રહૂ એક ઊઠી ઝમ્પાવઇ, શૂર અગ્નિ દન માહિ ૪૫
ભૂમપડલિ ભાઇ બહુ દીઠા પ્રેમ આવડુ નહીં હોઇ
આણુઇ જીભ કાઢીનઇ નાખી, મિ ન મૂક્યુ સોઇ" ૪૬
જીભ-વિહુણુ કેઉ કિમ જીવઇ? પામ્યુ મૃત્ય બતાવ્યુ
એક તણૂં દુખ રોઇ છૂટીઇ, પણ સુતુ હાન હલાવ્યુ ૪૭
મુખ દરશન કરી વગણ અઢાર, સ્નાન કરી ઘરિ જાઇ.
સતી સાધવીનઇ જેહ દૂહવઇ, તેહનૂ કુટુમ્બ-નિકન્દન થાઇ. ૪૮

---

૨૪ આ પ્હેલા અ મૂળની ૪૧ મી મૂકે છે ૨૫. તે માટે તે તાં ઊગા-રયા કે ૨૬ "એક ભાઇ જઇ પગે વલગો, 'માહારી .સાખ ઊગારે" કે ૨૭ કોઇ આગલ્ય કે —આ કડી ઉમા નથી

ઇમ કરી ભીમ ઘરિ પધારચા; શીખ સુદેષ્ણાઇ દીધી;
"પરનારિ તણૂં પાતક એહનઇ લાગૂં; તિ વારિ ઘણીઇ દીધી." ૪૯
ભાઇનઇ ભેદ કહ્યુ સવિ ભીમઇ, જેણુઇ વિધિ કરયૂં કામ.
શ્રીકૃષ્ણજી તણા પ્રતાપઇ કરીનઇ, ફેડ્યુ દુષ્ટનુ ઠામ. ૫૦
વ્યાહણૂં થયૂં; વિરાટિ પૂછયૂં, "કુહ્ઉ, કિંકું! શું કહીઇ?
કુણ કુકર્મ ઊપનૂં એહનઇ? ગયૂં મૂલ તે લહીઇ." ૫૧
કહિ કિંકું ગ્યાની, "સુણિ, રાજા! પરદારા-પ્રેમ નં કીજઇ;
અહલ્યા શિલા, ઇન્દ્ર બિલાડુ, ગૌતમ દોષ ન દીજઇ. ૫૨
ગુરુદારાઇં સોમ વિલગ્યુંતુ; દેહ ક્ષીણ થયુ તેહનુ;
જયાતિ શુક્રચાપિ વૃદ્ધ કીધુ, [૨૮]અનન્ત આયુ છઇ [૨૯]તેહનુ. ૫૩
જાલન્ધર મારયુ મહાદેવઇ; ભસ્માંગદ હરિઇ બાલ્યુ;
[૩૦]કામિ આકુલા દાનવ મહા: રાવણ વંશિ ટાલ્યુ. ૫૪
ઇમ એણુઇ પરદારા વિગોઇ, કુલનિકન્દન કીધૂં;"
ધર્મ કિંકું રાજા પ્રતિ બોલ્યા, "દૂષણ કર્મનિ દીધૂં." ૫૫
દાધાંજલિ કૈચાનઇ કીધી; [૩૧]ક્રિયા દ્વાદશા સારી;
[૩૨]સુદેષ્ણાનૂં કષ્ટ નિવારયૂં; રોતી નારિ નિવારી. ૫૬
પઞ્ચાલી ગામ બાહિરિ કાઢી, સુદેષ્ણાઇ તેણી વાર;
"શત ત્રાત્રિ એણી ડાકિણિ ખાધા; તૂં કેડેશ રાયનુ દાતૂર." ૫૭
[૩૩]વૈરાટઇ વારી નવિ રાખી; [૩૪]રોતી રાન માંહિ મૂકી;
સ્નાન દાન કરી વલી પાછી; દુઃખિ દેહ જીમ સૂકી. ૫૮
નૃત્યશાલા ભણી જાતાં અરજન, મિલિઆ કન્યા સાથિ;
પૂછી વાત પ્રેમદાનઇ સઘલી, જે મારયા ભીમિ હાથિ. ૫૯

---

૨૮. અતિ મહિમા. ૯. મોટા ગ°. ઇ. ૨૯. તેનો અ. ૩૦. "કામ-મોહમાં દાણવ મારયા; મોદીને વંશ ટાલ્યો." અ. ૩૧. રોતી રાનમાં મૂકી. અ. ૩૨. "રાજ-પ્રજા બિમે દુજથી, હીયૂં કૈચાનૂં કુલ શોખી" અ-બ-હ આ લીટી ૫૮ મી પળી વગેરે છે. ૩૩. આ લીટી પળી ક-ઇ.—"રાજ-પ્રજા બાગી તુ બીહે-કૈચાનૂં કુલ શાખૂં. ૩૪. નદી કાઢ્યા

"માહ્‍રા દુઃખની વાત ન જાણુ; કાણુ મન્નિ માયા ?"
રાજકુંઅરી પ્રેરી તવ અર્જુનિ, દ્રુપદી બાંહિ સાહ્યાં; ૬૦
સુદેષ્ણા પાસઇ તેડી આણી; વદઇ પઞ્ચાલી નારિઃ
"પ્રકટી ગન્ધર્વ પાણિ સાહ્યા, જે દિવસ તેર મઝારિ." ૬૧
પછઇ વિરાટિ રાણી પ્રીછવ્યાં, "કારણરૂપ કરી માનુ;
કહ્યૂંતૂં, 'પાંચ ગન્ધર્વ શિર માહ્‍રિ,' તુ અપરાધ તે શાહ્‍નુ ? ૬૨
[35]વલી કરશિ તે નિરવહિશિ, હૂં કહિનઇ નહીં વારૂં;
સૈરન્ધ્રીની સેવા કરશું, તુ તાં દુઃખ ભાગિ તમારૂં." ૬૩
સભા આવી શીખામણ દીધી, "પરનારી-[36]મુખ જોશિ.
કૈચ્યા તણી [37]પરિ કુલ આપણૂં, બીજ-સહ્યાતિ ખોશિ." ૬૪

---

તણી વાર. અ. —આ લીટી પછી અમાં ૫૭ મીનો ઉત્તરાર્ધ. ૫૮ મીનો ઉત્તરાર્ધ બીજી કોઇ પ્રતિમાં નથી. ઙ સિવાયની બધી પ્રતિયો ૫૮ થી ૬૧ આમ વાંચે છેઃ—

"તીરથ-સ્નાન કરી વલી પાછી, નૃત્યશાલાઇ જાય.
અર્જુન વાટ વચે તવ મલિઆ; સ્રીસહ્ગું ગાન કરાય. ૫૯
પ્રેમશું પઞ્ચાલી પૂછી. વીતક-વારતા કીધી.
પ્રશંસી પ્રમદા કન્ય રાખી, શીખ ઉત્તરાનિ દીધીઃ ૬૦
'એ સતી-શિરોમણ થોડું રેહેશે; માતા પાસે લેઇ જાયો.'
રાજકુમાર કુંઅરી ગયાં તેડીઃ 'લો માતા ! બાંહિ સાયો' ૬૧
કહે સૈરેન્દ્રીઃ 'આપે રેશૂં. પ્રકટ ગાન્ધર્વ ગ્રેહેશે.'
દેખી દુઃખ પામ્યાં મછરાણી; 'એનો પ્રભવ કોણ સેહેશે ?' ૬૨
પછે વૈરાટે આવી ઘરમાં શીખ તારયને દીધીઃ
'એ અબલાથી રહિજ્યો અલગાં;' પ્રતિપત્ય પુરુષે કીધી. ૬૩
'રખે તૂં બાઇનેં દૂખે ! કારણ રૂપ કરી માનો.
એણીએ કહ્યૂં-શિર પાંચ ગાન્ધર્વ છે-તે અપરાધ એનો શાનો ? ૬૪
[—૬૩ મી ઙ માં નથી.]

૩૫. આ કડી અ-બ-ઙ માં નથી. ૩૬. °સાહામૂં કો જોયિ, ૬. ૩૭. °ગત્ય તે પાગરો, કુલ પોતાનૂં ખોશે. ક-ખ-અ-ઇ. [°પેરથ. અ. ] બીજ આપનૂં. ઇ. બીજ બાપનૂં ક. આપણૂં. ખ.

એણી પરિ સુખ પામ્યા પાંડવ; (પછઇ) દિવસ તેર ઊગરિઆ;
વૈશમ્પાઇન કહિ ³⁸ભૂપતિનંઇ, જેણી પરિ દિન નિરતરિઆ. ૬૫
૧૫૪૦

---

## ૩. ગોગ્રહણપર્વ—[अथ दक्षिणगोग्रह—]

### કડવું પર મું—રાગ શીંધુડુ એકતાલી ઉજમાન

વ્યાસ તણુ શિશિ ઇમ વદિ, ¹ભૂપતિમનિ આવિ સદિ;
ઉરુહિ ઘિણું અતિઘણુ આનન્દ ઊપજઇ રે. ૧
ઢાલ–²અતિ ઊલટ રાજાનઇ રુદિ, કથા ભારથી વાહલી;
કીચકસુત વધ્યા જે ભીમઇ; વાત દશોદશિ ચાલી. ૨
ભૂમણ્ડલના ભૂપ જેટલા, આગ્રજ સુણી અપાર;
³"આજ પાછું હવું નઇ નવિ હશિ, સુઈ પ્રજાલ્યા એક ઠારિ" ૩
તે કથા ચાલી હસ્તિનાપુરિઃ અનુચર અવની ભમતા;
દેશ દેશની નૂતન વારતા, દુરજોધનનંઈ કરતા. ૪
તેણઇ સમિ સભા મિલી છઇ; સમલા સુઉિ સુજાણ;
⁴જે દીઠઇ કાઇર-મન કમ્પઇ; દુરજન મેહ્લઇ માણ. ૫

---

૩૮. સુણ્ય, ભૂપત્ય। અ.

☞ ઉ અહીં કડવું પૂરું થાને છે. કડવાં બે ગણતી હોવા છતાં તે પ્રતિ વચ્ચે ક્યાંય પણ કડવું અલગ નથી પાડતી. બાકીની પ્રતિયો તો એકજ કડવું ગણે છે.

સરવાળો—અ. (૨૭ મું)—૧૫૫૧; બ.-(૩૮ મું)-૧૫૧૪; ક. (૪૧ મું)-૧૫૫૩; ડ. (૫૬ મું)-૧૫૩૯; (૧૫૩૬?); ઇ. (૪૦ મું)-૧૫૪૬; ઉ (૩૧ મું)-૬૮૦

કડવું પ૧ મું:—૧. ભૂપતને અતિ સન્દેહ કહે. અ. ૨. આનન્દ અતિ ઘણો ઊકટે રે. અ ૩. અતિ ઘણો આનન્દ ઊકટે રે મુને. અ. ૪. આજ પછી અરચુ નચ્ય સુણિઉં ઇ. ૫. જે અર્જુન થકી ભૂપ કંપિ. ઇ.

એતલઇ આવી રહ્યા બહુ પાઇક, વિદેશ-વારંતા કીધી;
[૬]પાણ્ડવની સિધિં કિહી ન લાભઇં; પ્રથ્વી પગતલિ દીધી. ૬
વરિખ તેર વહી ગયાં પૂરાં; દિવસ તેર ત્રટિ રહિઆ;
નષ્ટચરજ્યા-મધિ એ નવિ જાણ્યા; સકલ સન્દેસા કહિઆ. ૭
અનુચર ચ્યાર દક્ષણુથી આવ્યા; તેણે કહી સિાધ સારી:
"પાણ્ડુ તણા તન કિહી લાભઇ, સાંભલિ કથા અમારી. ૮
વિરાટ નગર-મધિ એક મોટુ, હૌઉ છઇ ઉતપાત;
કીઆ કીચક રાયના સાલા, [૭]જે હૂતા શત ભ્રાત્રિ, ૯
એક અબલા ઉવેખ્યા માટઇ, એકઇ વારિ પ્રજાલ્યા;
જીમૂત-મલ્લ મારયુ મહામલ્લિ; યુદ્ધ જિવતો ટાલ્યા." ૧૦
કહિતાં રાયે દરજ્યોધન ચમકયુ, "એ પાણ્ડવકાજઉ પ્રમાણ્."
[૮]ધડ઼કયુ જ્યોધ; કટક[૯] સંવર્શં, વજડાવ્યાં નીસાણુ. ૧૧
ભીષમ, દ્રોણુ, કરણુ, દુઃશાસન, શકુનિ [૧૦]સૌબલ સુતન;
કૃપાચાર્ય નઇ અશ્વત્થામા, [૧૧]સુશર્મા ભડ જન; ૧૨
પડિ ખપિ માન બહુ દીધા, આસન [૧૨]ઠેમિ અપાવ્યાં.
સુણી ઢોલ જ્યોધ બહુ મિલિઆ; તેડા દેશ ચલાવ્યા. ૧૩
[૧૩]"તે દૂં આગલિં કહાવ્યૂં સેવકપિ, પાણ્ડવના પ્રાક્રમ;
અછતા થૈનઇ વિરાટિ રહ્યા છઇ; હવિ શુ કરવુ મર્મ?" ૧૪

---

૬. એક વારિ કીધા આત્મઘાત. ઇ. c. d °ક સો પ્રજાલ્યા; મેં સાંભલી એક વાત. અ.

☞ ૧૧ મી કડીયે ક. પ્રતિ પૂર્ણ. અહીં સુધીમાં તેનાં પદ ૧૫૧૪; જ્યારે મૂળનાં અહીં ૧૫૫૧ થાય છે; પ્રાચીન ઠ નાં અહીં સુધીમાં ૧૫૫૦ થાય છે. ૭. °નાં પ્રાક્રમ અ. ૮. "અછતા રે વૈરાટ રયા છે; હવે શૂં કરવો મર્મ?" અ. ૯. સજ્જ કીધૂં. ઈ. ૧૦. સબલ બલવન્ત ઇ. ૧૧. અવર બહુ રાજન. અ. ૧૨. ઠામ. અ. ૧૩. તે સાથિ એમ કાહ્યૂં. અ.

વૈરાટપર્વ [૪૬]કીધું પરિપૂરણ, [૪૭]પદ અષ્ટાદશશિં પચાશ રે.
રાગ પજર નિ કડવાં [૪૮]પાંસઠિ, ઓત્તમ કથા અવિનાશિ રે. ૧૮
[૪૯]સંવત સોલ શત એકજ ઊપરિ, માસ દામોદર સાર રે.
[૫૦]શુકલપક્ષ નઇ દશમી તિથિ, શુભ લગ્ન સોમવાર રે. ૧૯
ગુરુ વૈષ્ણવ [૫૧]ઇષ્ટ ચરણ-પ્રસાદિ, કવિજનિ કરયુ પ્રકાશ રે;
[૫૨]નિર્મલ ગ્રન્થ મયઈ સરીખુ; કૃષ્ણાર્પણ કૃત-દાસ રે; ૨૦
ગાઇ શીખિ નઇ પૂછિ સાંભલિ, નર સ્ત્રી વર્ણ અઢાર રે,
પઞ્ચ મહાપાતક તનિ ત્રાસઇ, પામઇ [૫૩]અવિચલ ઠાહર રે. ૨૧

---

૪૬. °કથા. ગા. પદ પૂરણકત અ-બ. ૪૭. પદ દસશત પચાશ રે, ઉ. દસ સત્તરોં પચારાજી; અ. દસ સાતરોને પચાસરે. બ-પદ દસશત તેત્રીસ રે. ગા. —આ કડી પ્હેલાં ગ-ગામાં:—

"સકલ સન્ધે નિવારા × અમને; એમ કહી લાગા પાએ રે.
કનક રતનની થાલ ભરીને સંતોષ્યા ઋષિરાએ રે."

[ × સુણી, નમીઆ ઋષિરાય રે. ગા. ] ૪૮. છત્રીશ. અ. આ૦વન. બ. એક્તાલીસ ઉ. —આ ૧૮ મી કડી ગ. આમ વધિ છેઃ—

"વૈરાટપર્વ કથા અતિ સુન્દર, કવિજન કેરી વાણુ રે.
કડવાં પ્રત્ય પાંહાંસેટ કરાં, સહી કવિઆં ગુપ-અનાણ રે.
પદસંક્ષા કાઢીને કહ્યું છું, બે સહસ પંચાસ રે.
બાલબુધ્ય અજ્ઞાને લણી, મુને કૃપા કરી અવિનાશ રે."

૪૯. "સંવત સોલ હાવીતેરો, ઓતમ માગસિર સારજી." અ °વોવરો-વર્ષ, માસ°. બ. સંવત ખટદશશત એક ઊપર, મા°. ગા. ૫૦. દસમી દિવસે શુકલ પક્ષે. અ-બ. દસમી દેવ ને સુધ પક્ષ રે. ગા. —ઉમાં આ કડીજ લખવી રહી ગઇ છે, યા નષ્ટ છે. ૫૧. °વ-ચરણકમલ-પ્ર°. આ. °ર કવિજન-પ્ર° વાપે કરિયો એ ઇતિહાસ રે. ગ. °ચરણ-પ્રતાપે, કરયો એમ પ્રકાશ રે. બ. ૫૨. "મયા કરી ગ્રન્થ નિર્મલ સરિખો, કૃષ્ણ-નિરપણ ગાયો દાસજી." અ. ૫૩. હરિપદ. ગ.

**વીરક્ષેત્ર–મધિ**[૫૪] વાસ, વાણિઉ, **દેશાવાલ** કુલ સાર રે,
**વીકાનુ સુત નાકર** (મુખિ) વર્ણવિ,[૫૫]હરિજન[૫૬]શુભ આચાર રે. ૨૨
કરી ગ્રન્થ વાડ્વ–કરિ સૂંપ્યુ, વિપ્રિ પુણ્ય વિસ્તાર રે,
**વૃદ્ધ નાગર**–કુલિ [૫૭]નાહ્ન મદન–સુત, [૫૮]ગાઇ; થાઇ ભવ–નિસ્તાર રે. ૨૩
[૫૯]સકલ દાન તીરથ જપ તપ, અષ્ટાઙ્ગ–યોગ–અભ્યાસ રે,
તે ફલ, જે કહઇ મુખિ હરિગુણ; નાકર [૬૦]હરિનુ દાસ રે. ૨૪
૧૮૫૪

## ઇતિ શ્રીમન્મહાભારતે નાકર–વિરચિત વૈરાટપર્વ સમ્પૂર્ણ

---

૫૪. વસે વાણિયો અ. ૨૧ મી. ૨૨ મી ગમાં છ૦ પા૦. ૫૫. પ્રમાણે ગા. ૫૬. °ભક્ત. ગ–ગા–અ. ૫૭. નાહાન મદનસુત, અ. નામ મદસૂધન, ગા ૫૮ ગાયો ભવજલ તાર રે. ગ. નટવર રે. ગા તે ગયો ભવજલ તરવા રે. જલ ઊતરવા 'કાજ. બ. ૫૯. સકલ જપ તીરથ ને વલી, ગ. સર્વ દેવ તીર્થ વ્રતફલ, અ. સકલ તીરથ જપ તપ ને વ્રત, બ. ૬૦. દાસનો. ગા. C–d. "કેહે નાકર, હરિગુણ ગાએ, તે પામે શ્રી અવિનાશ રે." ગ. તે ફલ લહે કેહેતાં કથા °અ. —બમાં ૨૪ મી પછીઃ—

"નર નારી જે ગાયે, સાંભલે, પોંચે મનની આશ રે.
સુખ સમ્પત્ય સન્તોષ ઘણો ને અન્ત્યે વૈકુણ્ઠ–વાસ રે."

બામાં:—"હરિકથા કોએક જન જાણે; બાકી શ્વાન શકટ જેમ તાણે રે.
કહે કવિતાઃ હું કાંઇ ન જાણું; તાહારી ગત તું જાણે રે."

(૧૪૩૨). —સરવાળો–અ (૩૬ મું પૂરૂં)—૧૮૬૦; બ (૪૦ મું પૂરૂં)—૧૮૩૦; ઙ (૪૧ મું)—૧૨૯૦.

અની પુષ્પિકાઃ—

ઈતિ શ્રી મહાભારથે વેરાટ પર્વ સપૂર્ણ સમાપ્ત ॥ શ્રીરસ્તુ સંવત્ ૧૮૯૫ ના અશાઢ માસે શુકલપક્ષે તિથિ પૂર્ણમાશી શનિવાસરે ॥ સંપૂર્ણ ॥ વિપ્ર ત્રવાડી પીતાંબરસુત કાલદાસેન. શ્લોક :॥
યાદ્રશં પુસ્તકં દ્રષ્ટ્વા ॥ તાદ્રશં લષીતં મયા ॥ યદિ સુધ્યં મસુધંવા ॥

મમ દોષો ન દિયતે ॥ ૧ ॥ શ્રી કૃષ્ણ ॥ શ્રી કૃષ્ણ શ્રી કૃષ્ણ ॥ શ્રી કૃષ્ણ ॥ શ્રી સિતારામ ॥ રાધાકૃષ્ણ ॥ સિતારામ ॥ રાધાકૃષ્ણ ॥ સિતારામ ॥ રાધાકૃષ્ણ ॥ સિતારામ.

ખ ની પુષ્પિકા:—

ઇતિ શ્રી વૈરાટપર્વ સંપૂર્ણ ॥ સંવત્ ૧૮૨૮ ના વર્ષે જ્યેષ્ઠ વદ ૧૦ શુક્રવારે ગ્રંથ લષીતંગ ચૂડા મધ્યે પેડાવાલ દવે શ્રી ૫ ભગવાન-સુત આભા લષીતંગ મીઠા અર્થે પઠનાર્થે ॥ શુદ્ધ અશુદ્ધ તે મંમ દોષ ન દીયંતે ॥ શ્રી રામં રામકૃષ્ણાય નમ ॥

દ ની પુષ્પિકા:—

ઇતિ શ્રી મહાભારતે વૈશંપાયન કૃત વિરાટપર્વ ॥ લિખિતં ॥ સંવત્ ૧૭૮૫ વર્ષે શાકે ૧૬૪૯ પ્ર ॥ સર્દકતો મારીત્તમ અશ્વન માસે કૃષ્ણપક્ષે ત્રતીયશી ભૃગુવાસરે ॥ આદ્રેદ પુનરા વાસ્તવ્યં ॥ કછ મધ્યે રાયોશ્રી દેશલજી વિજે રાજ્યે ॥ મોઢ જ્ઞાતીય થાનુવૈંશી જાની શ્રી ॥ જેરામસુત વિઘનજી લાષતં ॥ સ્વાર્થે પરાર્થે ક્ષેતી ॥ ૧૪ ( શ્રી (

ક ની પુષ્પિકા:—

ઇતિ વૈરાટપર્વ સંપૂર્ણ ॥　　શ્રી ૨ સ્ત ॥　　॥ સંવત્ ૧૭૩૧ વર્ષે ફાગણ સુદી ૭ સાતેમ રવૌ લષીતં સંપૂર્ણ સમાપ્ત ॥ ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥

॥ શ્રી　　॥ શ્રી ॥　　॥ શ્રીરસ્તુ ॥

શુભં ભવતુ ॥ કલ્યાણ મસ્તુ ॥

આ ની પુષ્પિકા:—

॥ કડવાં ॥ ૪૭ ॥ ॥અનીશ્રી વૈરાટપર્વ સંપૂરણ ॥ ॥ સમાપ્ત ॥
॥ શુભ ભવતુ ॥　　॥ કલ્યાણમસ્તુ ॥

☞ ક–ડ–ઇ એ પ્રતિઓ અપૂર્ણ હોવાથી તેનો રીતસર અન્ત અપ્રાપ્ય છે. આમાં ડ સૌથી જૂની, તેના પછીની ઇ અને પછીની ક છે. ઇ. પ્રતિ સં. ૧૭૩૦ આસપાસ લખાયેલી છે, અને પ્રાય: મધ્ય ગુજ. ની તૃતીય ભૂમિકાને જ સાચવી રાખે છે. ક પણ તેવી જ છે. જ્યારે ડ મધ્ય ગુજ. ની દ્વિતીય ભૂમિકાનું પ્રતિનિધિત્વ અર્પે છે. (જુઓ ગુજ. વર્ના. ઇ. પૃ. નાં. ૬૫૩)

# ઉદ્યોગપર્વ

( ૫ )



સ્કમ્ભતીર્થ-નિવાસી

શ્રીવિષ્ણુદાસ-વિરચિત

श्रीकृष्णः ।

સ્તમ્ભતીર્થવાસી મકરકુલોત્પન્ન દ્વિજકવિ વિષ્ણુદાસ-વિરચિત

શ્રીમન્મહાભારતે

# ૫. ઉદ્યોગપર્વ

---

## ૧. ઉદ્યોગપર્વ:—

### કડવું ૧ લું—રાગ રામગ્રી

પ્રથમિ પ્રણમું શ્રીગણરાય જી,
પ્રેમ ધરીઅનિ લાગું પાય જી. ૧
બ્રહ્મસુતા સરસ્વતી માય જી;
સુરિનર સવિકો તૂહનિ ધ્યાય જી. ૨
ઢાલ—ધ્યાય સુરિનર સર્વકો તેહની પૂરિ આશ,
મુનિ કલ્યાણી! કરિ કૃપા; કર જોડી કિહિ વિષ્ણુદાસ. ૩
ઉદ્યોગપર્વ તણી કથા એ અખિલ પાવન હોય;
બુદ્ધિમાને વિસ્તરી કહ્: સાભલુ સવિ કોઇ. ૪
વિશમ્પાયન ઉચ્ચરિ: સાભલુ સઘૂં, રાય!
વૈરાટ-ઘિરિથી ઉત્તરા—અભિમન્યુનુ વિહિવાય. ૫
આનન્દ પામ્યા સર્વકો; થૈ રહ્યુ જયજય-કાર.
પાચમે દિનિ પૂરી સભા, માંધ બિઠા ધર્મ-કુમાર ૬

---

આ પ્રતિનો આરમ્ભ—

શ્રી ગોપીજનવલ્લભાય નમઃ ।। શ્રીગણેશાય નમઃ ।। શ્રી શારદાયૈ નમઃ ।। શ્રીરામકૃષ્ણાભ્યાં નમઃ ઉદ્યોગપર્વ કથા (પ્રાકૃત પદમાં) ।।

કૃષ્ણ, હલધર, સામ્બ, ગદ, મહાસુભટ પ્રદ્યુમ્ન હોઇ
દ્રુપદ–સઙ્ઘાતિ સર્વ ભૂપતિ, બિઠા ત્યહા મવિ કોઇ. ૭
શ્રીકૃષ્ણ કિહિ, "સુભટો ! હવા સાભલુ સાચૂં એહ,
પાણ્ડવે મહાદુઃખ ભોગવ્યા, [તહ્મો] સર્વ જાણુ છુ તેહ. ૮

સાહસિક પાચે પાણ્ડુના સુત ધર્મશીલ અપાર,
અધર્મે કરી રાજ્યનુ નવિ કરે અઙ્ગીકાર ૯
ધર્મે કરીઅનિ પામીઇ તે થકી હુઇ મન્તુષ્ટ
એહણિ આગિ અનેક વિધિના ભોગવ્યા બહુ કષ્ટ ૧૦
ભીમ, સિહિદે, નિકુલ, પારથ સુભટ મહાબલવન્ત
આદરિ તુ કૌરવ તણુ ક્ષણુ માહિ આણિ અન્ત ૧૧
પણિ મામ હજિ નવિ મૂકતા નિજ ધર્મ કેરે કાજિ.
સમ્બન્ધી તે યે એહના સુખિ કરિ છિ બિઠા રાજ ૧૨

તેહ માટિ વિચાર કરીનિ મોકલુ કોઇ યોધ
એ અર્ધ આપિ રાજિ તુ આજથી નોહિ વિરોધ" ૧૩
શ્રીકૃષ્ણનૂં વાઇક સુણીઅનિ ઉચરચા બલદેવ
"એમ હુઇ સુખ સર્વનિ, આનન્દ અતિશિ એવ ૧૪
અધ રાજિ પાણ્ડવ ભોગવિ તુ કલેશ માત્ર ન હોઇ
પચ્ય નહી લિહિ ધૃતરાષ્ટ્રનુ સુત તુચ્છ અછિ મતિ સોઇ ૧૫

ભીષ્મ, દ્રોણ નિ કર્ણ સુત, આચાર્ય, પતિ–ગાન્ધાર,
વિનય ગમશિ સર્વથા તે હોશિ નેટ પ્રકાર ૧૬
દૂતનિ હવિ મોકતુ એ ચિત્ત રીઝવિ રાઇ,
વિનય-નાયક જે કિહિ, જિમ અસતિ કર્મ ન થાઇ. ૧૭

કૌરવ–સભા કો ચતુર નહિ લિહિ એહ સઘલા મર્મ.
જુ દૂત–વિધિ માનિ નહીં તુ કાર્યમા સુત–ધર્મ. ૧૮
નિજ દોષ માટિ પાણ્ડવે ભોગવ્યા દુઃખ અપાર
વનુ પ્રકાર ચતુર તણુ કોઇ વાંક નોહિ લગાર ૧૯

વિનય કરતાં સર્વથા એ હોશિ કાર્ય નિધાન.
પણિ જૂધ કીધિ આપણિ અર્થની થાશિ હાણિ." ૨૦
એણે સમિ મુખિ સભામાં ઇમ ઊચરયા બલદેવ,
તવ ક્રોધ મનમાં ધરી ઊઠયા સાત્વિકી તતખેવ: ૨૧
"સભામાં સવિ દેખતાં શ્યં લવુ છુ [આ, બલ–] વીર !
વાઇક એ તુઝ સાંભલ્યૂં, ધિક પુરુષ તે રણધીર. ૨૨
મ્હાકપટ કીધૂં કૌરવે, તે વિમાશી મનિ જોઇ.
સતિવન્ત રાય જ્યુધિષ્ઠિર અછિ; કિમ વાંક તેહનુ હોઇ ? ૨૩
ધર્મની કરણાઇ વનિ વશ્યા; તેમાં નહીં સન્દેહ.
હવિ પિતા કેરૂં રાજિ લિહિવા થયા તત્પર એહ. ૨૪
દુષ્ટનિં યાચી દીન થયિ, જીવતાં નવિ ઘટિ કર્મ.
ક્ષય કરી કૌરવ–સાથનિં, નિજ રાજિ કરશિ ધર્મ. ૨૫
ભીષ્મ, દ્રોણ નિ કર્ણ શિં નવિ જાણતા મનમાંજ્ય ?
શ્યામાટિ એ નવિ આપતા નિજ પિતા કેરૂં રાજિ ? ૨૬
ગાણ્ડીવધન્વા આગલિં કુણ રહી સકશિ શૂર ?
હરિ–ચક્ર આગલિં દુષ્ટનાં દલ થાશિ ભાંજી ચૂર. ૨૭
ભીમ આગલિ રહી સકશિ કુણ સુભટ ઝૂઝાર ?
સિહિદે નિકુલ ભડ જિહાં ભડિ, તિહાં કરિ દલ સંહાર. ૨૮
હૂં એકલો શતખણ્ડ મારી કરૂં સવિનાં ગાત્ર;
મુઝ બાણ આગલિ સુભટ કો નવિ રહી સકિ ક્ષણમાત્ર. ૨૯

"જુ અર્ધ આપિ રાજિ તુ તહ્મો થીદ કરશુ તાણ્ય ?
જુ યુદ્ધ કરવૂં ઊપજિ તુ મૂંહ્નિ કરવૂં જાણુ." ૧૪
એહ્વૂં કહી પ્રભુ સઞ્ચરયા; નિજ નગરિં પુહુતા રાઇ.
અહોરાત્ર પાણ્ડવ તણી આરતિ કરિ ત્રિભુવનરાઇ. ૧૫

વિશમ્પાઇન ઉચરયાઃ રા જનમિજે! અવિધારિં
પાણ્ડવિ પુરોહિત મોકલિઉ હસ્તિનાપુર મોઝારિ. ૧૬
દુર્યોધને આગાલ થકુ સઙ્કેત જાણ્યુ સોઇ.
ભૂતલ તણા ભુપતિ ભલા તેડાવિઆ સવિકોઇ. ૧૭

પછિં જાણુ થ્યૂં શ્રી દ્વારિકા; સાચરયા શ્રીયદુવીર.
તવ શીઘ્ર ચાલ્યુ તેડવા રા દુર્યોધન રણધીર. ૧૮
પછિં દ્વારિકા પુહુતુ સહી, અનિ પામ્યુ મનિ આનન્દ.
તે સ્થાનિ જૈ ઊણુ રહ્યુ જિહા પુહુઢ્યા શ્રીગોવિન્દ. ૧૯
મસ્તક તણિ પાસા જઈઅનિ ઊણુ દુર્યોધન;
એહવિ પૂઠિયુ આવિઉ બાણાવલિ અર્જુન. ૨૦

ચરણ-પાસા જઈ પારથ રહ્યા જોડી પાણિ.
એહ્વિ શ્રીજગદીશ જાગ્યા; ઉચ્ચરયા મુખિ વાણિઃ ૨૧
"આવુ, અર્જુન' કિમ પધારયા ?" કિહિ શ્રીભગવાન.
પૂંઠિ જુઇ તુ દુર્યોધન ત્યહા બિઠા શિરસ-નિધાનિ ૨૨
કૌરવ-રાઇ બોલ્યા સહી; "સાભલુ, શ્રીમહારાજ !
તેડવા તહ્મનિ, કૃષ્ણજી' હૂં પ્રથમિ આવ્યુ આજ. ૨૩
પાણ્ડવનિ સાથિ અહ્મારિ હવિ હોશિ ઝૂઝ અપાર.
તેણિ સાથિં શીઘ્ર પધારિયિ, જીવન જુગદાધાર'" ૨૪
કૃષ્ણુ કિહિઃ "તહ્મો પ્રથમિ આવ્યા; કારણ ગીછ્યૂં સોઇ.
પણિ પાર્થ-દર્શન પ્રથમ થ્યૂં, તહ્મો ઉભિ સરખા હોઇ. ૨૫
તે માટિ તહ્મનિ કહૂં હૂ : સાભલુ સાચી વાત.
૪૪ નારાયણી સુભટ અર્બુદ; અઙ્ગીકરુ સાક્ષાત. ૨૬

મુઝ પાસિ આયુધ-વિના હૂં આવીશિ આ નિર્ધાર.
પછિ જેહનિ જેહ ગમિ તે કીજિ અઙ્ગીકાર." ૨૭
દુર્યોધન તવ રહ્યું વિમાશી; પાર્થ બોલ્યા વાણિઃ
"માહરિ તમારુ અર્થ અછિ, હે સ્વામિ સારઙ્ગપાણિ!" ૨૮
દુર્યોધન એહવૂં સુણીઅનિ હસ્યુ હૃદય-મુઝારિ.
એહવી મતિ એહનિ ઘટિ જે ભાગ્યનિ અનુસારિ. ૨૯
મનિ વિમાસ્યૂં, 'કાર્ય થયૂં;' આનન્દ અઙ્ગિ ન માઇ.
આપ્યા સુભટ તે સાથિ લૈ પાછુ વલ્યુ તવ રાઇ. ૩૦
બલભદ્રની આજ્ઞા લઈ પછિ સાંચરયુ ક્ષણ માંહિ.
કૃતવર્માઇ એક ક્ષોહણી સૈન્ય આપ્યૂં ત્યાંહિ. ૩૧

ઊથલુ

સૈન્ય આપ્યૂં ત્યાંહિ; રાજા દુર્યોધન હરિખ મનમાં ધરિ.
તેણિ સમિ શ્રીકૃષ્ણજી અર્જુનને પ્રતિ ઇમ ઉચ્ચરિ. ૩૨

૬૨

---

## કડવૂં ૩ જૂં—રાગ ગુડી

વૈશમ્પાયન કિહિ, સુણિ રાઇ! દુર્યોધન નિજ નગરિ પલાઇ.
પારથ પ્રતિ કિહિ શ્રીમહારાજઃ "શૂં માગ્યૂં અમ્હ પાસિ આજ? ૧
આયુધ-વિન હૂં આવિશ સહી, અર્થ એક તુઝ સરશિ નહીં."
શ્રીહરિનૂં વાઇક સાંભલી, ધનઞ્જય તવ બોલ્યા વલીઃ ૨
"તુઝ પદ, પ્રભુ! જેણિ સ્થલિ હશિ, અષ્ટ મહાસિધિ ત્હાં આવશિ.
ચરણ-કૃપાંઇ પાવન થયૂં; કૌરવ જીતી જિ પામશૂં." ૩
પ્રેમ-વાક્ય એ શ્રવણે સુણી, મનિ હરખ્યા શ્રીત્રિભુવન-ધણી
અર્જુન-સાથિ દેવાધિદેવ, શીઘ્ર થઈ ચાલ્યા તતખેવ. ૪
શલ્યિ વાત સાંભલી સોઇ, 'ધર્મપુત્ર-ચિન્તાવશિ હોઇ;'
કરવા પાણ્ડવ કેરી સાહિ, મદ્રદેશથુ ચાલ્યુ રાઇ. ૫

જેહનુ પાર ન જાઇ કલ્યુ, જઈ રાઇ દુર્યોધનનિ મિલ્યુ.
દુર્યોધનિ તે રાજા તણી, સેવા–ભક્તિ કરી અતિ ઘણી. ૬
મદ્રભૂપ સુખ પામ્યુ હ્રદિ; "માગિ, માગિ વર," વાણી વદિ.
દુર્યોધન તવ કિહિ: "મુઝ કામ: પાણ્ડવઘ્નં કરવુ સઙ્ગ્રામં. ૭
તહ્નો ધરી મનમાં હિત ઘણું, કરવૂં મુઝ સેનાપતિ–પણૂં."
વચન તણિ વશ્ય બાંધ્યુ રાઇ; નગર વ્યથિ સહૂ પુહુતા થાઇ. ૮
શલ્ય વાકિ ઇમ બોલ્યા વલી: "પાણ્ડવનિ હૂં આવીશિ મિલી."
એહવૂં કહી ચાલ્યુ તે વાર; આવ્યુ હુતા જ્યહ્નાં પાણ્ડુકુમાર. ૯
જ્યુધિષ્ઠિર મદ્રાધિપ તણી સેવાભક્તિ કરી અતિ ઘણી.
પ્રેમ ઘણુ મન માહિ ધરી તવ શલ્યે વાણી ઉચ્ચરી: ૧૦
"તહ્નો દુઃખ વનિ વેઠયા જેહ, હૂં તુ સવિ જાણૂં છૌ તેહ.
હૂં તહ્નનિ ઇક કહૂં ઉપાય; રખ્યિ મન્નિ તહ્નો આણુ, રાઇ! ૧૧
જ્યહાંલગિ અવધિ ન પૂરણ હવી, ત્યહાલગિ દુઃખિ દશા ભોગવી.
આગિ જેહ હૂતા માહન્નત, તેણિ દુઃખ ભોગવ્યા અનન્ત. ૧૨
નલ–દમયન્તી પૂર્વેં હવા; તેણિ દુઃખ વેઠયા અભિનવાં.
ઇન્દ્ર શચી સાથે ઇક વાર, પામ્યુ કષ્ટ અસહ્ય અપાર. ૧૩
તે સરખા હૂઆ અતિ દુખી; તહ્નો ઘણુ તે આગલિ સુખી."
રાઇ જ્યુધિષ્ઠિર બોલ્યા ઇમ્મ: "સ્વામી! ઇન્દ્ર દખ પામ્યા કિમ્મ? ૧૪
ધર્મ–પુત્રનિ શલ્યે સહી, પૂર્ણ કથા વિસ્તારી કહી;
"એ કારણ આણી મન માહિ, રખ્યિ, રાઇ! દખ પામુ આહિ! ૧૫
દખ પામ્યાની વાત સુણી, હૂં આવ્યુ હૂતુ તહ્ન ભણી.
દુર્યોધનિ અતિ આદર કરયુ; યુદ્ધ–કાજિ હૂં આવી વરયુ."૧૬
જ્યુધિષ્ઠિરેં સન્ધારયૂં તેહઃ "ભલૂં, શલ્ય! તહ્નો કીધૂં એહ.
માતુલ! તહ્નનિ કહૂં શૂં ઘણું? કારજ ઇક કરજ્યો અહ્ન તણું: ૧૭
જ્યાહરિ કર્ણ નિ અર્જુન તણ રણસઙ્ગ્રામ હોઇ અતિ ઘણુ,
ત્યાહરિ કર્ણ–રથિ, કૂહો છૂં અહ્નો, શલ્ય! સારથિ થાજ્યો તહ્નો. ૧૮

તેજ–હીન કરજ્યો તે તણું, જેણિ પાર્થ બલ પામિ ઘણું.",
શલ્ય વાકિ બોલ્યા ઉહુલશી : " એ ચિન્તા રખિ્ય આણુ કશી ! ૧૯
મુઝથૂં જેહ નીપજશિ ત્યાંહિ, તે કારજ કરશૂં રણ માંહિ."
એહવુ પરઠ કરીઅનિ એવ, ત્યહાંથુ શલ્ય વલ્યુ તતખેવ. ૨૦

એહવિ સાત્ત્વિકિ યાદવ જેહ, એક ક્ષોહ્‌ણયશૂં આવ્યુ તેહ.
સુભટ સર્વની પુહુતી રલી, અક્ષોહ્‌ણી દલ સાથિ વલી. ૨૧
જયત્સેન મ્હા બલિઉ હોઇ; એક ક્ષોહ્‌ણયશૂં આવ્યુ સોઇ.
પૌણ્ડ્રક દેશ તણુ જે રાઇ, આવી ધર્મનિ લાગ્યુ પાઇ. ૨૨

દ્રુપદરાઇ તણા સુત જેહ, સબલ સૈન્ય લૈ આવ્યા તેહ.
વિરાટરાઇ તણું દલ બહુ, તત્પર થૈઆંન આવ્યૂં સહૂ. ૨૩
મિલ્યા અનેક સુભટ વિખ્યાત; ઇમ કરતાં ક્ષોહ્‌ણી થૈ સાત.
કૌરવ–પતિનિ કારણિ સોઇ, કહૂં રાઇ આવ્યા જે કોઇઃ ૨૪

ઇક ક્ષોહ્‌ણી સિનશૂં તત્કાલ આવી મિલ્યુ ભગદત્ત ભૂપાલ.
નૃપ–કમ્બોજ નાગપુર માંહિ ઇક ક્ષોહ્‌ણી દલ લ્યાવ્યુ ત્યાંહિ. ૨૫
ભૂરિશ્રવાંનિ સમ્પત્ય ઘણી સાથિ દલ લ્યાવ્યુ ઇક ક્ષોહણી.
કૃતવર્મા જે હૂદિક વીર, અન્ધક–ભોજ મહારણધીર, ૨૬

ઇક ક્ષોહ્‌ણીશૂં આનન્દ ઘણિ, આવ્યા પખિ દુર્જ્યોધન તણિ.
સિન્ધુ–સુવીર તણુ ભુપાલ, જયદ્રથ નામિ મહા વિકરાલ. ૨૭
ઇક ક્ષોહ્‌ણી સરસુ તે રાઇ; આવ્યુ કૌરવ કેરિ સાહિ.
યવન–ભૂપ મહાબલી જેહ, ઇક ક્ષોહ્‌ણીશૂં આવ્યુ તેહ. ૨૮

માહિષ્મતી કેરુ જે ભૂપ સકલકલાગુણ–દિવ્ય–સ્વરૂપ,
ઇક ક્ષોહ્‌ણી તે પોતા તણી લૈ આવ્યુ દુર્જ્યોધન ભણી. ૨૯
કેકય દેશ તણુ જે રાઇ, પ્રાક્રમ–પાર કહ્યુ નવિ જાઇ;
પઞ્ચભૂપ તે ટોલિ મિલી, ઇક ક્ષોહ્‌ણીશૂં આવ્યા વલી. ૩૦
એકાદશ ક્ષોહ્‌ણી સઙ્ખ્યાય, દેખી હરખ મનિ પામ્યુ રાઇ.
ગજ–હયવર રથ આગલિ સહી; પુરે માર્ગ ચાલ્યાનુ નહીં. ૩૧

એહ્‌વિ સમિ હસ્તિનાપુર માહિ, પાણ્ડવ-પુરોહિત આવ્યુ ત્યાંહિ
વૈશમ્પાયન કહિ : સુણિ, રાઇ ! પુહુતુ પુરોહિત રાજ-સભાઇ. ૩૨
૯૪

## ૨. સઞ્જયયાનપર્વઃ—

### કડવું ૪ થું—રાગ સામેરી

વિશમ્પાઇન ઉચ્ચરિ : તૂં સુણિ, જનમિજે રાઇ !
પ્રોહિત સભામાં આવિઉ : આનન્દ અઙ્ગિ ન માઈ. ૧
તેણિ સમિ તે સભામાં તવ ઉચ્ચરયુ મુખિ મોઇઃ
“અરે રાજા સભામાંના ! સાંભલુ સવિ કોઇ. ૨
ધૃતરાષ્ટ્રના સવિ કૌરવા, પાણ્ડુના પાણ્ડવ જેહ;
અહિં રાજલીલા કરિ કૈરવ; ભોગવિ વન તેહ. ૩
ભીષ્મ-દ્રોણ ! તહ્મો છતાં અન્યાય નવિ ઘટિ ઇમ્મ.
નિજ પિતા કેરુ ભાગ પાણ્ડવ, કુહુ, ન માગિ કિમ્મ ? ૪
એ સાધુ પાણ્ડવ સદા લગિ જેનિ નથી મમતા-ગર્વ;
નિજ બલે પામ્યા રાજિ તે, તહ્મો હરી લીધૂં સર્વ. ૫
તેણિ તેર વર્ષ લગિ મોટા ભોગવ્યા દખ વન્નિ;
વૈરાટ પુરથા પ્રગટિઆ; હવિ તહ્મો ચેતુ શિન્ન ? ૬
સાત ક્ષોહુણી સૈન્ય એહનિ મિલ્યૂં અછિ સન્નિધાન.
સત્ય જાણુ તહ્મો, કૈરવ ! ઇકિક સહસ્ર સમાન. ૭
ગદા-જૂથ જવ ભીમ માડિ, દલ કરિ ભાંજી ચૂર.
ગાન્ડીવ કરિ જવ ધરિ અર્જુન, (તવ) રહી સકિ ન કો શૂર. ૮
સિહિદે-નિકુલસમ સમોવડિ ત્રૈલોક્યમાં નવિ હોઇ.
અગિઆરનું બલ ઇક સમોવડિ, તોલિ નાવિ કોઇ. ૯
જેહનિ પાસા એક કેશવરાય કરુણાવન્ત,
ત્રૈલોક્યમાં તેહનુ કો નવિ સકિ આણી અન્ત.” ૧૦

પુરોહિતનાં વાકિ સર્વે સાંભલ્યાં અવશિમેવ.
મ્હાપુરુષ વલતા ભીષ્મ એ(ણી)પિરિ ઉચ્ચરયા તતખેવઃ　　૧૧
"પાણ્ડુના સુત પાંચિ વીર દ્રૌપદી—સરસા સોઇ,
સતિ વાકિ, પ્રોહિત! મુઝ કિહિ, કુશલ અછિ સવિ કોઇ? ૧૨
વનવાસિ જે દુખ ભોગવ્યાં તે અછિ અહ્મોનિ જાણ્ય.
વૈરાટમાંથા પ્રગટ થ્યા; હવિ હોશિ મ્હાકલ્યાણ.　　૧૩
કો ક્ષત્રિયે ક્ષણમાત્ર નવિ પાર્થનૂં બલ સિહિવાઇ.
(જેનાં) બાણ આગલિ વજ્રધર સરખે રહ્યૂં નવિ જાઇ."　　૧૪
તવ કર્ણ વલતૂં ઉચ્ચરયુ મનમાં ધરી બહુ ક્રોધઃ
"રે ભીષ્મ! શ્યૂં બોલ્યા તહ્મો, આંહાં દેખતાં સવિ જ્યોધ? ૧૫
દ્યૂતિ ધર્મે સર્વ હારયૂં; પડયુ ન પાસિ લાગ.
આજ હીન—અવધિ પ્રગટ થ્યા, તુ શાહનુ માગિ ભાગ?　　૧૬
વનવાસિ પૌંછા કાઢિયિઃ ભોગવિ દુઃખ અપાર;
પછિ પૂર્ણ અવધિ પ્રગટશિ, તવ રાજ્યિનુ અધિકાર.　　૧૭
પછિ મત્સ્ય અનિ પાઞ્ચાલના બલ માટિ પાંકિ એહ.
જવ દુર્યોધન રણમાં ભડિ, તવ ઊભુ નવિ રિહિ તેહ.　　૧૮
અન્યાય માગિ પુરોહિત, મોકલ્યુ આ પુર માંહિ.
તે અધર્મીનૂં કુશલ શ્યૂં પૂછવા બિહા આંહિ?"　　૧૯
ભીષ્મજી કિહિઃ "શ્યૂં લવ્યુ? તુઝ હજિ રાખૂં લાજ.
ખટરથી જિત્યા રણ વ્યપિ, શ્યૂં વીસરયૂં તે આજ?　　૨૦
મ્હાયુદ્ધ રણમધ્યે હશિ, સવિ થાશિ દલ—સંહાર.
મુખિ રેણ્ય પડશિ, પાપિઓ! જય હોશિ પાણ્ડુકુમાર."　　૨૧
ધૃતરાષ્ટ્ર તવ કિહિઃ "ક્રોધ તજ્ઞનિ નવિ ઘટિ સાક્ષાત.
કર્ણનાં વાઇક તુચ્છ તે મનમાં ન ધરવાં, તાત!"　　૨૨
શાન્ત વાક્ય ભીષ્મનિ એ(ણી)પિરિ કહ્યાં અવશિમેવ;
પુરોહિત તે ત્યહાં થકૂ રાઉ ચલાવ્યુ તતખેવ.　　૨૩

ઊથલુ

વુલાવ્યુ તતખેવ પુરોહિત; તેહ્માં કાંઇ સન્ધે નહીં.
ઋષિજી કિહિ રાજા પ્રતિઃ ધૃતરાષ્ટ્ર તવ બોલ્યા સહી. ૨૪
૧૧૮

## કડવું ૫ મું-રાગ મારુણી

રાઇ ધૃતરાષ્ટ્ર કિહિઃ "સુણિ, સઞ્જય! સત્ય કરી મનિ જાણિ રે.
પાણ્ડવનુ કાંઇ વાંક નથી; તૂં નિશ્ચિ મનમાં આણિ રે. ૧
આત્મબલિ કરી પાણ્ડુ તણા સુત પામ્યા રાજિસુખ જેહ રે,
મુઝ પુત્ર દુષ્ટે છલભેદે હરી લીધ સવિ તેહ રે. ૨
ધર્મ-કાજિ જે વનિ વશ્યા; ત્યહા બહુ દખ વેઠયા આપ રે
તે સઘલૂં આ દુર્યોધન અનિ કર્ણ તણિ પરતાપિ રે. ૩
કવણ જ્યુધિષ્ઠિરનિ રણિ જિતિ, જેહનિ શ્રીહરિ પાસિ રે?
એક ભીમ જ્યહા ઊભુ રિહિ, ત્યહાં કોટિ શત્રુ રણિ ત્રાસિ રે. ૪
ઇક અર્જુનના ગાણ્ડીવ ધનુષનુ હુઇ ટઙ્કારવ જ્યાહિ રે,
ત્રણ્ય ભુવનના સુભટ માહિ કો રહી સકિ નવિ ત્યાંહિ રે. ૫
જિહા નિકુલ-સિહિદેવ ભડિ તવ મ્હાદલ પ્રાજય થાઇ રે,
જેહનિ કેશવરાય સખાઇત, તે કિમ રણિ જિતાઇ રે? ૬
પાચેનિ મનિ સદા-સર્વદા ધર્મબ્યધિ મતિ હોઇ રે.
તે આગલિ રણમા માહ્રા સુત રહી સકિ નવિ કોઇ રે. ૭
તેહ માટિ, સઞ્જે! ત્યહા જાઉ, મનિ આણી અતિ પ્રેમ રે.
માહ્રી વતી જ્યુધિષ્ઠિરનિ જે પૂછ્યો કુશલ-ક્ષેમ રે. ૮
કહિજ્યે, 'પાણ્ડવ ધર્મશીલ સાહસિક સદા-નિર્દોષ રે!
કુશલ થકા તહ્મો પ્રગટ થયા, મુઝ મનિ થયુ સન્તોષ રે.' ૯
કૃષ્ણ-સાત્યકિ સરસા ભૂપતિ રહ્યા હોઇ જે ત્યાહિ રે,
વચન-વિવેકે યથાયોગ્ય સવિ કિહિજ્યો કુશલી આહિ રે. ૧૦

તિમ કરજ્યો જિમ આપણિ થઇયિ સ્વજન સહૂકો એક રેઃ
વલી સમય જોઇનિ તિહાં તુ કિહિજ્યે વચન-વિવેકિ રે." ૧૧

એહવું સાંભલી સઞ્જય ચાલ્યા, વેગિ પન્થિ પલાઇ રે.
ત્યહાં આવ્યા જ્યહાં અનેક નૃપશું બિઠા જ્યુધિષ્ઠિર રાઇ રે. ૧૨

સર્વ સભાનિ પ્રણામ કરી, મુખિ સઞ્જય બોલ્યા ત્યાંહિ રેઃ
"અરે પાણ્ડવો! ધૃતરાષ્ટરિ અહ્મનિ મોકલ્યાં આંહિ રે.. ૧૩

રાઇ ઘણું રલિઆતિ હુઆ છિ પાણ્ડવ પ્રગટ્યા જાણી રે.
કુશલ વાત પૂછી છિ સહૂની પ્રેમ ઘણુ મનિ આણી રે." ૧૪

ધર્મપુત્ર તવ વલતા વદિઃ "સુણિ, સઞ્જય ચતુર સુજાણ રે!
રાઇ ધૃતરાષ્ટર તણી કૃપાઇ અછિ કુશલ-કલ્યાણ રે. ૧૫

કુશલવારતા વિસ્તારી ધૃતરાષ્ટરની કિહિ સોઇ રેઃ
ભીષ્મ, દ્રોણ નિ કર્ણ રાઇ, એ કુશલા છિ સવિ કોઇ રે? ૧૬

દુર્યોધન શત ભ્રાત્રિ-આદિ લે રથી-મ્હારથી જેહ રે,
હરઘડી અર્જુન-ભીમ તણું બલ સમ્ભારિ અછિ તેહ રે?" ૧૭

વલતી સઞ્જય વાત કિહિઃ "સાભલુ જ્યુધિષ્ઠિર વીર રે!
ભીમ-અર્જુન કેરૂં બલ કો નવિ વીસરતા રણધીર રે. ૧૮

તહ્મો સાધુનિ તે દુષ્ટેઇ કપટે કાઢ્યા વન્નિ રે.
અર્ધ તહ્મારૂં રાજિ આપવા હજી ન આણિ મન્નિ રે. ૧૯

બ્રાહ્મણમુખ્યથી ધર્મ સાંભલિ, પણિ નવિ આચરિ લેશ રે.
તહ્મ સહૂંયિ અહોરાત્ર સવિ કરવા હીંડિ કલેશ રે. ૨૦

પરમ સાધુ પાણ્ડવો! તહ્મારા હિતકારણિ કહીં એહ રેઃ
કૌરવ કલેશ કરિ તહ્મશું પણિ તહ્મો ન કરતુ તેહ રે. ૨૧

ધૃતરાષ્ટ્રે કાહ્વ્યૂં છિ તહ્મનિ, 'સકલ-કલા-ગુણ-જાણ રે.
માહ્‌રા સુત અજ્ઞાન થયા તે રખ્યે રોષ મનિ આણ રે! ૨૨

કલેશ-વ્યાધિ કાંઇ નથી દેખતુ, કહૂં તહ્મારિ કાજિ રેઃ
કૌરવનિ મારીનિ કરશુ, ધિક્ક પડું તે રાજિ રે. ૨૩

અથવા એ કૌરવ બલિઆ છિ; કરશિ યુદ્ધ અપાર રે.
ત્યહાં થોભી તહ્મો સહુ નહીં, તવ શુ રિહિશિ અધિકાર રે? ૨૪
ભીષ્મ, દ્રોણ નિ કર્ણ, શલ્ય, ભગદત્ત ભડિ રણિ જ્યાહિ રે,
ત્યાહરિ, પાણ્ડવ! તેહ આગલિ તહ્મો જિતશુ ક્યાહિ રે?' ૨૫
ધૃતરાષ્ટ્રરિ તહ્મનિં કહ્યું, તે માટિ શુ સઙ્ગ્રામ રે?
સન્તોષે સુખ સર્વ પામશુ, પૂર્ણ હોશિ મનિ-હામ રે." ૨૬
સઞ્જય એહવૂં કહી રહ્યા જે કૌરવ કેરિ સાહિ રે;
વલતા ધર્મ-પુત્ર ઇમ બોલ્યા; સુણિ, જનમેજ રાઇ રે! ૨૭
૧૪૫

## કડવું ૬ ઠ્ઠું—રાગ રામગ્રી

વલતા બોલ્યા ધર્મ-કુમાર જી:
"સાભલુ, સઞ્જે! કહૂં નિરધાર જી. ૧
રાઇ ધૃતરાષ્ટ્રરિ તૂં સમઝાવ્યુ જી;
અહ્મ આગલિ તે કિહિવા આવ્યુ જી. ૨

ઢાલ—કિહિવાનિ આવ્યુ અહ્મ આગલિ, ભૂપ કેરા સારથિ!
કાઇ કૌરવ થકા ભય અહ્મા પામતા મનમા નથી. ૩
સત્ય વાઇક શ્રવણિ સુણ જુ અર્થ પોતાનુ સરિ,
તુ કવણ એહવુ અલ્પધી જે સ્વજનશું સ્પર્ધા કરિ? ૪
વનવાસિ જે દખ ભોગવ્યા અહ્મો હજિ લગિ નવિ કહી સકૂં.
વિણ ભાગ લીધિ અહ્મારુ, સન્તોષ કિમ આણિ બકૂં? ૫
ઇન્દ્રપ્રસ્થક અહ્માંરૂં ધૃતરાષ્ટ્ર જુ આપિ મહી,
તુ અહ્મો સ્થાનકિ અહ્માનિ સન્તોષપણિ બિસૂ રહી. ૬
સઙ્ગ્રામ-પાખિ એ ન આપિ; જાણ એહની બુધિ ખરી.
અહ્મારુ જે ભાગ છિ તે લિહિશું રણમા યુધ કરી. ૭

ભીષ્મ-દ્રોણ ભલા સુભટ જે પક્ષ તેહનુ આદરિ,
પાર્થ-બલ નવિ જાણતા, જે ધન્ધ-મંતિ ભિકા કરિ." ૮

સઞ્જે કિહિઃ "રે પાણ્ડવો! સુખ-કાજિ કાં ભૂલા ભમુ?
રાજને અર્થિં ધર્મ-રૂપી કીર્તિ, તે કાં નિર્ગમુ? ૯
વેરિં ભિક્ષાવૃત્તિ ભૂપતિ અન્યનિ જૈ જાચશુ;
તે વૃત્તિ-યાનક આપશિ, તેં યકા અલ્પ સુખ પામશુ. ૧૦

નિર્વંશ કુલ પોતિં કરી ઐશ્વર્યવાલા શું થશુ?
તે સુખ તણિ શિરિ ધિક પડું; શું જીવિઆ? શું જીવશુ? ૧૧
સઙ્કલ્પ મૂલ અધર્મનૂં; તહ્મો ધર્મશીલ સદા સહી,
ગુણવન્ત છુઓ, પાણ્ડવો! તહ્મ વિધિં તેહ ઘટિ નહીં. ૧૨

સુખિ રાજિ કૌરવ ભોગવિઃ ઇમ હાનિ સુકૃતની હશિ.
દુખ-દશા તહ્મનિ વેહતાં આગલિ પુર્ણ્ય-ઉદે થશિ. ૧૩
પરલોક-સાધનને વિધિં તહ્મો, પાણ્ડવો! તત્પર થવૂં.
જેણિ મૃત્યક-જન્મ તુદિ; સુખ પામશુ પછિ અભિનવૂં. ૧૪

જે દુષ્ટ દુઃખ તે અવિદ્યા-આચરણ થકી નવિ ઉસરિ.
શુભ કાર્ય જેણિ કરયાં દુઃખ, તે અશુભ કર્મ ન આદરિ. ૧૫
આધાર જેહનિ સાત્યકિ અનિ દ્રુપદ અનિ શ્રીહરિ તણુ,
જુ આદરુ તુ તહ્મો કૌરવ માત્રનિ હેલાં હણુ. ૧૬

ભીષ્મ, દ્રોણ નિ કર્ણ અથવા શલ્ય, દુર્યોધન તથા,
તેહનિ હણી સુખ પામવૂં, ધિક જાણવૂં તે સર્વથા. ૧૭
શત્રુ-મિત્ર સમાન સુખ-દુખ સદા સરખૂં જાણવૂં.
પ્રીતિ ધરવી સર્વશું; કુરૂ સાથિ વેર ન આણવૂં." ૧૮
એહ વાકય સાંભલી રા ન્યુધિષ્ઠિર વલતા વદિઃ
"સુન મર્મ-વાકય, અહો સઞ્જે! મૂર્ખ નવિ જાણિ હદિ. ૧૯
જ્યાં ધર્મ-કર્મ જ અછિ ત્યાં કિમ ધર્મ અધર્મનિ ઉચ્ચરિ!
જેહને હદવિ પૂર્ણ પાતક, ધર્મ તે કિમ આચરિ! ૨૦

તૂં કિહિ, ‘મનિ સન્તોષ રાખુ;’ અહ્નો તે મવિ જાણિયિ.
પણિ ભાગ લીધા વિણ અહ્નારૂં ઉપશમન કિમ આણિયિ? ’ ૨૧
જે કાજ ધર્મ–અધર્મનૂં, તે સર્વ તૂં જાણિ કહી; ’
પણિ શીખ દિયિ શ્રીકૃષ્ણજી જે, તે અહ્નો કરશૂં સહી.” ૨૨
એહ વાઇક સાંભલી, શ્રીકૃષ્ણ મુખિ બોલિ તદા:
“એ પાણ્ડવ નિ કૌરવ–વિષિં કલ્યાણ હૂં ઇછૂં સદા. ૨૩
પણિ પાણ્ડુ–સુત તત્પર થયા પ્રારમ્ભ કરવા યુદ્ધનુ.
એ ક્લેશ કરવા સ્વજનમા સવિ વાંક અછિ સવિ વૃદ્ધનુ. ૨૪
એ કૌરવાને પાસિં શરા સુભટ સવિ મિલિઆ બહૂ,
પોતા તણે પાપિ કરી તે કાલિ અટવાણા સહૂ. ૨૫
જવ કેશ ગ્રહીનિ સભામા તહ્નો પાપીઇ પ્રમદા દમી,
તવ ભીષ્મ–દ્રોણ બિઠા હુતા, અનિ કર્ણ સુભટ પરાક્રમી. ૨૬
દ્રૌપદી જે વાકિ બોલ્યા દેખતા રથિ–મ્હારથી,
ભીમ અનિ અર્જુનનિ તે વીસરચા અધક્ષણ નથી ૨૭
તૂં આવ્યુ અહિં પ્રતિબોધવા, સઙ્કેત તાહરુ મિ લહ્યુ
જવ વસ્ત્ર કાઢ્યા સતીના તવ ધર્મ કુહુનુ કિહા રહ્યુ? ૨૮
જવ ક્રોધ મનમા ધરીનિ બહુ બાણ અર્જુન મેહ્લશિ,
તવ કૌરુ એકે એકનુ સંહાર તુ રણમા હશિ. ૨૯
જાઉ, સઞ્જે! વલી પાછા, રાજિ કરિ ધૃતરાષ્ટ્ર જ્યહા.
જુ માનશિ તુ વચન કિહિવા કાઇ હૂં આવેશ ત્યહાં.” ૩૦
વલતુ સઞ્જે ઇમ કિહિ નિજ પાણિ બિઉ સમ્પુટ કરી:
“મિ વચન કાઇક કહ્યા હુયિ, તે ક્ષમા કરજ્યો, શ્રીહરિ!” ૩૧

## ઊથલુ

ક્ષમા કરજ્યો, શ્રીહરિ' હવિ રોષ મનિ ધરવુ નહીં.
એ વાકિ શ્રવણે સાભલી રા જ્યુધિષ્ઠિર બોલ્યા સહી. ૩૨

### કડવું ૭ મું—રાગ આશાઉરી

વૈશંપાયન ઉચ્ચરિ તે, પરમ પ્રીતિ મનિ આણી રે,
વાણી રે ઋષિજી પ્રેમેં ઉચ્ચરિ રે. ૧
ધર્માત્માનાં સુખ તણી કાંઇ વાકિ અનુપમ તેહ રે,
નેહિ રે સઞ્જે તે શ્રવણિ ધરિ રે. ૨
ઢાલ–તેહ સઞ્જે શ્રવણિ ધરિ. ઇમ કિહિ ધર્મકુમારઃ
"હિત વાકિ સવિ જે તાહરાં, અહ્મો માનવાં નિરધાર. ૩
વલી અર્થ અહ્મશૂં ઊપજિ, તુ કહૂં, સાંભલિ વાતઃ
તૂં આવજ્યે કિ વિદુરનિં મોકલુ જૈઅનિં સાથિ. ૪
સઞ્જે! અહ્મારી વતી તૂં મનમાં ધરી અતિ પ્રેમ,
ત્યહાં જઇ કૌરવ માત્રનિં પૂછજ્યો કુશલ–ક્ષેમ. ૫
ભીષ્મ, દ્રોણ નિ કર્ણ, શકુનિ, શલ્ય મ્હા બલવન્ત.
ભૂરિશ્રવા, ભગદત્તનિં પૂછજ્યે સવિ વૃત્તાન્ત. ૬
અશ્વત્થામા, સોમદત્ત જે નૃપ રહ્યા હુયિ ત્યાંહિ,
પૂછજ્યો સર્વનિ કુશલ જૈઅનિં હસ્તિનાપુર–માંહિ. ૭
કિહિજ્યો વલી, 'પોતા તણી તહ્મો રાખુ, મહિપતિ! મામ.
આપિ, નૃપ! દેશાર્ધ કિ તે સાચિ કરિ સઙ્ગ્રામ.' ૮
ધૃતરાષ્ટ્રનિં યુક્તિશૂં દેજ્યો જૈઅનિં ઉપદેશઃ
'અહ્મો પિતા–સ્થાનકિ લેખવૂં, તુ કાં કરાવુ કલેશ?' ૯
ઘણું તહ્મનિં શૂં કહૂં, જુ લહુ સવલુ લાગ,
તેમ કરુ, જિમ અહ્મારુ જ્યુધ વિના આપિ ભાગ." ૧૦
ઇમ સાંભલી સઞ્જે વલ્યુ રા જનમિજે! અવિધારિ.
આનન્દભિરિ આવ્યુ સહી હસ્તિનાપુર–મોઝારિ. ૧૧
રયણી–સમેં રાજા તણે તે જઇ લાગ્યુ પાઇં;
નિજ પાણિ–સમ્પુટ કરી બોલ્યુ; હિઇડિ હરિખ ન માઇઃ ૧૨
"સાભલુ, સ્વામી! કુશલ અછિ સુત–પાણ્ડુ પાંચિ ભ્રાત.
પૂછી છિ રા જ્યુધિષ્ઠિરિ, જે કુશલ કેરી વાત. ૧૩

દીઠી મિં, સ્વામી ! પાણ્ડવાંની ધર્મ ઊપરિ દષ્ટિ.
ધર્મે કરી જે પામિયિં, તે થકી હુઇ સન્તુષ્ટ. ૧૪
ધર્મ સઘલુ તિહાં અછિ; મનિ, ભૂપ! નિશ્ચે આણિ.
અધર્મ સવિ તાહરિ વિષિં વ્યાપી રહ્યુ નિરવાણ. ૧૫

તહ્મો પાપ-બુધિ મનમાં ગ્રહી પરિભવ્યા પાણ્ડવ પાત્ર,
તે માટિં, મહિપતિ! સર્વથા ક્ષે હોશિ કૌરવ-માત્ર. ૧૬
તૂં તેહ કારણ સમિક-પ્રકારિં લિહિશિ વાહ્‌ણાં માંહિ."
એહ્‌વૂં કહી સઞ્જે વલ્યા, પછિ વિદુર તેડ્યાં ત્યાંહિ. ૧૭

## ૩. પ્રજાગરપર્વઃ—

સઞ્જે તણાં જે વાકિ, રાઇ લહ્યાં તેણી વારિઃ
"તે માટિં કૌરવ! આપણિં, ભાઇ! ઘટિ કવણ પ્રકાર?" ૧૮
વિદુર કિહિઃ "જ્યહાં હોશિ દુષ્ટ ચતુષ્ટિનુ ઘિરિ વાસ,
ત્યહાંલગિં, રાજા! કુશલની તહ્મો રાખશુ નવિ આશ. ૧૯

યુદ્ધનાયક આદિં હવુ રે અસુર-નાયક જેહ,
તેણિ વાકય પુત્ર પ્રતિ કહ્યાં, તૂં રાઇ! સાંભલિ તેહઃ ૨૦
'ધર્મ-મારગને વ્યષિં જે રાઇ તત્પર હોઇ,
વલી અધર્મે રાચિ નહી, યશ-કીર્તિ પામિ સોઇ. ૨૧

અવિલોકતાં જે ગુણાદિક મનિ લિહિ વિવેક-વિચાર,
સમ્યક-પ્રકારિં સોંપવૂં તેહ્‌નિ અર્થ-ગૃહ-અધિકાર.' ૨૨
વન વ્યષિં પાણ્ડવ ઊછરયા, ભોગવ્યાં દારુણ દુઃખ,
ઈશ્વરી ઇચ્છાં કરી સમ્પૂર્ણ પામ્યા સુક્ખ. ૨૩

જેહ્‌વા ઇન્દ્ર પાંચિ અવતરયા, તેહ્‌વાં તેજ તપિ નેલાટિ;
પ્રીતિ તેશ્યં સર્વદા તિં રાખવી તે માટિં. ૨૪
પર-દ્રોહ વિષિં તત્પર સદા કિહિં શ્રેય પામિ ન સોઇ.
વૃદ્ધ જ્યેષ્ઠ પુત્ર વિષિં સદા તે દોષ સઘલા હોઇ. ૨૫

સ્ત્રી-વિપ્ર-ગો-સ્વજાતિ ઊપરિ શૂર જે જન થાઇ,
ક્ષય પામિ તે દિન સ્વલ્પમાં; સતિ વાકિ માને, રાઇ! ૨૬
તે માટિ જે હિત-વાકિ કહીં, ધૃતરાષ્ટ્ર! તૂં અવિધારિઃ
ભાગ એહનુ આપીનિં તૂં કુટુમ્બ-ક્લેશ નિવારિ. ૨૭
દુષ્ટ-સાથિં સ્નેહ આણિ, નિ સાધુ ઊપરિ દ્વેષ;
તે માટિ ભૂપતિ! સર્વથા પામેશ ક્લેશ વિશેષ." ૨૮
રાજા કિહિઃ "પાણ્ડવ તણે હિત વ્યપિં મુઝ મન હોઇ.
પણિ પુત્રનિં દેખતાં મનિં સ્થિર નથી રિહિતી સોઇ. ૨૯

ઊથલુ

સ્થિર નથી રિહિતી સોઇ મતિ," ધૃતરાષ્ટ્રિ એ વાણી કહીઃ
"તે માટિ જાણૂં છૂં સહીઃ હોનાર વાત હશિ સહી." ૩૦

૨૦૭

---

## ૪. યાનસન્ધિપર્વઃ—

### કડવૂં ૮ મૂં-રાગ દેશાખ

એણી પિરિં ઉચ્ચરિ રે વાઇક વિદુર પ્રતિ ભૂપાલ.
રયણી વહી ગઇ રે; વાત કરતાં થયુ પ્રાતઃકાલ. ૧
શીઘ્ર સભા રચી રે, સઞ્જે તેડાવ્યા ક્ષણ માંહિ;
પ્રેમ હૃદયે ધરી રે, રાજા વાત પૂછિ ત્યાંહિ. ૨
ઢાલ-પ્રેમ ધરીઅનિ રાજા પૂછિઃ "ધનિ, સઞ્જે! મતિ તાહરી.
જે કૈં કાહ્વ્યૂં હોઇ પાણ્ડવે, (તે) મૂંહનિ કિહિ વિસ્તારી" ૩
વલતા સઞ્જે ઇણી પિરિં બોલ્યા, "સુણિ, કૌરવ! પ્રતિવાણીઃ
પ્રથમિ કુશલ પૂછિઆં પાણ્ડવેં પ્રેમ પ્રીતિ અનિ આણી. ૪
પછિ અર્જુનિં વાકિ કહ્યૂં અચ્છિ, સુભટ! સાંભલુ તેહઃ
'ભલા હોઉ તુ રાજિ અર્ધ આપુ, ધર્મપુત્રનૂં જેહ. ૫

કુશલ તણી જુ ઇચ્છા હુઇ તુ જૂઉ વિમાશી આપ.
નહીંતુ કૌરવ માત્ર મરિ, તે દુર્યોધન–શિરિ પાપ. ૬
ભીમસેન જવ ગદા ગ્રહીઅનિ રણમાં ઊભા રિહિશિ,
ત્યાહરિં દુષ્ટ દુર્યોધન પાપી પશ્ચાત્તાપ મનિ ધરશિ. ૭
જ્યાહરિં સુદર્શન હાથિ ગ્રહીઅનિ રિહિશિ શ્રીગોવિન્દ,
તવ માહરાં વાઇક ત્દદિ આણુશિ દુર્યોધન મતિ–મન્દ.' ૮
ભીષ્મ–દ્રોણુનિં ઇમ કાહવ્યૂં છિ, 'કા તહ્મો કલેશ કરાવુ?
ભલા હોઉ તુ યુદ્ધ કરયા વિણ સ્વજન–વિરોધ સમાવુ.' ૯
એહવાં વાકિ કહ્યાં મુઝ સાથિં ધરી અર્જુનિં મનિં ક્રોધ.
ત્યાહરિં જયુધિષ્ઠિર–સાથિં ઉચ્ચરયા મ્હાબલિઆ સવિ જ્યોધઃ ૧૦
'સૂર્યબિમ્બ જવ પ્રકટ હોઇ, અન્ધકાર રિહિ નહિ ત્યાંહિ.
તહ્મ દીઠિ તે કૌરવ કોઇ રહી સકિ નહીં ક્યાહિ" ૧૧
કિહિ ધૃતરાષ્ટર, "જેણિ મારયુ એ જરાસન્ધ બલવન્ત,
તેહ વૃકોદર થકુ આજ હૂં ભય પામૂંજ અનન્ત. ૧૨
ભીમસેન તે સેન આપણું મારી કરશિ ચૂર.
જ્હાં એ પારથ–કૃષ્ણુ હોશિ ત્હ્યાં નહીં રિહિ કો શૂર." ૧૩
દુર્યોધન કિહિ, "અહો પિતાજી! ધીરપણૂં મનિ આણુઃ
એ પાણ્ડવનિં ઇન્દ્રપ્રસ્થ પામવૂં દોહલૂં જાણુ. ૧૪
એ પાણ્ડવ જવ રાજિ કરન્તા મિં કાઢ્યા વન માંહિ,
યતિ–વેષે અછિ; એ શૂં લડશિ? ધૈર્ય રાખુ મન માંહિ." ૧૫
રાજા અન્ધ કિહિ, "એ મૂંહનિં ઇચ્છા થૈ મન માહિઃ
પાણ્ડવના જે જ્યોધ માત્ર તે શૂં કરિ છિ સવિ ત્યાંહિ?" ૧૬
સઞ્જે કિહિ, "ભડ શિખણ્ડી, તેણિં વરયા ભીષ્મ બલવન્ત.
દ્રુપદરાઇ તણે પુત્રેં વલી વરયા દ્રોણુ માહનન્ત. ૧૭
કર્ણ વરી મૂકયો અછિ અર્જુનિં; ભીમેં દુર્યોધન્નઃ
વિહિંચી લીધા સુભટ સર્વકો; માને સત્ય વચન્ન." ૧૮

વલતુ રાજા કિહિ, "રે સુભટો! પાણ્ડવ બલિઆ હોઇ,
આગલિ એહવૂં દેખૂં છૌં જે, અવટાશુ સવિ કોઇ." ૧૯
વલતા ભીષ્મ વદિ, "સુણિ, મહિપતિ! વચન એક મુઝ દાખ.
એહનિં રાજિ એહનૂં આપી પ્રેમ પ્રીતિ મનિ રાખિ. ૨૦
ગાણ્ડીવધર નિં કૃષ્ણ, તેહ નર–નારાયણ–અવતાર,
જેણિં દૈતિ નિવાતકવચનુ કીધુ રણિ સંહાર. ૨૧
અર્જુન રથિ બિશાઅનિં ગાણ્ડીવ ધનુષ ગ્રિહિશિ નિજ હાથિ,
ત્યાહરિં મુઝ વાઇક તૂં, મહિપતિ! સમ્ભારિશિ મન સાથિ. ૨૨
તેહ માટિં કાંઇ પિરિ કરીઅનિં પ્રીછવિ તાહરા પુત્ર.
એક કર્ણ કરી કબધીયૂં ગયૂં જાણિ ઘરસૂત્ર." ૨૩
કર્ણ કિહિ, "રે સુણિ, ગઙ્ગાસુત! કાં મૂકે મનિ લાજ?
વાઇક અક્ષત્રીનાં બિહુ તૂં સ્યું બોલિ છિ મુખિ આજ? ૨૪
કાઇર થૈ, મતિ હીન થ્રહી, કુલ–ધર્મ અધમ તિં વાંચ્યુ.
એ મતિ તૂંહનિ ઘટિ નહીં; મુઝ વચન માનિ એ સાચૂં." ૨૫
ભીષ્મ કિહિ, "કુલહીન કર્ણ! તૂં જુઇ મનિ આપ વિમાંશી.
દુર્યોધન જવ ગ્રહ્યુ ગાન્ધર્વિં, તવ તૂં ગયુ ક્યહાં નાશી? ૨૬
મુખ ભઞ્જાવ્યૂં મત્સ્ય તણે પુરિ, તેહ તુ સવિ કો જાણુ.
તવ બલ તાહરૂં કિહાં ગયૂં જે આજિ ગર્વ મનિ આણિ?" ૨૭
ભીષ્મ કિહિ રાજા પ્રતિ વાણી, "સત્ય વચન ઇક માહરૂં:
એક કર્ણ કરી કરણીઇ કુલ ઉચ્છેદૂ તાહરૂં. ૨૮

[ ઊથલુ ]

તાહરૂં કુલ નિર્વંશ જાશિ; માને સાચી વાત."
પછિ પુત્ર દુર્યોધન સાથિં એણી પિરિ બોલ્યુ તાત. ૨૯
૨૩૬

## કડવું ૯ મું—રાગ કલ્યાણ

રા ધૃતરાષ્ટર વદિ, "દુર્જ્યોધન! સાંભલિ, કહોં ઇક વાણીઃ
અવની અધ-ઇક આપિ પાણ્ડવની પ્રેમ-પ્રીતિ મનિ આણી. ૧
પાણ્ડુપુત્રનિં નહીં જિપિ, હો સુભટ શર વિખ્યાત!
જ્યુધ કીધાની કર્ણ વિના કુહુનિં નથી ગમતી વાત. ૨
હાલ—વાત કુહુનિં નથી ગમતી આજ લગિ અવશિમેવ."
એહ સાભલી દુર્જ્યોધન ઇમ ઉચ્ચરિઉ તતખેવઃ ૩
"કુહુનિ બલિ હૂં નથી બોલતુ. આપિ રહિશિ રણ માંહ.
કર્ણ ભડ નિ હૂં સુત-ધર્મથં જ્યુદ્ધ કરિશિ જૈ ત્યાંહિ. ૪
સર્વ સેન માહરૂં મરિ કિ પાણ્ડવ તણુ સંહાર.
રાજિ એક એ હૂં કરૂં કિ કરિ એ ધર્મ-કુમાર." ૫
વાઇક સુતના શ્રવણિ સુણી નિઃશ્વાસ મૂકિઉ રાઇં;
"હવિ સઞ્જે! શ્રીકૃષ્ણિં કહ્યું જે હુઇ, તે કુહુ ઉપાય." ૬
સઞ્જે કિહિ, "મુનિં સાથિં તેડી ગ્યા અન્તઃપુર માંહિ.
દ્રુપદી, અર્જુન નિં શ્રીકૃષ્ણજી પર્જ્યંકિ બિઠા ત્યાંહિ. ૭
તવ કૃષ્ણજી બિઠા ચતુર્ભુજ અનિ પારથ ઇન્દ્રસ્વરૂપ.
તેહ તણુ મહિમા, મન્દભાગી! નવિ જાણો મનિ, ભૂપ! ૮
મુઝ પરતિ શ્રીકૃષ્ણિં કહ્યૂં કિ, 'સુણજ્યો, સઞ્જે! વાતઃ
ત્યહાં જૈ કૌરવ માતરનિ સમ્ભલાવજ્યો સાક્ષાતઃ ૯
'કાંઇ કરેવૂં હોએ, કૌરવ! કરી લિહિજ્યો સોઇ.
તહ્મ સવિના વધ-કાજિ પાણ્ડવ સર્જ્યા હુઆ સવિ કોઇ." ૧૦
એહવાં વાઇક સઞ્જેનાં સુણિ કર્ણ બોલિઉ ત્યાંહિઃ
"મારાં સાયક આગલિ પાણ્ડવ રહી સકિ નવિ ક્યાંહિ." ૧૧
તવ ગઙ્ગાસુત વાણી વદિ, "સાંભલિ, કુબુદ્ધિ કર્ણ!
જાણે કૌરવ તણા પાપથૂં તાહરિ માથિં મરણ. ૧૨

જે રણ વ્યાપિ ઊભુ રિહિ તે પારથ વીર પ્રચણ્ડ,
તું સરિખા શતસહસ્રનિ જે મારી કરિ શતખણ્ડ." ૧૩
કર્ણ કિહિ, "રે કલીબજી! તિં મનથી મૂકી મામ,
હું હવિ તુઝનિં જીવતાં હૂં નહીં કરૂં સઙ્ગ્રામ." ૧૪
તવ દુર્યોધન કિહિ, "પિતામહ! કૌરવ-કુલ-આધાર!
મુઝ કરુ પક્ષ પાણ્ડવ તણુ, તે ધરિ નહીં જ લગાર." ૧૫
તેણિ સમિ વલી સઞ્જે પરતિ વૃદ્ધ રાય પૂછિ ત્યાંહિઃ
"પુત્ર માહરા હઠે ચઢીઅનિ વઢશિ સહૂ રણ માંહિ." ૧૬
સઞ્જે કિહિ, "જેણિ કંસ, કેશી, હણ્યુ રાઈ શિશુપાલ,
પાણ્ડવ કેરે પાસિ તેહ છિ, જે પ્રભુ દીનદયાલ; ૧૭
તે કૌરવનિં કિમ નવિ હણિ? શું પૂછુ વાર વાર?
તેહનિ કારણિ જિપિ, રાયજી! જુઉ કરી હૃદયિ વિચાર. ૧૮
પિરિ કરી પ્રીછવિ પુત્રનિં, હિત-કાજ કહૂં અવશિમેવ."
સઞ્જે એહવૂં વાકિ કહી તવ પાછુ વલ્યુ તતખેવ. ૧૯
ધૃતરાષ્ટર કિહિ પુત્રનિં, "જઈ કૃષ્ણ-ચરણ તૂં લાગિ.
આનન્દભેરિ મ્હારાજ પાસિં વેગિ કુશલ વર માગિ. ૨૦

ઊથલુ

વેગિ કુશલ વર માગિ," એહવી રાજાઇ વાણી કહી.
કૃષ્ણજી પરતિ તેણિ સમિ રાય જ્યુધિષ્ઠિર બોલ્યા સહી. ૨૧
૨૫૭

---

## ૫. ભગવદ્યાનપર્વ :—

### કડવૂં ૧૦ મૂં—રાગ ધન્યાશ્રી

શ્રીકૃષ્ણ પ્રતિ રાય ધર્મ કિહિ, "સાંભલુ વાણી સોય જી.
આપત-કાલ તણે અવસરે જન મિત્ર કરે સવિ કોય જી. ૧

મિત્ર અહ્મારા તહ્મો, કૃષ્ણજી! અહ્મો દાસ તુઝ થૈઇ જી.
કારણ અહ્માઈં, કૃપાસિન્ધુ! હવિ તહ્મ વિણ્ કહુનિં કહીઇજી? ૨
કૌરવ યુદ્ધ વિના નવિં આપિ રાજિ-ભાગ લવલેશ જી.
સુખ-કાજિં અહ્મો કેહી પિરિ કીજિં સ્વજન-સઉંથિં ક્લેશ જી? ૩
ધિક, સ્વામી! તે રાજિ વ્યધિ જે સ્થિર નવિ રિહિજ નિદાન જી
ત્રિભુવન માંહિ નથી બીજૂં કૈં સુખ-સન્તોષ સમાનિ જી. ૪
તેહ ઉપાય કુહુનિં, સ્વામી! અહ્મો થૈઇ નિર્દોષ જી,
જિમ અહ્મારિં રિહિ સ્વજનમાં સદા પ્રીતિ-સન્તોષ જી." ૫
કૃષ્ણ કિહિ, "હૂં ત્યહાં જૈ આવૂં, ધર્મપુત્ર! અવિચારુ જી.
જૈઅનિં તેહ ઉપાય કરૂં, જિમ સરશિ અર્થ તહ્મારુ જી." ૬
ધર્મપુત્ર વલતા ઇમ બોલ્યા, "સાંભલુ શ્રી ભગવાન જી!
કૌરવ દુષ્ટ સદા તે તહ્મનિ નહીં આપિ સન્માન જી. ૭
વચન તહ્મારાં એ નહીં માનિ; નહીં ગણિ મનિ લાજ જી.
પછિં અહ્મો મન વ્યધિ બહુ દુઃખી થાશૂં, શ્રીમ્હારાજ જી!" ૮
કૃષ્ણ કિહિ છિ તવ, "સુણ, ધર્મસુત! મિં તુ જાવૂં ત્યાંહિ જી.
મૂંહનિ દેખી અસન્તોષ તે નહીં ધરિ મન માહિ જી. ૯
યુદ્ધ વિના કૌરવ નવિ આપિ, તુહિ મિં તિહાં જાવૂં જી.
આજ થકી હવિ જ્યુધ-સામગ્રી કરવી; તત્પર થાવૂં જી." ૧૦
ભીમસેન વાઇક તવ બોલ્યા પ્રભુનિં નામી શીસ જી:-
"પાપીનિં પાપની જ્યુક્તિ જે, પ્રીછુ, શ્રીજગદીશ જી! ૧૧
કોમલ વાઇક, કૃષ્ણ! કિહિજ્યો, જિમ કૌરવ મનિ રીઝિ જી.
પ્રીતિ કામ નીપજિ તિહાં લગિ જ્યુદ્ધ વાત નવિ કીજિં જી." ૧૨
પવનપુત્રના વાકિ સાંભલી શ્રીહરિ બોલ્યા ઇમ્મજી:
"કુહુ, રિ, ભીમ! મનમાં કોમલતા તહ્મનિ આવી કિમ્મજી? ૧૩
સહી દુર્જ્યોધનથા ભે પામ્યા; ચિત્તે નવિ રહિ ધીર જી.
ક્લીબ-દશા એ તૂંહનિ ઘટવી ન ઘટિ, વૃકોદર વીર જી!" ૧૪

ભીમસેન કહિ, "હું અ એટલુ સંવિનિં હણૂં, મહારાજ જી!
પણિ શું કરૂં? જ્યુધિષ્ઠિર નિં એ નવિ ગમિ સાહસ-કાજ જી." ૧૫
"ભીમ ભણુ," ભગવન્ત વદિ; "તિં રાખ્યૂં ધિરિ મન માંહિ જી.
વતી તહ્મારી કૌરવ-પાસિં પ્રભાતિં જાવૂં ત્યાંહિ જી. ૧૬
ભાર જ્યુદ્ધનુ તહ્મો ઝીલવુ, અવર નવિ સરિ અર્થ જી.
એક તૂંહ કિ બીજુ અર્જુન સુભટ મહા સમરથ્ય જી." ૧૭
હવિ અર્જુન કહિ, "હાસ્તિનપુરમાં તહ્મો પધારુ, સ્વામ જી!
કરજ્યો એહનુ ઉપા, પ્રભુ! જેણિં સરિ અહ્માંરૂં કામ જી. ૧૮
પ્રીતિ રાખવા કૌરવ-સાથિં ઇચ્છિ છિ ધર્મ-રાઇ જી.
ભાગ આપણુ નહીં આપિ વણુ-કીધિ જ્યુદ્ધ-પસાઇ જી." ૧૯
અર્જુનિં એહવાં વચન કહ્યાં તવ નિકુલ ઉચરયા વાણી જી,
ભીમિ જેહ કૈં વાકિ કહ્યાં તે સર્વે ચિત્તે આણી જી: ૨૦
"તહ્મથુ સરશિ અર્થ અંહ્મારુ, ગોવ્યન્દ ગરુડાગામી જી!
ઉમ દયાઇ ઉચ્ચરજ્યો; રખ્યે દીન વચન કહુ, સ્વામી જી!" ૨૧
વલતા સિહદેવ વાકિ કહિ શ્રી કૃષ્ણનિં કરિ પરણામ જી:
"ભાગ આપણુ બિહિ આપિ તુ નવિ કીજિઇ સંગ્રામ જી. ૨૨
પણિ પાઞ્ચાલી દમી પાપીઇં; નવિ સમતૂં દર્પ માહરૂં જી.
તહ્મો આગન્યા આપુ તુ, સ્વામી! કૌરવ-દલ સંહારૂં જી" ૨૩
વલતા વાઇક વદિ સાત્યકિ, "ભલા ભણ્યા, સિહદેવ જી!
એહ, ધટાર્ય્ય વચન કહ્યાં; તે મૂંહનિ ગમિઆં એવ જી. ૨૪
બીજાનૂં શૂં કામ પડિ જે થઇ બિહુ મનિ શાન્ત જી?
આપણિ બિઉ જઇનું જ્યુદ્ધ કરીઅનિ કૌરવ કીજિઇ અન્ત જી" ૨૫
ભીમસેન, સાહમૂં જોઇનિં ઇમ બોલ્યાં પાઞ્ચાલી જી:
"હું જાણુતી, કાંઇ છિ બલિઆ; ઉદર-ભરેણિ હવાલી જી. ૨૬
હાં કરેતાં હોકાર કરીઅનિં ધરિ આયુધ અસ્વમેવ જી.
સુભટ થરા એ બિહૂજ છિ, જે સાત્યકિ નિં સહિદેવ જી. ૨૭

રખ્યિ શાન્તિનાં વાઇક જૈઅનિં કૌરવનિં કિહિ કોઇ જી!
કરેવુ ક્રોધ પ્રગટ, જિમ તેહનિ જ્યુદ્ધ અપરિમિત હોઇ જી. ૨૮
પાચિ સુભટ છત્તાં તે દુષ્ટિ હૂં પ્રભવી તવ ત્યાંહિ જી.
તેહ માટિ એ ધિક્ક પડૂ રે ભીમ તણા બલ માહિ જી. ૨૯
રખ્યિ સુભટ કો રુહુ સમરાઙ્ગિણિ! નહીં તહનિં અધિકાર જી.
માહ્‌રા સુત અભિમન્યુ–પ્રમુખે કરશિ જ્યુદ્ધ અપાર જી." ૩૦
એહ્‌વાં વચન કહી પાઞ્ચાલી કરતા અત્ય રુદન્નજી.
શ્રીકૃષ્ણજી શાન્તતા પમાડિ કહી વિવેક–વચન્નજી. ૩૧
ઇમ કરતા પરભાત હવૂં તવ હઇઅડિ હરિખ ન માઇ જી.
હાસ્તિનપુર જાવા થ્યા તત્પર; સુણિ, જનમેજે રાઇ જી! ૩૨

---

### કડ્વૂં ૬૧ મૂં–રાગ આન્દોલ

સ્વામી એ, સામ્પ્રદ હુઆ જાદુવીર એ
રિથર રાખી મન આપણું એ; ૧
સ્વામી એ, મન વ્યવિ ધરચૂ મ્હારાજિ એ
કાજ કરવાનિ પાણ્ડવ તણું એ. ૨
ઢાલ–દાસ કેરૂ કાજ કરિ–સામ્પ્રદ હુઆ તતખેવ.
શ્રી સૂર્ય્યનિં પરણામ કરી રથિ બિઠા દેવાધિદેવ. ૩
સાત્યકિનિં સાથેં લઇ પ્રભુ સાચરચા ક્ષણ્ણ માહિ.
માર્ગ વ્યવિ મ્હારાજનિં શુભ શકુન હોએ ત્યાહિ. ૪
તેણે અમે શ્રીહરિ પ્રતિ ઉચ્ચરચા ધર્મકુમાર.
"કિહિજ્યો અહ્મારી વતી કૌરવ સર્વનિં નમસ્કાર. ૫
કુન્તાજીનિં કિહિજ્યો કુશલ, કરુણાબ્ધિ કેશવરાઇ!
વચનેં કરી સન્તોષજ્યો જિમ માત સુખિઆ થાઇ." ૬
એહ્‌વૂં કહીનિં પાણ્ડુના સુત વલ્યા નામી શીસ.
સાથિં રથ–દલ અનન્ત લૈ સાચરચા શ્રીજગદીશ. ૭

માર્ગ વ્યચિ આવી મિલ્યા મ્હાનુભાવ ઋષિ જે હોઇ.
પ્રેમેં કરીનિ પ્રભુ કેરી સ્તુતિ કરિ સવિ કોઇ. ૮
ત્યહાંથી વૃક-સ્થલ નગરિ પુહુતા સ્વામિ દેવાધિદેવ.
તેણિ સમિ કૌરવાધિપનિં જાણ થયૂં તતખેવ. ૯
જગદીશ જાણ્યા આવતા, તવ હૈઇ હરિખ ન માઇ.
આગલિ થકી નિજ નગરમાં રચના રચાવી રાઇ. ૧૦

ધૃતરાષ્ટ્ર કિહિ, "શ્રીકૃષ્ણ મ્યલશિઃ ધન્ય મુઝ અવતાર.
પ્રભુ-હાથિ સમર્પશૂં ગજ-તુરગ-રથ-ભણ્ડાર." ૧૧
"ધનિ-ધન્ય, રે ધૃતરાષ્ટ્ર!" એહ્વૂં વિદુર બોલ્યા ત્યાંહિ:
"વૃદ્ધ-કાલેં બુદ્ધિ ક્યહાંથી ઊપજી મન માંહિ? ૧૨

હૂં જાણતુ, આ મુખ વ્યચિ તૂં કિહિ છિ, રાઇ સુજાણ!
આભ્યન્તરે એહ્વૂં જુ વસિ, તુ હોશિ મ્હા-કલ્યાણ." ૧૩
દુર્યોધન જ કિહિ, "કૃષ્ણ તે સાક્ષાત બ્રહ્મસ્વરૂપ.
સર્વસ્વ એહનિ સૂંપિયિઃ જુગતાર્થ અછિ એ, ભૂપ! ૧૪

પણિ આજિ એહનિ આપવાનુ નથી અવસર, તાત!
જાણશિ, 'કૌરવ રાંક થ્યા;! તૂં જુઇ વિમાશી વાત." ૧૫
તવ ભીષ્મજી વલતા વદિ, "સાંભલુ, રાજા! આજિ.
હિતવાકિ કિહિવા તૂંહનિ આવશિ શ્રીમ્હારાજ. ૧૬

જુ ઉવેખિશિ વચન જે મુખિં કિહિ શ્રી ભગવન્ત,
તુ, ભૂપ! કુલ તાહ્‌રા તણુ જાણજ્યે, 'આવ્યુ અન્ત." ૧૭
વાકિ ભીષ્મ કહી વલ્યા. મનિ વિમાસિ ભૂપાલ.
વૃકસ્થલમાં હરિ રહ્યા, તવ થયુ પ્રાતઃકાલ. ૧૮

ત્યહાં થકા હરિ સાંચરયા; અતિ હર્ષ મનમાં હોઇ.
તવ નગરવાસી કૃષ્ણનિં જોતા હુઆ સવિ કોઇ. ૧૯
હસ્તિનાપુર સમીપિ આવ્યા સ્વામી દેવાધિદેવ.
સવિકોઇ સાહ્મા સુભટ મિલવા સાંચરયા તતખેવ. ૨૦

પ્રભુજી વેગિં પધારિઆ કૌરવ નગર મોઝારિ.
પ્રસાદ-મન્દિર-માલિઇ જુઇ નગરવાસી નારિ. ૨૧
ધૃતરાષ્ટ્ર અનિં ગાન્ધારીનિં તવ જઈ લાગા પાઇં.
મ્હારથી સવિ મિલ્યા આવી હેઇ હરિખ ન માઇ. ૨૨
સર્વથા સુક્તિં સ્તુતિ કરી નામી પ્રભુનિં શીસ.
ત્હાં થકા મન્દિરિ વિદુરનિ આવિઆ શ્રીજગદીશ. ૨૩
વિદુરનેં તેણિ સમિ ઊપનુ મનિ આનન્દ.
પ્રીતિ-આદર અનન્ત યુક્તિ અર્ચિઆ ગોવિન્દ. ૨૪
ભાવની પૂજા ગ્રહી તે દીનનાથ દયાલિં.
કુન્તાજીનિં ત્હાં થકા જૈ તવ મિલ્યા કૃષ્ણ કૃપાલ; ૨૫
"ઘણે દાહડિ અહ્નો પામ્યાં પ્રભુનાં દર્શન."
શ્રીકૃષ્ણની પૂજા કરી કુન્તા કરિ છિ રુદન. ૨૬
"છિ કુશલ ?" ઇમ કુન્તા પૂછિ; "પ્રભુ ! જ્યુધિષ્ઠિર-નરદેવ,
શું કરિ છિ ભડ ભીમ બલિઉ, નિકુલ અનિં સિહિદેવ ? ૨૭
તે પાંચિ કાઇર કાં થયા ? સાંભલુ, સારંગપાણિ !
ક્ષત્રિ તણુ તે ધર્મ ક્યાંહી રિહિઉ નથી નિરવાણ. ૨૮
'પુત્રો ! તહ્નારિ વિયોગિ દુખ ભોગવ્યૂં લગિ-આજિ.
હું પેટ પરઘિરિ રહી ભરૂં. તહ્નો નથી ધરતા લાજ ?" ૨૯
શ્રીકૃષ્ણજી વલતા વદિ, "સાંભલુ સાચું, માત !
દ્રુપદ-સુતા-આદિક લઇ છિ વિજય પાંચિ ભ્રાત. ૩૦
દેખુ કૌરવ આવટયા. સતિ કરી જાણુ, માઇ !
હવિ રાજિ એ પૃથ્વી બ્યવિ કરશિ જ્યુધિષ્ઠિર રાઇ. ૩૧

ઊથલુ

કરશિ જ્યુધિષ્ઠિર રાજિ;" એહવી કૃષ્ણજીઇ વાણી કહી.
ત્હાં થકા રાજસભા બ્યવિ શ્રી કૃષ્ણજી ચાલ્યા સહી. ૩૨
૩૨૧

## કડવું ૧૨ મૂં—રાગ વસન્ત

વૈશમ્પાયન ઋષી પિરિ બોલ્યા, સુણિ, જનમેજે રાય!
હરિ દુર્યોધનનિ ઘિરિ ચાલ્યા. હૈઅડિ હરિખ ન માય. ૧
તેણિ સ્થાનકિ આવ્યા શ્રીહરિ જીવન-જુગદાધાર.
ત્રીજી પોલિં સભા પૂરિઅનિં બિઠા છિ અન્ધકુમાર. ૨
ભીષ્મ, દ્રોણ, કૃપ અનિ કર્ણાદિક ઘર સુભટ જે હોય,
શ્રીહરિનિં પરણામ કરીઅનિં મનિ હરખ્યા સવિ કોય. ૩
સભા-મુહૂલિં બિઠા જગજીવન. વિપ્રે આશિષ દીધી.
દુર્યોધનિં બહુ આજ઼વતા અતિ-આદર સાથિં કીધી. ૪
નાનાવિધિની કરી રસોઈ: સહૂખ્યા કહી ન જાઇ.
"ભોજન કરિવા ઊઠૂ, કૃષ્ણજી!" કિહિ દુર્યોધન રાય. ૫
મહિપતિ કેરૂં વાકિ સુણીઅનિં બોલ્યા જગજીવન:
"અહ્મો ભવનિ તાહરિ, દુર્યોધન! નહીં કરૂં ભોજન." ૬
પામિઉ પરમ વિષાદ અન્ધસુત તવ બોલિઉ મુખિ વાણી:
"ભોજન માહરિ ભવનિ, કૃષ્ણ! તહ્મો નહીં કરૂ સ્યૂં જાણી?" ૭
કૃષ્ણ કિહિ, "તાહરિ કિં મુઝથૂં નહીં સન્તોષ-વિચાર.
પ્રેમેં-પ્રીતયેં આપ્ય રહિ, તિહાં ભોજન તણુ અધિકાર. ૮
પ્રાણ થિકા મુઝ પાણ્ડવ વાહલા; સાથિં મિલિ દિન વામૂં.
તેહૂનિં દુખિ હું દુખાઉં; સન્તોષિં સુખ પામૂં. ૯
તહ્મો દુખી; તે વનિ વસિ; મૂંહનિ કિમ કોહવું નવિ લાજિ?
ધર્મ-વાત જોતાં કિમ પાણ્ડવ અર્ધ રાજ્ય નવિ માગિ?" ૧૦
દુર્યોધન કિહિ, "અરે ગોવાળા મુઝ કૂં તહ્મા શીખૂં.
કપટ કરીઅનિં પાણ્ડવનું સુખ-રાજ્ય હરી અવિ લીધૂં. ૧૧
તેહ માટિ હું આણી હવિ અહ્મો કિહિતા એ વૃત્તાન્ત.
અર્ધ રાજ્ય તેહનિ નહિ આપું, ન આપું જાણજો અન્ત."૧૨

એહવું કહીનિં ઊઠયા શ્રીહરિ મહા ક્રોધ મનિ આણી;
વિદુર તણા તે ભવન વ્યપિ તવ આવ્યા સારિઙ્ગપાણિ. ૧૩
વિદુર હૃદયિ રલિઆતિ હુઆ: સન્માન પ્રભુનિં દીધાં.
નાના વિધિના પાક નીપના; ભાવેં ભોજન કીધાં. ૧૪
રજની–સમે વિદુર ઇમ બોલ્યા પ્રભુ પરતિં શિર નામી:
"એણે કાજિં આંહિ લગિ આવ્યૂં તહ્મનિં નવિ ઘટિ, સ્વામી!" ૧૫
કૃષ્ણદેવ કિહિ, "અહો વિદુરજી! સત્ય કરી મનિ જાણુ:
પ્રીતિ રાખિવા કેરે કાજિં હૂં આવ્યુ ઊજાણુ." ૧૬
એહવું કહીનિં વિદુર કેરુ સવિ સન્દેહ ત્યાંહિ સમાવ્યુ.
પ્રભાતિં પ્રભુનિં તેડેવા રા દુર્યોધન ત્યહાં આવ્યુ. ૧૭
દુર્યોધન કિહિ કૃષ્ણજી પરતિં, "એ અપરાધ અહ્માંરુ.
પ્રાણનાથ! હવિ સભા વ્યપિં તહ્મો શીઘ્ર થઈનિં પધારુ." ૧૮
કર્મ–કાલ સવિ સાધી પ્રભુજી શીઘ્ર થઈ સીધાવ્યા.
દુર્યોધનને સાથિં કૃષ્ણજી સભા વ્યપિ તે આવ્યા. ૧૯
ભીષ્મ–દ્રોણ ભગવન્ત તણી સ્તુતિ કરિવા લાગા સોઇ.
રત્નજડિત સિંહાસન માડયાં; તિહા બિહા સવિ કોઇ. ૨૦
તેણિ સમિ અન્તરિક્ષ થિકા ત્યહા ઋષિ આવ્યા છિ અનેક.
આસન આપી અર્ચા કીધી આણી મનિ વિવેક. ૨૧
પછિં આપાપણિ સ્થાનકિં બિઠા નામી પ્રભુનિં શીસ.
તેણે સમિ ગમ્ભીર વાણીઇ બોલ્યા શ્રીજગદીશ: ૨૨
"અરિ ધૃતરાષ્ટ્ર! આહિ હૂં આવ્યુ હિત વાઇક સમ્ભલાવા.
સત્ય વચન મન વ્યપિ માનજ્યો, સ્વજન–વિરોધ સમાવા. ૨૩
એ પાણ્ડવસુત પાણ્ડુ તણા; કહુ, એણિ કૂડ શું કીધૂં,
જે તહ્મો કપટ કરાવી તેહનૂં રાજિ હરી સવિ લીધૂં? ૨૪
તહ્મો રાય! ગુણિ ચતુર–શિરોમણિ ધર્મવાન સવિ જાણુ;
પરમ સાધુ એ પાણ્ડવ ઊપરિ દ્વેષભાવ કાં આણુ? ૨૫

કુન્તાજીનિં દૂખ્યાં માટિં સુખ્ય નહીં પામુ લેશ.
કુશલ વાત પૂછુ, તવ પાણ્ડવ સાથિં નવિ કરુ કલેશ. ૨૬
વચન તહ્મારા માટિં પાણ્ડવ જઈ, વરચા વનિ સોઇ:
વલી ઇચ્છિ તહ્મનિં અનુસરિવા; પરમ સાધુ એ હોઇ. ૨૭
સ્વજન તણો જુ એક, થાશુ તુ કીર્તિ પામશિ વૃદ્ધિ.
તુ તહ્મનિં જિતી નહીં સકિ કો શત્રુ મહીતલ-મદ્ધિ. ૨૮
ધર્મમાર્ગનિં અનુસરીઅનિં રાખુ કુટનિં વારી.
કારવૂં કારજ ન્યાયાર્થ જે, તે કહૂંછિ મન્નિ વિચારી." ૨૯
તેણે સમિ શ્રીકૃષ્ણ તણાં નિજ વાકિ હૃદયમાં આણી
સુભટમાત્ર સહૂકો કહિ છિ, "સાધુ-સાધુ," એ વાણી. ૩૦
વલતૂં વાઇક શ્રીકૃષ્ણ પ્રતિ ઉચ્ચરી સકિ નવિ કોઇ.
વૈશમ્પાયન કિહિઃ પરશુરામ મુખિ ઇમ બોલ્યા સોઇ. ૩૧

---

## કડવૂં ૧૩ મું-રાગ સારણ્ગ

પરશુરામ વાઇક ઇમ બોલ્યા, "સાંભલિ, કૌરવ રાઇ જી!
અતિ અભિમાન-વન્ત જે પ્રાણી, અન્તે દુઃખિઉ થાઇ જી. ૧
તેહ માટિં સાંભલિ તૂં, રાજા! આણી મન્નિ વિવેક જી.
એ ઉપરિ તહ્મનિં કહૂં ઇતિહાસ પુરાતન એક જી.. ૨
ઢાલ-ઇતિહાસ તૂંહનિ કહૂં છૌં; ધૃતરાષ્ટ્ર! સુણિ નિર્ધાર:
'ઇક દમ્ભોદ્ભવ રાજા હુતો અભિમાનવન્ત અપાર. ૩
ઇક દિનિ સભા પોતા તણી પ્રતિં પૂછતો હુઉ સોઇ:
'મુઝ સમો શરવિદ્યા-કુશલ અછિ કિહિ નથી, કુણ, કોઇ!' ૪
સભાજન સવિ સાંભલી તત્કાલિ બોલ્યાં ત્યાંહિ:
'વાતનૂં અભિમાન, પ્રભુજી! કીજિં નવિ મન માંહિ. ૫
ઇક ગન્ધમાદન પર્વતિ છિ નર-નારાયણ અવતાર.
તેહ પરાક્રમ તુ તેહના સમતોલિ અછિ ન લગાર.' ૬

એહવાં વાઇક સાંભલી આનન્દ અઙ્ગિ ન માઇ.
દલ સબલ લૈ સઙ્ગ્રામ કરિવા સાંચરયુ તે રાઇ. ૭
ગન્ધમાદનિ પુહુતુ તે રા દમ્ભોદ્ભવ તુ જેહ;
મ્હાપુરુષના આશ્રમ વ્યપિ જૈ ઊભુ રિહિઉ તેહ. ૮
નર-નારાયણિ તેણે સમે દીધું બહુજ સન્માન;
'શા કાજિં આવ્યા આંહિ લગિ, તે શીઘ્ર કુહુ, રાજાન!' ૯
— તે વલતુ રાજા ઇમ વદિ, 'મુઝ એહ એક જ કામ:
તહ્મો ઊઠુ આપણુ શીઘ્ર યૈઅનિં કીજિં રણસઙ્ગ્રામ.' ૧૦
ઇક ઇષુકા મૂકી નરેં મનમા ધરી મ્હા ક્રોધ.
તેણે સમે તે રાઇ કેરા સર્વ આવ્યા જ્યોધ. ૧૧
તવ ખડ્ગ આયુધ બાણુ કેરી હુવા લાગી વૃષ્ટિ;
આકાશ છાહ્યૂં પૂર્ણ પિરિ; રવિબિમ્બ નવિ પડિ દૃષ્ટિં. ૧૨
તે રાઇ કેરા સેનમા સઙ્ગ્રામ દારુણુ હોઇ.
નાશી ગયા છૂટિ નહીં; દલ આવટ્યૂં સવિ કોઇ. ૧૩
તે રાઇ ત્યહાંથુ ઊગરયુ નાશી ગયુ તતખેવ.
અભિમાન-દોષ નિવારવા તે ઇક દેવાધિદેવ. ૧૪
તે નર તણુ અવતાર અર્જુન નારાયણુનુ દાસ;
તેહનિં દુબ્યિ દુઃખ પામશુ; માનજ્યો મનિ વિશ્વાસ. ૧૫
આક્રમ કરચે પાણ્ડવ-સઙ્ગાથિ નહીં ચાલિ પ્રાણુ.
તે માટિં જે શ્રીકૃષ્ણુ કિહિ, તે કરુ વચન પ્રમાણુ" ૧૬
જવ પરશુરામ સભા વ્યપિં ઇ ઊચરયા તે એવ,
તવ કણ્વ ઋષિ ઇમ ઉચ્ચરયા રા દુર્જ્યુધન પ્રતિ ખેવ: ૧૭
"બ્રહ્મ-આદિક લોઇનિ અછિ ચરાચર જે સર્વ,
સ્થિર રૂપ કુહ્ક કાલિં નહીં. તૂં મૂકિ મિથ્યા ગર્વ. ૧૮
જે મ્હાનુભાવ આદિં હુઆ તે કાલિં પામ્યા નાશ.
તિમ તૂં નિ હૂં, આ સર્વ જન, તે-માથિ કાલનુ પાશ. ૧૯

અર્જુન રણમાં જવ રહી ગાન્ડીવ ધરશિ હાથિ,
તવ સર્વ કૌરવ તેહ આગલિ પ્રાજિ યાશુ સાથિ. २०
ગર્વિષ્ઠ કુહુ તિણ્હિ નહીં; તૂં આણિ મનિ વિશ્વાસ.
તે માટિં સાંભલિ, રાય! તૂંહનિં કહૂં એક ઇતિહાસ. २१

ઊથલુ

કહૂં એક ઇતિહાસ તૂંહનિ, ધીરમતિં રાખે ગ્રહી."
વિશમ્પાઇન ઉચરયાઃ તવ કણ્વ ઋષિ બોલ્યા સહી. २२

२७४

---

## કડવું ૧૪ મું–રાગ વિરાડ઼ી

કણ્વ ઋષિઇં ઇમ વાણી કહીઃ "રા દુર્યોધન! સાંભલિ સહી.
ઇન્દ્ર તણુ સારથિ માતલિ, જેહની ગતિ કો નવિ સકિ કહી. १
તેહનિ ઘિરિ એક કન્યા હવી, રૂપવન્ત શોભા અભિનવી,
કાન્તિ–કલા, તેહ્નૂં નહિ માન. ગુણકેશી તેહ્નૂં અભિધાન. २
માતલિઇ મનિ કરિઉ વિચારઃ પ્રમદા પ્રતિ પૂછૂં એક વારઃ
'એહવુ ચતુર કવણ છિ રાય, જિહાં કીજિં પુત્રી-વિહિવાય?' ३
અમર માત્ર સવિ જોયા સહી, તેહ્માં ચિત્તિ કે આવિઉ નહીં.
ગણ–ગાન્ધર્વ યક્ષ કિન્નર બહુ; મૃત્યુ લોકિ નર જોયા સહુ. ४
તેહ્માં ચિત્તિ ન આવ્યુ કોઇ, પછિં મનમાંહિ વિમાશી જોઇ.
વલી વિલમ્બ નિમેષ નવિ કરયુ; પુર–પાતાલ વ્યવિ સાંચરયુ. ५
પછિં ચાલ્યુ વલી પૃથ્વી માંહિ, નારદ ઋષિ તવ મિલિઆ ત્યાંહિ.
માતલિઇ તે કીધુ ઉપાય; નારદ ઋષિની માગી સાહિ. ६
માતલિશું ચાલ્યા ઋષિદેવ; વરુણલોકિ પુહુતા તતખેવ.
પુત્ર–પૌત્ર જલપતિના જેહ, ત્યહાં તેઅનિં દેખાડ્યા તેહ. ७
ત્યહાંથા ચાલ્યા સાન્નદ થઈ, પછિં હિરણ્યપુરિ પુહુતા જઈ.
એહ નગરનુ અધિપતિ સોય, નિવાતકવચ દૈત્ય જે હોય. ८

ખીજા દુષ્ટ મહા બલવન્ત, દેખાડ્યા તે દૈત્ય અનન્ત.
તેહ્માં ચિત્તિ ન આવિ કોઇ; ગરુડલોકિ પછિં પુહુતા સોઇ. ૯
ગરુડ કેરુ પરિવાર જ બહુ, દેવ–ઋષિઇ દેખાડ્યા સહૂ.
તેહ્માં કોઇ કાર્યિં આપણિ, નવિ ગમ્યુ ચિત્તિ માતલિ તણિ. ૧૦
રસાતલેં પછિં પુહુતા સહી; કામદુઘાની ઉત્પત્ત્ય લહી.
તે સ્થાનક મૂકી સાંચરયા; પુર–પાતાલ વ્યષિં સાંચરયા. ૧૧
શેષ કેરુ આશ્રમ છિ જ્યાહિ, નાગ અસઙ્ખ્ય રિહિ બહુ ત્યાહિ.
ઐરાવત, આર્યક, બલવન્ત, કાલી કરકોટિક મહ્નન્ત. ૧૨
શઙ્ખચૂડ, તક્ષક, વાસુકિ, ભવન ત્રિણ્ કાંપિ જે થકી.
સુમુખ, અશ્વત્થ, કમ્બલ અહિ, ધૃતરાષ્ટર, ધનઞ્જે સહી. ૧૩
'અનેક નાગ આહિ બિઠા મિલી, ચિત્તિ ધરી તૂં જુઇ, માતલિ!'
વદિ માતલિ, 'સ્વામી' સુણ્, સુમુખ નાગ પુત્ર કિહિ તણ્?' ૧૪
નારદજીઇં વાણી કહી, 'ઐરાવત–કુલિ ઉત્પત્ત્ય સહી.
આર્યકના સુતનુ તન હોઇ; પ્રાક્રમ–પાર ન જાણિ કોઇ.' ૧૫
મનિ માતલિ હરિખ્યુ તેહ, 'પુત્રી–વર જુગતારથ એહ?
તે કારણ્ ઋષિ અન્તરિ જાણિ, આર્યક પ્રતિ ઇમ બોલ્યા વાણિઃ ૧૬
'સ્વર્ગાધીશ તણ્ સારથિ, મહા સુભટ બલિઉ સર્વથી,
ગુણકેશી તનયા તે તણી; મહારૂપ શોભા અતિ ઘણી. ૧૭
"સુમુખ–યોગિ છિ કન્યા તેહ. કરુ વિહિવા આદરથ" એહ.'
એહ વચનિ હૂઓ સન્તોક, કાઇ હરિખ કૈં પામ્યુ શોક. ૧૮
નારદ ઋષિ વ્રલતા ઇમ વદિ, 'એ આશ્રિજ્ય હૂં પામૂં રુદિ.'
આર્યક મુખિ બોલ્યુ તતખેવ, 'સત્ય સાંભલુ, નારદ દેવ! ૧૯
યોગિ કાર્ય એ મનમા લહી, પરમ હરિખ હૂં પામ્યુ સહી.
ચિકુર તાત સુમુખનુ જેહ, ગરુડે ભક્ષ કરયુ છિ તેહ. ૨૦
તેટલાયું સન્તુષ્ટ નવિ થયુઃ એમ વાકિ મુખિ કિહિતો ગયુઃ
'એક વાર આહીં આવેશ; એહ્ના પુત્રનિ ભક્ષ કરેશ.' ૨૧

તેહ માટિ, સાંભલુ, ઋષિરાય ! શોધ કરુ તે એહ ઉપાય.',
નારદજી તવ બોલ્યા વાણિ, 'આર્યક ! એ ચિન્તા નવિ આણિ. ૨૨
અહ્મ સઙ્ઘાતિં સુમુખ કુમાર, ઇન્દ્રસદનિ મોકલિ ઇક વાર.
અહ્મો તેહ વિધિ કરિશું સહી, જેમ બાધ ઉપજશિ નહીં.' ૨૩

સુમુખ, ઋષિવર અનિ માતલિ, અમરાવતીઇ આવ્યા વલી.
ઇન્દ્ર આગિં જૈ કહ્યુ ઉપાય; દેખી ઋષિ-મનિ હરિખ ન માઇ. ૨૪
શક્ર કહિ, 'તૂં નિર્ભે થજ્યો; આર્યક-કુંઅર ઘણું જીવજ્યો.'
પછેં સુમુખ-ગુણકેશી તણુ વિવાહ મ્હોત્સવ કીધુ ઘણુ. ૨૫

તિહાં થકાં બહુ આદર ધણિ, વુલાવ્યુ સ્થાનકિ તેહ તણિ.
ગરુડિ તેહ સઙ્કેત જ લહ્યુ; ઇન્દ્ર-આગિં જૈ ઊભુ રહ્યુ. ૨૬
ક્રોધ ઘણુ મન માંહિ ધરી, ઇન્દ્ર પ્રતિ વાણી ઉચરીઃ
'માહરૂં ભક્ષ્ય મિં કલ્પ્યૂં જેહનિ, એહવુ વર આપ્યુ કિમ તેહનિ ? ૨૭

આજ લગિ મુનિં હૂતી આશ, હાવિ થયુ મન માંહિ નિરાશ.
આહાર-વિભઞ્જક પ્રાણી જેહ, નીચ ઉચ્ચથી કહીઇ તેહ. ૨૮
હૂં ત્રિભુવનમાં વિચરૂં સોઇ; માહરૂં બલ જાણિ સવિ કોઇ.
આદિ-વિષ્ણુ સરિખાનિ વહૂં; અગમ-નિગમ સવિ માર્ગનિ લહૂં. ૨૯
આંહીં કુહકુ કરૂં આહાર, મહા પરાક્રમ પ્રૌઢ અપાર ?'
તેણે સમિ તે સભા મુઝારિ, બિઠા હુતા શ્રી દેવ મુરારિ. ૩૦

ગરુડ પ્રતિ ઇમ બોલ્યા વાણિ, 'ખગપતિ મનિ ન આણુ અભિમાન,
સાંભલિનિં, કહૂં સત્ય ઉપાયંઃ તિં માહરૂં બલ કિમ સિહિવાઇ?' ૩૧
વિશ્વમ્ભરિ એ વાણી કહી; ગરુડશીશિ કર મૂકયુ સહી.
ગરડિ તેહ નવિ જાએ સહ્યુ; આકુલ-વ્યાકુલ થૈઅનિં રહ્યુ. ૩૨
પ્રભુ કેરી સ્તુતિ કીધી ઘણી, 'ત્રાહિ ત્રાહિ, શ્રી ત્રિભુવન-ધણી !
મિં મિથ્યા કીધૂં અભિમાન, હાવિ કૃપા કરુ, શ્રી ભગવાન !' ૩૩
એહવાં વાઇક શ્રવણિં ધરી, પાછુ કર લીધુ શ્રી હરિ.
મનિ સન્તોષ હોઉ અતિ ઘણુ, ટલ્યુ ગર્વ ત્યહાં ખગપતિ તણુ." ૩૪

કણ્વ કિહિ, "દુર્ય્યોધન રાઇ ! સાચુ માનજ્યે એહ ઉપાય,
અતિ–અભિમાનવન્ત નર હોઇ, કહીંઇ જય નવિ પામિ સોઇ. ૩૫
જુ નિશ્ચે નાવિ નિર્ધાર, નારદનિં તુ તૂં પૂછિ વિચાર."
એ વાઇક શ્રવણે સાંભલી, હસિઉ રાઇ દુર્ય્યોધન વલીઃ ૩૬
"જોજ્યો સુભટ વિમાશી હદિ; સાન–વુહુણી વાણી વદિ.
બ્રાહ્મણનિં શ્યૂં કહીઇ આજ? સભા દેખતાં રાખૂં લાજ." ૩૭
દુષ્ટ તણાં વાઇક મન ગ્રહી, નારદ ઋષિ ત્યહાં બોલ્યા સહી.
વૈશમ્પાયન કિહિ, સુણિ, રાઇ ! તે વલી તહ્મનિં કહૂં ઉપાય. ૩૮
૪૧૨

---

## કડવૂં ૧૫ મૂં—રાગ ધન્યાશ્રી

નારદ ઋષિ ઇમ ઉચ્ચરિ રે, "સુણિ દુર્ય્યોધન રાઇ !
અતિ અભિમાન ન કીજિઇ રે, માને સત્ય ઉપાય. ૧
અભિમાનેં દખ ઉપજિ રે, આણો મનિ વિશ્વાસ.
એ ઉપરિ તૂંહનિ વલી રે, સુણિ, ઇક કહૂં ઇતિહાસ. ૨

ઢાલ–ઇતિહાસ તૂંહનિ કહૂં, જેણિ પામિયિં સુખ પરમ.
ભૂતલ વ્યપિ મ્હારમ્ય છિ ઋષિ–વિશ્વામિત્રાશ્રમ. ૩
તે આશ્રમિં રહી સકલ વિદ્યા ભણ્યા ગાલવ મુનિ;
કૌશિક કિહિ, 'હવિ શીઘ્ર થૈ, પોતાનિ જાઉ ભવનિ.' ૪
ગાલવ કિહિ, 'ગુરુ દક્ષિણા કૈં માગિયિં, ગુરુ દેવ !
તેહ આપી સદનિ માહરિ, સાંચરૂં તતખેવ.' ૫
ફરી કિહિતાં ક્રોધ વાઇક ઉચરયા ઋષિ ત્યાંહિઃ
'આઠસિં મઘ તણા તુરી મુનિં આણિ આપે આંહિ.' ૬
એ સાંભલી ગાલવ વલ્યા ગુરુનિં કરી પરણામ.
ચિત્તમાં ચિન્તા ઉપની, 'શ્યૂં ઘટિ કરેવૂં કામ ?' ૭

તિનિં ગરુડથું મૈત્રી હુતી, તિનૂં કીધ હૃદય સ્મરણ;
તત્કાલિં પાસેં રહ્યુ આવી પક્ષિરાજ સુપર્ણ. ૮
ગાલવેં વિધિ સઘલુ કહ્યુ, તવ ઊચરયા ખગરાજ:
'જ્યહાં કહિ ત્યહાં લૈ સાંચરૂં. એમ કરિ ચિન્તા આજિ. ૯

જુ કહિ તુ પૂરવ વ્યધિ લૈ સાંચરૂં ક્ષણમાંજ;
અથવા તુ દક્ષિણ વ્યધિ જૈઇઇ નગર જોવા કાજિ, ૧૦
વલી કહુ તુ પશ્ચિમ વ્યધિ આપણિ જૈઇ; વિપ્ર સુજાણ!
કહુ તુ ઉત્તર વ્યધિ જૈઇઇ, જેહનિ નહિ પરમાણ.' ૧૧

ગાલવ કહિ, 'પૂરવ વ્યધિં મુનિં જવાં ઇચ્છા થાઇ.
શીઘ્ર થૈઅનિ બેઉ આપણિ ચાલિયિ, ખગરાઇ!' ૧૨
એહવૂં કહી આરૂઢ થ્યા ઋષિ; હરિખ હૈઅડિ હોઇ.
આકાશિ ખગપતિ ઉતપત્યુ; મુનિ મ્હા-ભયાતુર હોઇ. ૧૩

'રહુ, રહુ, ભલા રે ખગપતિ! હૂં ઘણું પામૂં ત્રાસ.
જોવા દિશા મુનિં ખપ નથી. હવિ આણુ મનિ વિશ્વાસ.' ૧૪
પછેં નૈઋતગિરિ ગયા; તવ ઊતરયા ક્ષણ માંહિ.
પરમ સાધ્વી શાણ્ડિલીનુ અછિ આશ્રમ જ્યાંહિ. ૧૫
ગરુડ કહિ, 'મુનિં ભૂપ વાહલુ એક મિત્ર જયાતિ.
ત્યહાં અર્થ સરશિ આપણું; બિઉ જૈઇઇ સંઘાતિ.' ૧૬

પુહુતા ભુવનિં રા જયાતિન પામવા હયવર હેતિ;
આરજૂ કીધુ અતિ ઘણું; પછિ કહ્યુ સવિ સઙ્કેત. ૧૭
રાઇ કહિ, એહવા તુરી માહરિ નથી, ઋષિરાજ!
ધન નથી એહવૂં મુઝ કહિ, સરિ જેણિ આપણું-કાજ.' ૧૮

ગરુડ આજ્ઞા લૈ વલ્યુ; સ્વરથાનિ માર્ગિં પલાઇ.
કન્યા લઇ ઋષિ સાંચરયા; આનન્દ અઙ્ગિ ન માઇ. ૧૯

હર્યશ્વરા-આગલિ જઇઅનિં કહ્યુ સર્વ પ્રકાર:
'કન્યા, મહીપતિ! રાખિ તૂં; હરિ એહનિ પુત્રજ ચ્યારિ. ૨૦

તે માટિ તૂંહનિ કહૂં છૈ: મુઝ કરુ વચન પ્રમાણ.
આદરિસિં હયવર યત્નના મુનિં આપિ, રાઇ સુજાણ!' ૨૧

તે રાઇ વનતૂં ઇમ કિહિ, 'તહ્નો માભળુ, ઋષિદેવ!
મુઝ અશ્વશાલામા તુરી બસિં એહવા અછિ એવ. ૨૨
તહ્નો અશ્વ તે અંગીકરુ; મા આણશુ સન્દેહ.
ઇક પુત્ર થાએ જહ્વા લગિ, ગખશું કન્યા એહ.' ૨૩

ઋષિ-હ્દે ચિન્તા ઊપની, મન માહિ ધરતુ વિચાર:
'હવિ એહ કન્યા કવણ મહિપતિ કરિ અંગીકાર?' ૨૪
તવ એમ વનતૂ કિહિ કન્યા, 'માભળુ, ઋષિરાઇ!
ઇક મ્હાપુરપનુ અછિ વર, તે કહુ મત્ય ઉપાય. ૨૫
માહરિ સહી થશિ ચ્યારિ સુત, કિરપાલ' હૂં તહ્ન દાસિ.
નવિ ભાજિ વ્રત કન્યા તણૂ, આણજ્યો મનિ વિશ્વાસ. ૨૬
તે માટિં ચિન્તા કશી મનિ નવિ આણશુ છૂ, સ્વામિ!'
પછિ એક પુત્ર હુઆ લગિ ઋષિ રહ્યા તેણિ ઠામિ. ૨૭

તે અશ્વ રાઇ સમર્પ્યા, થાપણે મૂક્યા ત્યાહિ;
ત્યહા થકા ગાલવ શીઘ્ર થૈ પછિ સાંચરયા ક્ષણ માહિ ૨૮
વારાણસીઇ શીઘ્ર પુહુતા. દિવુદાસ ધાર્મિક રાઇ;
તે આગિ જઇ ગાલવ મુનિઇ કહ્યુ સર્વ ઉપાય. ૨૮

રાઇ કિહિ, 'મુઝ ઘેરિ એહવા તુરી હયગત હોઇ.'
પછિ એક પુત્ર હુઆ લગિ કન્યાનિ ગખી (ત્યહા) સોઇ. ૩૦
ત્યહા અશ્વ મૂકી કન્યા લઇ ઋષિ સાચગ્યા તતખેવ,
ઇક ઉશીનર રા, તેહનિ ઘિરિ ગયા ગાલવ દેવ ૩૧

તેટલા અશ્વ જ ત્યહા મિલ્યા; અનિ કરી એહવી પેરિ.
ઇક પુત્ર હોતા લગિ કન્યા તેહુનિ ગખી ઘેરિ. ૩૨
કન્યા લઈ ઋષિ ચાલિઆ, તે અશ્વ મૂક્યા ત્યાહિ.
એહવિ જાતા ગરુડ સાહમુ મિલ્યુ મારગ માહિ. ૩૩

તવ ગરુડ કહિ ગાલવ પ્રતિ, 'મુનિ' કહૂં કારણ સોય;
એટલા થકી અધિકા તુરી ઉર્વી વ્યપિ નવિ હોય. ૩૪
ઉભે શત ખૂટિ સહી યજ્ઞના હયવર જેહ,
તે માટિ વિશ્વામિત્રનિં આપિયિ કન્યા એહ.' ૩૫
ઇમ સાંભલીઅનિ અશ્વ તે એકઠા કીધા એવ.
માધવી સરસા ગરુડ-ગાલવ સાંચરયા તતખેવ. ૩૬
કૌશિક તણે જૈ ચરણિ લાગા; હૈઇ હરિખ ન માઇ.
તે અશ્વ-કન્યા સમર્પીઅનિ કહ્યુ સર્વ ઉપાય. ૩૭

ઊથલુ

કહ્યુ સર્વ ઉપાય ત્યાહરિ, હરિખ અતિ ઊપનુ હદિ.
તેણે સમે ગાલવ પ્રતિ ઋષિ વિશ્વામિત્ર ઇમ વદિ." ૩૮
૪૫૦

---

## કડવૂં ૧૬ મૂં–રાગ એજ

"વિશ્વામિત્ર હસતા વદિ રે, 'સુણિ, ગાલવ ગુણવન્ત!
પ્રથમિ તાહરા મન વ્યપિ રે, સ્યૂં જાણૂં, માહન્ત? ૧
જુ તૂં મૂંહનિં ઘર થકી રે કન્યા આપતુ એહ,
તુ હૂં પૂરણ માનતુ રે; તેહમાં નહિ સન્દેહ. ૨
ઢાલ–તેહમાં સન્દેહ નહિ; પામતુ હરિખ અપાર.
જિમ એક થાશિ એ થકી, તિમ પુત્ર હોતા ચ્યારિ. ૩
ભલૂં કીધૂં કાજ, ગાલવ! પાલ્યુ વચન નિદાન.'
ઇક પુત્ર હોતાં લગિ રાખી માધવી સ્વસ્થાનિ. ૪
પછિં અશ્વ ખટશત-સઙ્ગિ તે માધવી કન્યા જેહ,
વિશ્વામિત્રિં વલી ગાલવ-હાથિ સૂંપી તેહ. ૫
ગરુડ આજ્ઞા લૈ વલ્યા, તવ [illegible]હદિ-સુખ્યાતિ.
તે સર્વ લે ઋષિ પધારયા [illegible]ભાતિ. ૬

'કન્યા નિ આ જે અશ્વ સવિ, કરુ, ભૂપ! અઙ્ગીકાર.
એહ કન્યાથા થયા સહી વંશ ચતુરોદ્ધાર.' ૭
તે સર્વ સૂંપી ઋષિ વલ્યા; તે સુખેં પન્થિ પલાઇ.
કન્યા તણો વિહિવાઇ કરિવા રચ્યુ સ્વયંવ્વર રાઇ. ૮
અનેક નૃપ આવ્યા સહી, જે મહાબલિઆ હોઇ.
અવલોકતાં માધવીનિં તે ચિત્તિ આવિ ન કોઇ. ૯

તિણિ માલ લેઇ અરણ્યનિં તત્કાલ સૂંપી ત્યાંહિ;
તાપસી કેરુ વેશ લૈ સાંચરી તે વન માંહિ. ૧૦
મૃગ તણે સઙ્ગે મિલીઅનિં નિતિ રિહિ વનમાં તેહ.
નિજ કાલ એણી પેરિં નિગંમિ; ન ધરિ કુટુંબ નેહ. ૧૧

પુત્ર જેહ જયાતિના પૂરુ નિ યદુ વિખ્યાત,
તે ઉભે કૂંઅર છતા સહિ સુરસદન પામ્યુ તાત. ૧૨
ઇક વાર સુરહ-સભા વ્હપિ સુર સર્વ સન્નિધાનિ
અતિ ઘણું રાઇ જયાતિ મનિ ધરતો હુઓ અભિમાન. ૧૩

તવ અમર કિહિ, 'પાપાતમા એ કવણ નૃપ કિહિવાઇ?'
નિજ દોષ માટિં તિહાં થકી પડતો હુઓ તે રાઇ. ૧૪
તેણુ સમે ઇમ પ્રારથ્યૂં, 'મૃતિ-લોકિ મહિતલ માંહિ
સન્માર્ગ-સાન્નિધ્યે અહીંથી હું પડૂં જૈ ત્યાહિ.' ૧૫

તેણુ સમે સુત માધવીના જેહ હૂતા ચ્યારિ,
મિલી જયનુ તે કરતા હુઆ નૈમિષારણ્ય-મોઝારિ. ૧૬
આવતુ દેખી જયાતિનિં ઊચરચા ચ્યારિ ભ્રાત:
'આહા થકી અવની વ્યપિં તૂં રખ્યિ પડતો, તાત!' ૧૭
રાઇ કિહિ, 'મતિ-ભ્રષ્ટ થયુ હૂં; ગઇ માહરી લાજ.
અભિમાન માટિ સ્વર્ગથી, પુત્રો! પડૂ છૂં આજિ.' ૧૮
દૌહિત્ર વલતા ઇમ વદિ આણી મનેં ઉહ્લાસ:
'આ યજ્ઞ-પુણ્ય-પ્રતાપથી તૂં પામિ સુરપદ-વાસ. ૧૯

અહો જન્મપર્જ્યન્ત જેહ સુકૃત કરચાં હોએ, તાત!
તેણિ પુણ્યે પામિ, રાજા! ઇન્દ્રલોક સાક્ષાત.' ૧૯
તે(ણે) સમે મૃગ-સંઘ મેહલી માધવી આવી ત્યાંહિ;
નિજ પિતા પડતો દેખીનિં ઇમ ઉચ્ચરી ક્ષણ માંહિ: ૨૧
'અર્ધ ફલ મુઝ તપ તણું આપું છિ તહનિં, તાત!
તે પુણ્ય માટે પામજ્યો સુરલોક-પદ સાક્ષાત.' ૨૨
તે(ણે) સમે ગાલવ પધારચા આનન્દિ અવશિમેવ;
પડતુ દેખી રા જયાતિનિં ઉચ્ચરચા તતખેવ: ૨૩
'અષ્ટાંગ-સુક્રિત હું ઇ આપું. માનિ સાચી વાત.
તે પુણ્ય માટેં પામિ તૂં સુરલોક-પદ સાક્ષાત.' ૨૪
તે સમે આવ્યૂં સ્વર્ગથૂં ઇક રત્નજડિત વિમાન.
બિશી પુનરપિ, અમર-પદ તે પામિઓ રાજાન. ૨૫
દેવનાં દુન્દુભિ વાગિઆં. થૈ રહ્યુ જેજેકાર.
દૌહિત્ર, ઋષિ, માધવી હરિ પામિઆં હર્ષ અપાર." ૨૬
તે માટિં નારદ કિહિ, "સાંભલિ, દુર્જ્યોધન તૂં રાય!
અભિમાન મનિ કીજેં નહીં; માનજ્યે સત્ય ઉપાય. ૨૭

ઊથલ્લુ

માનજ્યે સત્ય ઉપાય;" ઇમ બ્રહ્માત્મજે વાણી કહી.
તે વાકિ શ્રવણેં સાંભલી શ્રીકૃષ્ણ તત્ર બોલ્યા સહી. ૨૮
૪૭૮

## કડવૂં ૧૭ મૂં—રાગ સીંધૂડું

શ્રીહરિ વાણી ઉચ્ચરિ; દુર્જ્યોધન શ્રવણેં ધરિ;
"કાં હરિ હાનિ પોતેં જાણુ તણી રે? ૧
'અર્ધ ભાગ પાણ્ડવ સહી, કહું. કિહી પિરિ માગિ નહીં?'
તિં મહી હઠ-મતિ મનમાં અતિ ઘણી રે. ૨

ઢાલ–હઠની મતિ મન માંહિ અણીઅનિં જે કિહિ તે ઉથાપિ.
સુખ ઇચ્છિ તુ પાણ્ડવનિં હવિ અર્ધ રાજિ તૂં આપિ." ૩
તેણે સમિ ધૃતરાષ્ટર કિહિ છિ, "સાંભલિ, દુર્જ્યોધન !
આપણનિં શ્રીકૃષ્ણ કિહિ છિ, તે માને સત્ય વચન." ૪
વલતૂં વાઇક વિદુર કિહિ, "સાંભલિ, રાજા બલવન્ત !
વાકિ પ્રભુનાં નહીં માનુ તુ કુલ તણુ આવ્યુ અન્ત." ૫
ભીષ્મ–દ્રોણ વલતા ઇમ બોલ્યા, "સુણિ, દુર્જ્યોધન રાઇ !
અવની અર્ધ આપે પાણ્ડવનિં, જિમ કૈં કલેશ ન થાઇ. ૬
અર્જુનના ગાન્ડીવ તણુ ટંકારવ થાશિ જ્યાહિ,
અહો જાણું છું, સુભટ આપણા, નહીં રિહિ કો ત્યાંહિ. ૭
ભીમસેન જ્યાહરિ રણ–મધિ પરચણ્ડ ગદા કરિ ગ્રિહિશિ,
માદ્રીના સુત આદરશિ, તવ તેહ સાહ્મુ કુણ રિહિશિ ? ૮
તેહ માટિં અહો તૂંહનિં કહૂ છૌ; સાભલિ, રાઇ સુજાણ !
કૃષ્ણદેવ જે તૂંહનિ કિહિ છિ, તે કરિ વચન પ્રમાણ." ૯
દુર્જ્યોધન વલતુ ઇમ બોલિ, "અરે સુભટો ! અવિચારુ.
સવિકો પક્ષ કરુ પાણ્ડવ તણુ વાકજ શુ અછિ માહરુ ? ૧૦
અરિ સુભટો ! એ પાણ્ડવ–સાથિં હવિ માહરિ શી લાજ ?
**સૂચી–અગ્ર મહિ જયુધ કીધા–વિણ હૂં નહિ આપૂં આજિ." ૧૧**
કૃષ્ણ કિહિ, "રે દુષ્ટ ! દોષ તુઝ જુએ હૃદયિ સમ્ભાલી:
ભરી સભામા, હે પાપી ! તિં કિમ પ્રભવી પાઞ્ચાલી ? ૧૨
એ પાણ્ડવનિં દહન કરેવા લાક્ષાગૃહ તિં કીધાં;
મૃત્યુ પામવા–કારણિ, પાપી ! વિષના મોદિક દીધા. ૧૩
ધર્મપુત્રનિં દ્યૂત રમાડી રાજિ સર્વ હરી લીધૂં;
કપટ કરીઅનિં વનમા કાઢ્યા; કિમિ રૂડૂં નવિ કીધૂં ? ૧૪
એહ પાપ લાગૂં અછિ તૂંહનિં, જૂઇનિં હૃદયિ વિમાશી.
જયુદ્ધ કેરુ જવ સમે થયુ તવ રખ્યિ જા તૂં કિહીં નાશી ? ૧૫

જે જે વાકિ કહૂં છૂં તૂંહનિં, તે નાંખિ છિ ઉથાપી.
ભીમસેનની ગદા ખમેવા ઊભુ રિહિજ્યે, પાપી !" ૧૬
એણે વચને દુર્યોધનનિં ચઢિઉ ક્રોધ અપારઃ
"તહ્મ સહ્ધાતેં વાદ કરન્તાં મૂંહનિ નહિ અધિકાર." ૧૭
અતિ રીસેં મન્દિરમાં ઊઠી ગયુ દુર્યોધન રાઇ.
તેણે સમિ સવિ સભા; તણે મનિ અતિ આશ્ચર્યજ થાઇ. ૧૮
તેણે સમિ ધૃતરાષ્ટ્ર કિહિ છિ, "વેગેં, વિદુર ! સીધાઉ.
શીધ્ર થઈ તહ્મો ગાન્ધારીનિં આંહાં લગિ તેડી લ્યાવુ." ૧૯
એહ્વું વાઇક વિદુર સાંભલી ગ્યા અન્તઃપુર માંહિ;
હિત વાઇક કહી ગાન્ધારીનિં, ,તેડી લ્યાવ્યા ત્યાંહિ. ૨૦
રા કિહિ, "આજિ ભવનિ આપણિ આવ્યા શ્રી મ્હારાજ.
વાકિ પ્રભુનાં પુત્ર ન માનિ. જૈ પ્રીછવિ તૂં આજિ." ૨૧
ગાન્ધારી વલતાં ઇમ બોલ્યાં, "સ્વામીજી ! અવિધારુઃ
પાપીનિં અધિકાર સમર્પ્યુંઃ પિહિલુ વાંક તહ્મારુ." ૨૨
એહ્વું વાઇક કહી માતાઇં તેડિઉ દુર્યોધન.
ગાન્ધારી વાઇક ઇમ બોલ્યાં, "સાંભલિ, પુત્ર વચનઃ ૨૩
વાહ્લા ! અતિ અભિમાન ન કીજિં; મનમાં વાત વિમાસિઃ
ગર્વ કરન્તાં કોઇ નવિ રહ્યાઃ કાલેં થાઇ વિનાશ. ૨૪
'નિરભિમાની હરિપદ પામિઃ બોલિ શ્રુતિ–સ્મૃતિ સાખીઃ
મન–ઇન્દ્રિય જેહનિ વશિ નહિ તે રાજિ સકિ નહીં રાખી. ૨૫
તેહ માટિં અભિમાનજ મૂકુ મનથૂં, પુત્ર સુજાણ !
કૃષ્ણદેવ જે તૂંહનિ કિહિ તે કરિવૂં વચન પ્રમાણ." ૨૬
ગાન્ધારીનાં વાકિ સુણીનિં દુષ્ટ પડિઉ અતિ સાંસિ;
કર્ણ–શકુનિ–દુઃશાસનથૂં એકાન્તેં વાત વિમાસિઃ ૨૭
"આપણિ મહી રાખીઇં કૃષ્ણનિં; એહ જ સાચુ ઉપાય.
એહ પાખિ આપણિથૂં કાંઇ પાણ્ડવિ ન્યુધ નવિ થાઇ." ૨૮

સાત્યકિઇ સઙ્કેત લહ્યુ રે દુષ્ટ કેરુ તવ જેહ,
કૃષ્ણ–વિદુર–ધૃતરાષ્ટ્રરનિ પછિ જૈ સમ્ભળાવ્યુ તેહ ૨૯
વિદુર કિહિ, "ધૃતરાષ્ટ્ર રાય ! તૂ મનિ વિમાશી જોઇ
પુત્રે તે મતિ માઠી ચિંતેં. હાવિ મુઆ સવિ કોય" ૩૦
દુર્ય્યોધન પાસિં આવ્યુ તવ પિતાઇ વાત પ્રકાશી
"હાવિ કૌરવો–કુલક્ષે કરિવા તિ શી વાત વિમાશી ? ૩૧
તૂ જાણિ અછિ, 'ગ્રહૂ કૃષ્ણનિં,' પણિ તે વાત ન સૂંધી
વસ્તુ માટિ વૈશ્વાનર કોય વસ્ત્રે નવિ સકિ બન્ધી" ૩૨
વિદુર કિહિ, "રે સુણિ, દુર્ય્યોધન ! મિથ્યા મૂકિ ઉપાય
ત્રણિ ભુવન તણુ નાથ પ્રભુ તે તિ બાધિઉ કિમ જાય ? ૩૩
એહના પ્રાક્રમ તણી વાત તિ હજી નથી થ જાણી ?
નરકાસુર સરખો મારીઅનિ સોલ સહસ ઘિરિ આણી ૩૪
બાલપણિ પૂતના હણી જે હૂતી મ્હા–વિકરાલ,
ધેનુક, કેશી, કંસ હણ્યા, વલી દન્તવક્ર–શિશુપાલ ૩૫
અતિ બલવન્ત અઘાસુર મારી વ્રજજન–ત્રાસ નિવાર્યો
ગોવર્ધન નિજ પાણિ ધરીઅનિ સુરપતિ–ગર્વ ઊતાર્યો ૩૬
રાજિ એકનૂ હરિ લઇઅનિ સર્વસ્વ ઇકનિ આપિ
ભાજણુ–ઘડણુ સદા હરિ સમરથ રૂપ–અરૂપે આપિ" ૩૭
તવ શ્રીપ્રભુઇં રૂપ વિકાશ્યૂ સવિકો વિસ્મે હોય
હાસિ કરન્તા મુખમા દીસિ અમર–ગણો સવિ કોય ૩૮
નેત્ર થકા રવિ–સોમ પ્રકાશે હૃદે થકા મ્હાદેવ
ગણુ–ગાન્ધ્રવ, યક્ષ–કિન્નર દીસિ પૃષ્ઠ થિકા તતખેવ ૩૯
બાહુ થકા શ્રીહલધર દીસિ, સ્કન્ધે અર્જુન વીર
ચરણ થકા સવિ જ્યાદવ દીસિ મ્હાબલિઆ રણધીર. ૪૦
સવિ બ્રહ્માણ્ડ ચરાચર દીસિ હરિના ઉદર–મુઝારિ
પૃથ્વી, પર્વત, વનસ્પતિ અનિ અનન્ત તેજ અપાર ૪૧

શીશિ કિરીટ, શ્રવણિ મણિ-કુણ્ડલ, અતિ શોભિત ભુજ ચ્યારિ;
શ્રીવછ-લાઞ્છન, પટ પીતામ્બર, ઉરિ એકાવલિ હાર. ૪૨
તેજ પ્રભુનૂં સહી સક્યા નહિ, જે પ્રાણી મતિ-મન્દ;
સાધુ હુતા; તે સ્વરૂપ જોતાં પામ્યા મનિ આનન્દ. ૪૩
ક્ષણુમાત્રમાં રૂપ સાંવરયૂં; પ્રભુજી કેરિ મનિ રીસ.
તેણે રથલિયા ઉઠીઅનિ પ્રભુ ચાલ્યા શ્રીજગદીશ. ૪૪
કુન્તી કેરે ભવનિ પધારયા જીવન જાદવરાઇ.
વૃત્તાન્ત તે સવિ પ્રથમ થકી સમ્ભલાવ્યુ સર્વ ઉપાય. ૪૫

ઊથલુ

સર્વ ઉપાય જઈ સમ્ભલાવ્યુ સ્વામી સારિઁગપાણિ,
તેણે સમિ કુન્તાજી શ્રીહરિ-સાથિ બોલ્યાં વાણિ. ૪૬ / ૫૨૪

---

## કડવું ૧૮ મૂં-રાગ પઞ્ચમ

કુન્તાજી વલતાં ઇમ બોલ્યાં, "સાંભલુ, શ્રીમ્હારાજ રે!
આજિ રે પાપી કો પ્રીછયા નહીં રે. ૧
શીઘ્ર થઇઅનિ તહ્નો સાંચરુ, વિરાટ નગર છિ જ્યાંહિ રે,
ત્યાંહિ રે પાણ્ડવનિં કિહિજ્યો સહી રે. ૨
ઢાલ—પાણ્ડવનિં કિહિજ્યો સહીઃ મુઝ હૃદિ મહાદખ હોઇ.
સ્યા માટિ દીન દશા ગ્રહી તહ્નો રહ્યા છુ સવિ કોઇ? ૩
કાયરપણૂં, પુત્રો! હવિં મન ચિન્તું કરિવૂં તાજ.
રિપુમાત્ર તણુ રણિ ક્ષે કરી કાં નથી કરતા રાજિ? ૪
(છક) વિદુલા તણો સુત રાઇ સઞ્જય મહા સુભટ ઉદાર,
સિન્ધુરાજ સાથિં જ્યુદ્ધ કરિવા તેહ ગયુ ઇક વારિ. ૫
પ્રાજે થઈ પાછુ વલ્યુ; રણિ આવટયા સવિ જોધ.
ફેરિ આવ્યુ પુત્ર તવ માતાઇ દીધ પ્રતિબોધઃ ૬

'સંગ્રામ વૈરીય કરી તૂ શિન્ન પડયુ રણિ આજિ?
પાછુ વળીઅનિ વંશ માહે લગાડી કા લાજ? ૭
નીધ યૈ રણિ શત્રુની પુઠચાડી તિં કા આશ?
સંગ્રામમા રણભોમિ પંતા સ્વર્ગભવનિ વાસ' ૮
ઇમ ઘણી શીખામણિ દઈઅનિ પુત્ર પ્રેરિઉ માઇ,
પછિ હણી રિપુનિ રાજિ કરતો હુવો મરજે રાઇ ૯
તે માટિ, સ્વામી! તહ્મો તુ સર્વજ્ઞ છુ, પરબ્રહ્મ'
દેજ્યો શીખામણ તેહવી, રિહિ જેણિ ક્ષત્રી-ધર્મ" ૧૦
પછિં કુન્તાનિ પ્રણામ કરી સાંચર્યા અશરણ-શરણ
સાથે વુલાવા સાચરયુ શ્રીસૂર્ય તણુ સુત કર્ણ. ૧૧

## ૬. વિવાદપર્વ —

તેણે સમે ત્યહા વાકિ એહૂવૂ ઉચ્ચરયા જ્યદુવીર
"ઇક વાકિ કહૂં તે માનજ્યે તૂ, કર્ણ મહારણધીર' ૧૨
કુન્તા તણો તૂ જ્યેષ્ઠ સુત, તુઝ ભાઇ પાચિ એહ.
તે માટિ, વીર! કનિષ્ઠનિ હવિ તિ ન દેવુ છેહ. ૧૩
હવિ રાજિ તૂહનિ આપિવૂ, માનજ્યે સાચી વાત
તુઝ સેવ કરશિ અતિ ઘણી પાણ્ડવો પાચિ ભ્રાત." ૧૪
તવ કર્ણ વાઇક ઊચરિ, "સાભનુ, શ્રીજગદીશ'
મિ ઘર ચિકૂ રા દુર્જ્યુંધનનિ જઈ નામ્યૂ શીસ ૧૫
વૃત્તિ તેહની ભોગવૂ સાભલુ, દેવ મુરારિ!
હવિ સમે આવ્યે છેહ દેઉ તુ ધિગ પડચો અવતાર ૧૬
મિ કઠિણ વાઇક સભામા, સ્વામી' કહ્યા હુયિ જેહ,
અપરાધ માહરો, કૃષ્ણજી' તહ્મો ક્ષમા કરજ્યો તેહ" ૧૭
ઇમ વાકિ કહીનિ વિને કરતુ વલ્યુ રવિસુત ત્યાહિ
શ્રીકૃષ્ણજીઇ ત્યહા ચિકા રથ ચનાવ્યુ ક્ષણ માહિ ૧૮
ઇક દિનિ કુન્તા વાત કિહિ, "સાભલુ વિદુર મહન્ત'
હૂ કર્ણ-આગલિ જૈ કરીઅનિ કહૂ સર્વ વૃત્તાન્ત" ૧૯

ગઙ્ગાનિ તટિ જવ કર્ણ આ, તવ મિલી કુન્તા માઇ;
રણધીર રાજા કર્ણ તે તવ આવી લાગો પાઇ. ૨૦
વિને કરતાં વાકિ કિહિ છિ બોલતો હરિ–નામ,
રાધા તણો સુત પ્રથમ તે ત્યહાં કરિ પ્રેમિ પ્રણામ. ૨૧
કુન્તા કિહિ, "રે કર્ણ! તૂં તુ રાહિ–સુત નવિ હોઇ.
કન્યાવતેં જે તૂં હુવો, તે જાણિ સુર સવિ કોઇ. ૨૨
યક જ્યુધિષ્ઠિર અનિ ભીમં, અર્જુન, નિકુલ અનિ સિહિદેવઃ
એ ભાઇ તાહરા, પુત્ર! તૂં મનિં જાણજ્યે અવશિમેવ. ૨૩
કાંઇ કારણ જાણિ નહિ, તૂં સુભટ પરમ ઉદાર.
એહના શત્રુનિં રણિ હણી કરિ રાજિ–અઙ્ગીકાર." ૨૪
કર્ણ કિહિ, તૂં માત! મૂંહનિ પુત્ર કહિ છિ આંહિ,
તુ પેટિમાં સમ્પુટ કરી કિમ મૂક્યુ ગઙ્ગા માંહિ? ૨૫
ધર થકી રા ધૃતરાષ્ટ્રનિં હૂં જઇ લાગો પાઇ.
તેહ્નની કૃપાઇ રાજિ–સુખ હૂં ભોગવૂં છૂં, માઇ! ૨૬
તેહ્નનિ હાથિં આણુ સૂંપ્યા; કહૂં સાચી વાત.
હાવિં અન્યા અનુસરીઅનિં કિમ લજાવૂં તાત? ૨૭
તાહરા સુત ત્યહાં પ્રમુ હશિ; તે માટિં કુહોં નિર્ધારઃ
સુત પાણ્ડુના રણ જીતશિ; કૌરવ રણે સંહાર. ૨૮

ધૃતરાષ્ટ્ર કેરા નગરમાં ઉત્પાત દારુણ થાઇ.
હવિં કુશલ કૌરવમાત્રનૂં નવિ દેખતો હૂં, માઇ! ૨૯
રણ–યજ્ઞ દારુણ વર્તશિ; દલ–સે થશિ સવિ કોઇ.
નિર્વાણ જિત્યા તણો જે તુઝ પુત્રનિ શિરિ હોઇ." ૩૦

એહ્નવૂં કહીઅનિં કર્ણ કુન્તા તણે લાગો પાઇ;
આગ્યા લઇ પાછો વલ્યુ; સ્વસ્થાનિ પુહુતાં માઇ. ૩૧
વિશમ્પાયન ઊચરચા, રા જનમિજે! અવિધારિ.
શ્રીકૃષ્ણ ત્યહાંથા આવિઆ વૈરાટ નગર મુઝારિ. ૩૨

ઊથલુ

વૈરાટ નગર મુઝારિ આવ્યા વિષ્ટિ કૈરવથું કરી.
પાણ્ડુના સુત મિલ્યા આવી પ્રેમ-પ્રીતિ મનમાં ધરી. ૩૩
. ૫૫૭

## કડ્વું ૧૯ મૂં-રાગ હુશેની

વૈશમ્પાયન ઇણી પિરિં બોલ્યા, સુણિ, જનમેજે રાઇ!
પાણ્ડુપુત્ર સાહમા જઈ શ્રીહરિને લાગા પાઇ. ૧
પ્રાતઃકાલેં સભા પૂરી જ્હાં બિઠા ધર્મકુમાર,
તેણે સમિ શ્રીમુખિ ઇમ બોલ્યા જીવન-જગદાધારઃ ૨
"અરે પાણ્ડવો! મિં તહ્ય કારણિં કરયા ઉપાય અનેક,
પણિ પાપી દુર્યોધન દુષ્ટે વચન ન માન્યું એક." ૩
દુષ્ટ દુર્યોધનનાં પ્રતિવાઇક કહ્યાં સભામાં જેહ,
કુન્તીસુત-આગલિં વિસ્તારી શ્રીહરિ બોલ્યા તેહઃ ૪
"કૈરવ પાપી અભિમાનેં આવૃત્ત થયા સવિકોઇ.
જયુધ કીધા વિન સોઇ-અગ્ર અવની નવ આપિ સોઇ. ૫
ભીષ્મ-દ્રોણ-ધૃતરાષ્ટર-વિદુરેં કહ્યાં વચન અનેક;
પણિ મનમાં પાપી દુર્યોધનિં રાખ્યું નહિ તે એક. ૬
તેહ માટિં સાવધાન થાઉ, રિ પાણ્ડવ સઘલા વીર!
કૈરવને રણિ પ્રાજે કરી તહ્યો રાજિ કરુ, રણધીર!" ૭

## ૭. સૈન્યનિર્યાણપર્વઃ—

ભીમ-અર્જુન-નિકુલ-સિહિદે પ્રતિ કિહિ ધર્મકુમારઃ
સૈન્ય આપણું સર્જ્જ કરાવુ વેગિ, મ લાવુ વાર." ૮
સિહિદે કિહિ, "આપણિ સેનાપતિ કીજિઇ દ્રુપદરાઇ."
નિકુલ કિહિ, "વૈરાટભૂપને સમાનિ કો નવિ થાઇ." ૯

અર્જુન. કિહિ, "આ ધૃષ્ટદ્યુમ્ન ભુજ જોતાં બલિઉ હોઇ."
ભીમ કિહિ, "આ શિખણ્ડી, જેહનિ યોગ્ય આવિ નવિ કોઇ." ૧૦
ધર્મપુત્ર વલતાં ઇમ બોલ્યા, "જેહનિ કિહિ જગદીશ,
અરે બાન્ધવો! આપણિ તેહનિ કીજિઇ સેનાધીશ." ૧૧
કૃષ્ણ કિહિ "એ સુભટ સહૂ જુગતારથ અછિ દલ માંહિ.
જૈ કુરુક્ષેતર વિષિં સેનાપતિ પછેં પરહશૂં ત્યાંહિ. ૧૨
તેહ માટિં તહ્મો સૈન્ય વિષિં જઈ જાણ કરુનિં સદ્દિ આજિ.
'જ્યુદ્ધ કેરુ ઉ સમે થયુ.' ઇમ કિહિ છિ શ્રીમ્હારાજ." ૧૩
એમ સાંભલી શીઘ્ર થઈ પછિ સેન–સજાઇ થાઇ.
ગજ–રથ–અશ્વ–સૈન્ય સુન્દર; સઙ્ખ્યા કહી ન જાઇ. ૧૪
પઞ્ચ શબ્દનાં વાજિન્ત્ર વાજિ; ગડગડિ ઢોલ–નિશાન.
હલહલ કરતા થ્યા સપરાણા બલિઆ સુભટ સુજાણ. ૧૫
કવચ–ટોપ–ટાટર સજિઆં તે કૌરવ હણિવા ક્રોધિ:
ધનુષ–બાણ–તોમર–તિરિશૂલથી સાન્નદ્ધ થ્યા સવિ જ્યોધ. ૧૬
ધર્મપુત્ર અનિં ભીમ–ધનઞ્જે, નિકુલ તેમ સિદ્દિદેવ,
રથી–મહારથી મારગિ ચાલિ; ક્ષણ લાગી નહિ ખેવ. ૧૭
એક એકથા અતિ શોભન્તા નવ–યૌવન–વય ધરઃ
સૈન્ય–ઘટા ઇમ ચાલી મારગિ, જાણિઇ સાઇર–પૂર. ૧૮
શઙ્ખ તણા નિર્ઘોષ જ વાગા; ત્રિભુવનિં પૂરયા તેહ.
પૃથ્વી ઊપરિ મ્હાદલ ચાલ્યૂં; અમ્બર છાયાં ખેહિ. ૧૯
ઇમ કરતાં કુરક્ષેત્ર–ભોમિ તે પામ્યા પાણ્ડવ વીર.
સૈન્ય માત્ર સવિ જઈ ઊતરયૂં હિરણ્યમતીનિ તીરિં. ૨૦
નાનાવર્ણ વિચિત્ર ભાતિઇં તાણ્યાં સિબિર અનેક.
કુન્તાનન્દન ત્યહાં જૈ યોષ્યા, (જે) જાણિ જ્ઞાન–વિવેક. ૨૧
દુર્યોધનિ તે વાત સાંભલી; મનઇં કરિઉ વિચારઃ
ભીષ્મ, દ્રોણ અનિં કર્ણ, શલ્ય, સવિ તેડ્યા તેણી વારિ; ૨૨

" પાણ્ડવ જૈ કુરુક્ષેત્ર રહ્યા અનિ આપણિ સવિકો આંહિ.
સૈન્ય માત્રનિ સામ્પ્રદ કીજિઇ: શીઘ્ર ચાલિવૂં ત્યાંહિ. " ૨૩
હેલામાત્રે કરી સજાઇ ચાલ્યા ભૂપ ઉદાર.
ભીષ્મદેવ સેનાપતિ કીધાઃ દલ ક્ષોહ્ણી અગિઆર. ૨૪
ગજ–હયવર–રથ અસઙ્ખ્યાત; તે પાર પામિ નવિ કોઇ.
કૌરવ–સૈન્ય મારગિ ચાલતાં મહિ–કમ્પારવ હોઇ. ૨૫
સેનારૂપ સમુદ્ર ઊલટ્યુ. જોતાં નહિ જે–અન્ત.
રથી–મહારથીમાં તે મર્ગલ પૂરી રહ્યાંજ અનન્ત. ૨૬
ઇમ કરતાં કુરક્ષેત્રે આવ્યો દુર્યોધન ભૂપાલ.
શિબિર–ઠામ તેણે જૈ કીધા; હૂતી ભોમિ વિશાલ, ૨૭
જેણે સ્થાનકિ જઈ ઊતરચા સુભટ વીર સવિકોઇ.
જ્યુદ્ધ તણી હવિ ઉભે સૈન્યમાં શીઘ્ર સજાઈ હોઇ. ૨૮
રાઇ જ્યુધિષ્ટિરિ મનિ વિમાશી કીધો એક વિચાર;
જેહ સુભટનેં જે ઘટિ, તેહનિ આપ્યા તે અધિકાર. ૨૯
તેણે સમિ બલભદ્ર પધારચા; પાણ્ડવ લાગા પાઇ.
રાઇ જ્યુધિષ્ટિરિં આસન આપ્યૂં: હૈઅડિ હરિખ ન માઇ. ૩૦
હલધર કિહિ, "પાણ્ડવો! સાંભલુઃ માહરિ ઉભય સમાન.
જ્યુદ્ધ–સમયમાં કોનૂં પાસૂં હૂં નહિ કરૂં નિદાન. ૩૧
આણી વારિ રણ–જ્યુદ્ધ કરુ રે જય તહ્મનિં અવશિમેવ."
એહ્વૂં કહી તીર્થાટન કરિવા ચાલ્યા શ્રીબલદેવ. ૩૨
તેણે સમિ રુક્મૈઉ આવી બોલ્યા વાઇદ–ગર્વઃ
" કુહુ તુ પાર્થ–સહાય થ અિનિ કૌરવ મારૂં સર્વ. " ૩૩
પાર્થ કિહિ, "મિં ખાણ્ડવવન બાલી કીધ વહ્નિ–રક્ષાઇ;
શિવ સાથેં જ જ્યુદ્ધ કીધૂં તવ હૂતા કવણ સહાય ? " ૩૪
એમ સાંભલી રુક્મૈઆને માન્ન ઊપની રીસ;
પછિં ત્યહાં ચિત્રે પાછો વલિઉ હરિનિ નામી શીસ. ૩૫

અર્જુન કહિ, "આ ધૃષ્ટદ્યુમ્ન મુઝ જોતાં બલિઉ હોઇ."
ભીમ કહિ, ",આ શિખણ્ડી, જેહનિ યોગ્ય આવિ નવિ કોઇ." ૧૦

ધર્મપુત્ર વલતાં ઇમ બોલ્યા, "જેહનિ કહિ જગદીશ,
અરે બાન્ધવો! આપણિ તેહનિ કીજિઇ સેનાધીશ." ૧૧

કૃષ્ણ કહિ "એ સુભટ સહૂ જુગતારથ અછિ દલ માંહિ.
જૈ કુરુક્ષેતર વિષિં સેનાપતિ પછેં પરઠશૂં ત્યાંહિ. ૧૨

તેહ માટિં તહ્મો સૈન્ય વિષિં જઇ જાણ કરુનિં સદિ આજિ.
'જ્યુદ્ધ કેરુ તુ સમે થયુ.' ઇમ કહિ છિ શ્રીમ્હારાજ." ૧૩

એમ સાંભલી શીઘ્ર થઇ પછિ સેન–સજાઇ થાઇ.
ગજ–રથ–અશ્વ–સૈન્ય સુન્દર; સઙ્ખ્યા કહી ન જાઇ. ૧૪

પઞ્ચ શબ્દનાં વાજિન્ત્ર વાજિ; ગડગડિ ઢોલ–નિશાન.
હલહલ કરતા થ્યા સપરાણા બલિઆ સુભટ સુજાણ. ૧૫

કવચ–ટોપ–ટાટર સજિઆં તે કૈરવ હણિવા ક્રોધિ;
ધનુષ–બાણ–તોમર–તિરિશૂલથી સામ્પ્રદ થ્યા સવિ જ્યોધ. ૧૬

ધર્મપુત્ર અનિ ભીમ–ધનઞ્જે, નિકુલ તેમ સિહિદેવ,
રથી–મહારથી મારગિ ચાલિ; ક્ષણ લાગી નહિ ખેવ. ૧૭

એક એકથા અતિ શોભન્તા નવ–યૌવન–વય શૂર;
સૈન્ય–ઘટા ઇમ ચાલી મારગિ, જાણિઇ સાઇર–પૂર. ૧૮

શઙ્ખં તણા નિર્ઘોષ જ વાગા; ત્રિભુવનિં પૂરયા તેહ.
પૃથ્વી ઊપરિ મ્હાદલ ચાલ્યૂં; અમ્બર છાવાં ખેહિ. ૧૯

ઇમ કરતાં કુરુક્ષેત્ર–ભોમિ તે પામ્યા પાણ્ડવ વીર.
સૈન્ય માત્ર સવિ જઇ ઊતરયૂં હિરણ્યમતીનિ તીરિં. ૨૦

નાનારૂપં વિચિત્ર ભાતિયં તાણ્યાં શિબિર અનેક.
કુન્તાનન્દન ત્યહાં જૈ યોભ્યા, (જે) જાણિ જ્ઞાન–વિવેક. ૨૧

દુર્જ્યોધનિ તે વાત સાંભલી; મનયં કરિઉ વિચાર:
ભીષ્મ, દ્રોણ અનિં કર્ણ, શલ્ય, સવિ તેડ્યા તેણી વારિ; ૨૨

"પાણ્ડવ જૈ કુરુક્ષેત્ર રહ્યા અનિ આપણિ સવિકો આહિ.
સૈન્ય માત્રનિ સામ્પ્રહ કીજિઇ શીઘ્ર ચાલિવૂં સાહિ." ૨૩
હેવામાત્રે કરી સજાઇ ચલ્યા ભૂપ ઉદાર.
ભીષ્મદેવ સેનાપતિ કીના દલ ક્ષોહણી અગિઆર. ૨૪
ગજ–હયવર–રથ અસંખ્યાત; તે પાર પામિ નવિ કોઇ.
કૌરવ–સૈન્ય માગિ ચાલતા મહિ–કમ્પારવ હોઇ. ૨૫
સેનારૂપ સમુદ્ર ઊલટ્યુ જોતા નહિ જે–અન્ત.
રથી–મહારથીમા તે મંગેલ પૂરી ગાજ અનન્ત ૨૬
ઇમ કરતા કુરુક્ષેત્રે આવ્યો દુર્યોધન ભૂપાલ.
શિબિર–ઠામ તેણે જૈ કીધા, હૂતી ભોમિ વિશાલ, ૨૭
જેણે સ્થાનકિ જઈ ઊતરયા સુભટ વીર સવિકોઇ.
જ્યુદ્ધ તણી હવિ ઉભે સૈન્યમા શીત મર્જાદ હોઇ. ૨૮
રાઇ જ્યુધિષ્ઠિરિ મનિ વિમાશી કીધો એહ વિચાર;
જેહ સુભટનેં જે ઘટિ, તેહનિ આપ્યા તે અધિકાર. ૨૯
તેણે સમિ બલભદ્ર પધારયા, પાણ્ડવ લાગા પાઇ.
રાઇ જ્યુધિષ્ઠિરિ આસન આપ્યૂ હૈઅડિ હરિખ ન માઇ. ૩૦
હલધર કહિ, "પાણ્ડવો! સાભલુ માહરિ ઉભય સમાન.
જ્યુદ્ધ–સમયમા સેનૂ પામૂ હૂ નહિ કઇ નિદાન. ૩૧
આણી વારિ રણ–જ્યુદ્ધ કરુ રે જય તહ્મનિ અવશિમેવ."
એહવૂં કહી તીર્થાટન કરિવા ચાલ્યા શ્રીબલદેવ. ૩૨
તેણે સમિ રુક્મિઉ આવી બોલ્યા વાઇક–ગર્વ:
"કહુ તુ પાર્થ–સહાય થઇનિ કૌરવ મારુ સર્વ." ૩૩
પાર્થ કહિ, "મિ ખાણ્ડવવન બાલી કીધ વહ્નિ–રક્ષાઇ,
શિવ સાથેં જે જ્યુદ્ધ કીધૂ તવ હૂતા કવણ સહાય?" ૩૪
એમ સાભલી રુક્મિઆને માન્ન ઊપની રીસ,
પછિ ત્યહા થિકો પાછો વલિઉ હરિનિ નામી શીસ. ૩૫

શ્રીબલદેવ અનિં રુક્મૈઉ વલિઆ બિઉ જણ સોઇ.
બાકી સુભટ ઉભય દલમાંથી પાછુ વલ્યુ નવિ કોઇ. ૩૬

ઊથલુ

પાછુ વલ્યુ નવિ કોઇ સુભટ જે મ્હાબલિઆ કહિવાઇ.
વૈશમ્પાયન ઋષિ ઇમ બોલ્યા, સુણિ, જનમેજે રાઇ! ૩૭ / ૫૯૪

---

૮. ઉલૂકદૂતાગમનપર્વ:—

કડવૂં ૨૦ મૂં—રાગ એજ

દુર્યોધન કહિ, "અહો અલુક! તૂં વેગિ કરી સીધાવિ.
આંહાંચિકું જૈ વાઇક માહરાં પાણ્ડવનિં સમ્ભલાવિ. ૧
મિં પાઞ્ચાલી ધણૂં પરભવી જોતાં સઘલા જોધ.
તે સમ્ભારી પ્રાણ વ્યપિં તહ્મો શિં નથી ધરતા ક્રોધ? ૨
મિં તહ્મનિં અતિઘણા વિગોયા; ગઇ તહ્મારી લાજ.
તે સમ્ભારી હઇ હૈડ કાં નથી ફાટતૂં આજિ? ૩
હૂં જાણૂં છૂં, 'ભીમ વ્યપિ જુ પ્રાક્રમ હોઇ લગાર,
તુ કિમ રહિ વૈરાટ ઘરિ પિરિ થૈઅનિં રાંધણહાર?' ૪
હૂં જાણું છૂં, 'અર્જુન માંહિ જુ બલ-પ્રાક્રમ હુઇ શેષ,
તુ કિમ રહિ વૈરાટ ઘરિ પિરિ લે વ્યણ્ડલ તણુ વેષ?' ૫
એહવાં વાઇક પાણ્ડુ-પુત્રનિં જૈ સમ્ભલાવુ ત્યાંહિ.
વલતાં વાઇક જેહ બોલિ તે આવી કહિજ્યો આંહિ." ૬
એહવૂં સાંભલિ ગયુ પાણ્ડવ-કહિ; બોલ્યુ હીન વચન;
પણિ દુર્યોધન-વાકિ કહ્યાં; તવ ઇમ બોલ્યા અર્જુન: ૭
"અરે દુષ્ટ! તૂં દવરૂ અહ્મનિં વાઇક કહિ છિ એહ.
વાહણામાં જોજ્યો રાઢી માહરા બાણ તણૂં બલ જેહ." ૮

ભીમ કિહિ, "દુષ્ટાત્મા પાપી! અહ્મ આંગલિ શા માત્રિ?
હવિં મુઝ હાથેં ગદા ગ્રહી શતખણ્ડ કરૂં તુઝ ગાત્ર." ૯
માદ્રીસુત કિહિ, "દુર્ય્યોધન! મનિ રાખિ ધૈર્ય આ વારિ.
વાદ્ણામાં જાણિઇ અવટાણું ક્ષોહ્ણી દલ અગિઆર." ૧૦
એહવું સુણીનિં અલુક વલ્સુ પાણ્ડવને નામી શીસઃ
"એહ વચનિ મુઝ ઊપરિ, સ્વામી! રખે કરો મનિ રીસ!" ૧૧
અલુક રાઇ દુર્યોધન–આગલિ જઈ કહી એ વાત.

## ૯. રથાતિરથસઙ્ખ્યાનપર્વઃ—

તેણે સમિ તેડિઆ ભીષ્મદે મ્હા–બલિઆ વિખ્યાત. ૧૨
દુર્ય્યોધન કિહિ, "સ્વામિ! આપણા સૈન્ય મહીં જે હોઇ,
રથી, અધરથી અનિં મહારથી, કહુ વિસ્તારી સોઇ." ૧૩
રથી હુતા તે રથી કહ્યા; અધરથી કહ્યા નિર્વાણ;
પછિં મહારથી જ્યોધ કહ્યા એ; કર્ણ પારથી આણિ. ૧૪
વલતું વાઇક કર્ણ ઊચરયુ ક્રોધ કરી મન માંહિઃ
"સુભટ સર્વમાં અહ્મો પારથી કિમ જાણ્યુ હૂં આંહિ? ૧૫
અહો કબુદ્ધિ! મરણ સમે મતિ ગઈ દીસિ થૂં તાહરી?
'તૂં જીવતા મિં જ્યુદ્ધ ન કરિવૂં,' એહ પ્રતિજ્ઞા માહરી." ૧૬
ભીષ્મ કિહિ, "રે સૂતપુત્ર! તૂં જ્યુદ્ધ–વાત શું જાણિ?
મિં તુ તૂહનિં પારથી કહ્યુ પણિ ક્ષત્રી નવિ પરમાણિ." ૧૭
દુર્યોધન કિહિ, "વૈર, પિતામહ! સભા માહિ નવિ કરીઇ.
કર્ણે જે કૈં કહ્યૂ હોઇ તે મન માહેં નવિ ધરીઇ." ૧૮
દુર્ય્યોધનના વાકિ સુણીઅનિં બોલ્યા ભીષ્મ વિચારી;
પાણ્ડવના પછિં રથી–મહારથી જ્યોધ કહ્યા વિસ્તારીઃ ૧૯
"દ્રુપદરાઇ મહાબલિઉ, જે શત્રુ તણા દલ ગાજિ,
જ્યુધ કરતાં જે સાહમુ આવિ, તેહ તણા મુખ ભાંજિ. ૨૦

ધૃષ્ટદ્યુમ્નના સમુ જ્યોધ કો નથી આપણે આંહિ,
જેહનિ હાથિં દ્રોણાચાર્યનૂં મૃત્યુ હોશિ રણું માંહિ. ૨૧
વિરાટ રાજા મહાબલિઉ જે સુભટ-શિરોમણિ કાહવિ.
જ્યુદ્ધવાતમાં પરમ કુશલ એહવુ મુજ મનિ કો નાવિ. ૨૨
એક સાત્યકિ જ્યાદવ અછિ ત્યહાં, નથી કો તેહનિ તોલિ.
એ બેહૂ જવ જ્યુદ્ધ કરિ તવ ત્રણિ ભુવન તો ડોલિ. ૨૩
એહવા જ્યોધ અનેક છિ, જેહનુ પ્રાક્રમ-પાર ન લહીઇ.
પાણ્ડુ તણા સુત પાંચ છિ, તે કો કારણરૂપ કહીઇ. ૨૪
એકેકના બલ-પ્રાક્રમનૂં મિં કરથૂં ન જાઇ વિખાણ.
તે સઘલા જવ જ્યુદ્ધ કરિ, તે જોજ્યો, જાણ-સુજાણ! ૨૫
હૂં એકલુ મ્હાન્જ્યુદ્ધ કરીઅનિં તે સર્વિનિં સંહારૂં.
પણિ એ કારણ—શિખણ્ડિઆશૂં નવ ચાલિ બલ માહરૂં." ૨૬
તવ દુર્યોધન કહિ, "સ્વામી! મુનં મોટુ એ સન્દેહ:
શિખણ્ડિઆશૂં તહ્મ નવિ ચાલિ. કુણ કારણ તે એહ. ૨૭

ઊથલુ

કુણ કારણ તે મૂંહનિ, સ્વામી! પૂછૂં સત્ય ઉપાય."
વચના ભીષ્મ પિતામહ બોલ્યા, "સુણિ, દુર્યોધન રાય!" ૨૮/૧૨૨



## ૧૦. અમ્બોપાખ્યાનપર્વ:—

કડવૂં ૨૨ મૂં—રાગ કેદાર ગુડી

ભીષ્મ કહિ, "હા દુર્યોધન! સાંભલ્ય, કહું મુઝ વાત;
પિતા કેરૂં રાજ્ય કરતુ ચિત્રાંગદ મુઝ ભ્રાત. ૧
એક સમે પામિઉ કષ્ટ તે: ગયુ જ્ઞાન-વિવેક;
લઘુભ્રાત વિચિત્રવીર્યનિં દેશાવિક અભિષેક. ૨

તે પ્રજાનિં ભલી પેરિં પાલિ, મન ધરી પ્રેમ અપાર.
પરણવા યોગ્ય જ તેહ થયુ, મિં કરયુ મનિ વિચાર. ૩
તવ કાશિરા સંવ્વર રચ્યુ આપવા કન્યાદાન:
અમ્બા, અમ્બિકા, અમ્બાલિકા, એ ત્રણિ રૂપ-નિધાન. ૪
વિહિવા કરેવા કારણે આનન્દ અઙ્ગિ ન માઇ.
સંવ્વરા વ્યાપિ આવ્યા સહી દિશિં-દિશિ તણા જે રાઇ. ૫
મિં ત્યહાં જઇઅનિં ચિન્તવિઉ તે સમે એહ વિચારઃ
ગ્રહી ત્રણ્યે કન્યકા રથિં બિસાડી તે વારિ. ૬
ભય માત્ર કો ભૂપતિ તણુ મિં નાણ્યુ અવશિમેવ;
બહુ સુભટ જોતાં એહ વાઇક ઊચરયુ તતખેવઃ ૭
'હું ભીષ્મ સુત શાન્તનુ તણુ; મિં હરી કન્યા એહ.
હવિ જ્યુદ્ધ કરવા આવજ્યો, બલવન્ત કાહવુ જેહ.' ૮
જે જે સુભટ આવ્યા ધશી, તે રહ્યા તેણે હારિ.
કન્યા લઈ આવ્યુ પછેં હસ્તિનાપુર-મોઝારિ. ૯
સતિવતી આગલિ કહ્યું, 'સાભલુ સાચું, માઇ!
કન્યા નિં વિચિત્રવીર્ય તણુ, કુહુ તુ કરૂં વિહિવાઇ.' ૧૦
સતિવતી એહવું સાભલી મનિ હવા અતિ રલિઆતિઃ
'તું વેગિ વિચિત્રવીર્યનિં પરણાવિ એ-સઙ્ઘાતિં.' ૧૧
તવ જ્યેષ્ઠ અમ્બા કન્યકા તે ઊચરી તતખેવઃ
'મન-સાથિં વર મિં સુભટ શાલવ વરયુ છિ અવશિમેવ.' ૧૨
મિ કહ્યું, 'તુહિ તુ અહ્મારે તવ નથી તાહરુ અર્થ.
જા શીઘ્ર ચે શાલવ કહિ, જે સુભટ મ્હાન સમર્થ.' ૧૩
અમ્બ એહવું સાંભલીઅનિં વેગિ પન્થિ પલાઇ;
તેણિ સ્થાનિક જૈ રહી, જ્યહાં હુતુ શાલવરાઇ. ૧૪
શાલવનિં પરણામ કરિઅનિં ઊચરી તતખેવ;
જે જિમ હવું તે તિમ કહ્યું વિસ્તારિ કારણ એવ. ૧૫

શાલ્વ કહિ, 'જુ ભીષ્મ તૂંહનિ હરી ગયુ નિર્ધાર,
પુ હવિં તૂંહનિં, કામિની! નવિ કરૂં અઙ્ગીકાર.' ૧૬

અમ્બા વિમાસિ મન વ્યપિં, 'હવિ શી કરૂં હૂં પેરિ?
નવિ ભીષ્મ–ભવનિ જઈ સકૂં, નવિ પિતા કેરે ઘેરિ.' ૧૭
ત્યહાં થકી અમ્બા સાંચરી તે અરણ્યમારગિ જાઇ.
ફલ–પત્ર–આહાર વનિ કરિ; મન માંહિ શોક ન માઇ. ૧૮

મુનિવર તણે આશ્રમિ ગઈ, ત્યહાં રહી દિન બિઉ–ચ્યારિ.
એહવિ હોત્રવાહન રાઇ આવી મિલિઉ તેણે ઠારિ. ૧૯
તેહ પ્રતિ અમ્બા કહિ, નિજ કર્મ કેરુ મર્મ.
તે માત–મહ દૌહિત્રિ પ્રતિ ઉચરયુ વાઇક ધર્મ : ૨૦

'બાઇ! તુઝ આ દુઃખ ટાલિવા નથી કો સમરથ્થ.
એક પરશુરામ મિલતાં સરશિ તાહરુ અર્થ.' ૨૧
ત્યહાં થકી અમ્બા સાંચરી; પૂછતી માર્ગિ પસાઇ.
રામનૂં દર્શન થવા લાલસા થૈ મન માહિ. ૨૨

એકાગ્ર થૈ નિજ ચિત્ત વ્યપિ આણવા દુઃખનુ અન્ત,
સહેજમાં મારગ વ્યપિ તવ મિલ્યા રામ ભદન્ત. ૨૩
આવીનિં અમ્બાચરણિ લાગી; હ્રદે શોક ન માઇ.
સ્વામીનિં આગલિ સર્વ તે માંડી કહીજ ઉપાય. ૨૪

એહવૂં સાંભલિ રામને મનિ ઊપનુ મ્હા ક્રોધ;
અમ્બાનિં દેતા હવા તવ આશ્વાસના–પ્રતિબોધ. ૨૫
હસ્તિનાપુર વ્યપિં જૈ તેડાવિઆ ગાઙ્ગેય.
તેણિ સ્થાનકિ ભીષ્મજી આવી મિલ્યા તતખેવ ૨૬

શ્રીરામ ભાખિ વાઇક વલિ, 'સાંભલુ, સુત–શ્રીગઙ્ગ:
અમ્બાનિં તિં અપરાધ પાખિં કાં કરી મન–ભઙ્ગ! ૨૭
કન્યાનિં કિમ આ દુઃખ દીજિં? જૂઉ કરિશ વિચાર.
શીઘ્ર થૈઅનિં એહનિં કરુ તહ્મો અઙ્ગીકાર.' ૨૮

બીષ્મ વક્ષતા ઇમ કિહિ, 'ઋષિ! સુણ્ સત્ય ઉપાય :
કન્યાઈ પિહિલુ મન વ્યપિં ધરયુ જેહ શાલ્વ રાઇ, ૨૯
તે માટિં હૂં તહ્મનિં કહૂં; સાંભળુ સાચી વાત :
કન્યાનિં અઙ્ગીકાર કરતાં લજ્જાવા કુલ-તાત.' ૩૦
એહવૂં સાંભલિ પરશુરામે ક્રોધ આણિઉ મનિ.
મ્હા કઠિન વાધક બોલતા તે હવા અન્યોઅન્યિ. ૩૧
રામ કિહિ છિ, 'બીષ્મ! તૂંહ તુ કિહિ છિ વચન વિરુદ્ધ.
ગઙ્ગા તણા સુત! શીઘ્ર થૈઅનિં આપિ અહ્મનિં જ્યુદ્ધ. ૩૨
ઊતાવલુ થૈ આવજ્યે કુરુક્ષેત્રમા અવશિમેવ.'
રામ એહવૂં કહીઅનિં સાચરયા તવ તતખેવ. ૩૩
ગઙ્ગસુતિ સામ્પ્રદ થઈ અનિ ગ્રહ્યા ધનુષ નિં બાણ;
કુરુક્ષેત્રમા આવ્યા મહી રે બીષ્મદેવ સુજાણ. ૩૪

ઊથલુ

બીષ્મદેવ સુજાણ આવ્યા રામઋષિ પાસેં સહી.
અન્યુ-અન્યે જ્યુદ્ધ તણુ પ્રારમ્ભ માડિઉ ત્યહા રહી." ૩૫

૬૫૭

---

## કડવૂં ૨૨ મૂં—રાગ હુશેની

ગઙ્ગા તણ્ સુત ઊચરિ; દુર્યોધન શ્રવણે ધરિ.
"કિમ કરિ જ્યુદ્ધ? નવિ જાઇ કહ્યા રે. ૧
ઢાલ—જોનાઇ નવિજાઇ કહ્યા. મ્હાસુભટ તેહ કિહિવાઇ.
પરશુરામનિં ગઙ્ગાસુત તવ આવી લાગા પાઇ ૨
બીષ્મ કિહિ, 'પ્રભુ' જ્યુદ્ધનિ કાજે હૂ તુ આવિઉ આહિ.
ગુરુજી' દીજિઇ આગન્યા, પામૂં જે જિમ રણ્ માહિ.' ૩
સ્વામી વચતા એમ જ બોલ્યા. 'ભન. બીષ્મ રણધીર!
જ્યુદ્ધ-સમે તૂં રણ વ્યપિ પ્રાજે નવિ પામે, વીર!' ૪

રણ–વસ્ત્ર પિહિરી જ્યોધ બિહૂ એ મહાસુભટ બલવન્ત,
શઙ્ખ–નાદ તવ પ્રથમિ કરીઅનિં મૂકિ બાણ અનન્ત. ૫
બિહૂ સુભટનાં અઙ્ગ વ્યપિં રે ભેદિ બહુ–વિધ બાણ.
તેણિ એહ્‌વા સોભિઆ જિમ કુસુમ–વૃક્ષ પરમાણ. ૬
પરશુરામ જે બાણ મૂકિ, તે ગઙ્ગાસુત તવ છેદિ.
ભીષ્મ તણાં જે બાણ રામના અઙ્ગ વ્યપિં નવિ ભેદિ. ૭

રામેં ક્રોધ કરીઅનિં બહુવિધ મુકયાં અસ્ત્ર વિશાલ.
ગાઙ્ગેવે વાય્વસ્ત્ર પાઠવી તે છેદ્યાં તત્કાલ. ૮
અતિદારુણ ગુહ્યાસ્ત્ર બાણ, તે રામેં મૂક્યૂં જ્યાહરિ,
ગાઙ્ગેવે અગ્ન્યસ્ત્ર પાઠવી તે છેદ્યૂં તે વારિ. ૯

તીવ્ર બાણ છક રામિં મૂકયૂં આણી ક્રોધ અપાર.
ભીષ્મદેવ મૂર્છાઙ્ગત પામ્યાઃ વરત્યુ હાહાકાર. ૧૦
એક મૂહૂર્તમાં ચેતન આવ્યૂંઃ ભાંગ્યૂં કાયા–કષ્ટ.
પરશુરામ ઊપરિ તવ કાધી ઘણી બાણની વૃષ્ટિ. ૧૧

ત્રણગણાં રામેં શર મૂકયાં કરવા ભીષ્મ–વિનાશ.
તેણિ દિશ પૂરણ થઈ; અનિં છાયૂં સવિ આકાશ. ૧૨
ભીષ્મિ એક તવ તીવ્ર બાણ મૂક્યૂંજ વિમાશી મન્નિ.
તેણે કરિઅનિં પરશુરામ તે હૂઆ ગત–ચૈતન્ય. ૧૩

પરશુરામ જવ સાવધાન થ્યા તવ ક્ષણ કરયુ ન વિલમ્બ.
બાણ અસઙ્ખ્ય પરસ્પર મૂક્યાં; તવ ઢાંકયૂં રવિબિમ્બ. ૧૪
સાંઝ પડી અનિં શાન્ત થયા, તવ જ્યુદ્ધ–વારતા છાંડિ.
નિશા ગઈ, અનિં પ્રાત હવૂં તવ જ્યૂદ્ધ–સજ્જાઇ માંડિ. ૧૫

રામિં મહી છક સાંગિજ મૂકી વિદ્યુત–સરખી જેહ,
ત્રિણિ બાણે કરી સુતિ ગઙ્ગાનિ છેદી તત્ક્ષણ તેહ. ૧૬
બાર સાંગિ વલી રામિં મૂકી, ક્રોધ કરી મન માંહિ.
દ્વાદશ બાણ મૂકી ગઙ્ગાસુતિ તે છેદી ક્ષણ માંહિ. ૧૭

વળી અમૂલ્ય રામ શર મુકિ, મુકિ તવ ગાङ્ગેય
ઇમ કરતા રવિ અસ્તાચલને ઊપરિ આવિઆ એવ ૧૮
એણિ પ્રકારેં જ્યુદ્ધ કરન્તા હૂઆ દિન ત્રેવીશ
પ્રાત-સમે તે થાએ તત્પર આણીઅનિ મનિ રીસ ૧૯
વાસુદેવેશં અષ્ટાવસુ તે ભીષ્મનિ દિધિ પ્રતિબોધ
'સત્ય જાણિ, રણયુદ્ધ કરન્તા તૂં જય પામિશ, જ્યોધ !' ૨૦
એકેક ઊપરિ બાણ-ખડ્ગની મહાવૃષ્ટિ તવ થાઇ.
અન્તરિક્ષથા તિહા પધારયા બ્રહ્માત્મજ ઋષિરાઇ. ૨૧
નારદ કિહિ અછિ, 'ભીષ્મદેવજી' તહ્મનિ નવિ ઘટિ ઇમ્મ.
ગુરુ-બ્રાહ્મણશ જ્યુદ્ધ કરન્તા રિહિતુ કાઇ નથી ધર્મ.' ૨૨
ગઙ્ગાજી ત્યહા પ્રકટ થઈઅનિ પુત્ર પરતિ કિહિ વાણી
'પુત્ર ! અરે તૂ પરશુરામશ જ્યુદ્ધ કરિ શૂ જાણી ?' ૨૩
ગઙ્ગાજીના વાકિ સુણીઅનિ આણિઉ મનિ વિશ્વાસ
'પરશુરામ તુ સ્વયં નારાયણ, હૂ તુ તેહનુ દાસ' ૨૪
પરશુરામ તણુ ક્રોધજ જાએ, એહવિ પૂર્વજ આવિ,
ધર્મશાસ્ત્રના વાઇક કહિઅનિં તેહ બિઉનિ સમઝાવિ ૨૫
તેહ વચનિ સન્તોષ થયુ, તવ મૂક્યા ધનુષ નિ બાણ.
પરશુરામ કિહિ, 'ભલા ભીષ્મજી ! સુભટ માહિ સુજાણ !' ૨૬
કાશીસુતાનિ રામ કિહિ છિ, 'સુણિ, તૂ, બાઇ ! ઉપાય
કિમિ તાહ્રરિ કાજે ભીષ્મ-સઙ્ગાતિ જ્યુદ્ધ કરયૂ રણ માંહિ ૨૭
હાવિ જેહ કૈ મનમા આવિ, કરેનુ તેહ ઉપાય'
એહવૂ કહિઅનિ પરશુરામ તે વનમા ચાલ્યા જાઇ ૨૮
તિહાથિકા તપ-મારગિ ચાલ્યા મહાપુરુષ બનધારી
પછિ અમ્બાઇ શૂ કીધૂ, તે વાત કહૂ વિસ્તારી" ૨૯

૬૮૬

## કડવું ૨૩ મું-રાગ દેશાખ

ભીષ્મદેવ વદતા ઇમ બોલ્યા, "સાંભલિ, દુર્યોધન તું રાય!
કાશિરાજની પુત્રી અમ્બા તિહાંથકી મ્હાવનમાં જાય. ૧
અનેક ઋષિ-આશ્રમ અવલોક્યા; અનેક નદી-અવગાહન કીધ.
અનેક પુર જોયાં અવનીમાં; તીર્થ સકલ પૂરણ પરસિદ્ધ. ૨
અન્ન-ઉદક સવિ ત્યાગ કરીઅનિં કાયા કેરું સુખ સવિ છાંડયું.
કોઇક આશ્રમ બેસિં જઇઅનિં ધ્યાન-સદાશિવનું માંડયું. ૩
કાયા-કષ્ટ ઘણું સિહન કરતા પ્રકટ થયા સ્વામી મ્હાદેવઃ
'માગિ માગિ, અમ્બા! તું તુ વર, તે હું આપું અવશ્યમેવ. ૪
અમ્બા કિહિ, 'મુનિં કૃપા કરુ તુ એક વચન કહીં છું શિર નામીઃ
હું મુઝ હાથે હણું ભીષ્મનિં; તેહ ઉપાય કુહુ, શિવ સ્વામી!' ૫
વલતા શમ્ભુરાય વધા, 'સ્ત્રીરૂપ તાહરું આ અવતારિ;
પછે ભીષ્મનિં હણવા હાથે પુરુષપણું પામિશ નિરધાર.' ૬
એહ્‌વું કહિઅનિં તેણે સ્થલિથા અન્તર્ધાન હુઆ અવિનાશ.
તેણી વારિ પૂંહિ તે અમ્બા અન્તરિ એહ્‌ની વાત વિમાસિઃ ૭

### રાગ મારુ

'આગિ શરીર-સુખ ઊપજવાનિં શરીર તિજૂં હવિ માહરું રે;
ઉત્તમ-કુલિ અવતાર ગ્રહીઅનિં ગઙ્ગાસુત સંહારું રે.' ૮
એહવુ મનિ વિચાર કરી અગ્નિકુણ્ડિ કીધ પરવેશ રે;
દ્રુપદ રાજા ભજન કરિ છિ જ્યહાં પુત્ર-કામિ માહેશ રે. ૯
પાર્વતી-પતિ પ્રકટ હુઆ; કહ્યું, 'માગિ માગિ વરદાન રે.
પુત્રી ઇક તાહરે હોશિ તે સુન્દર રૂપ-નિધાન રે.' ૧૦
વલતુ રાય એણી પિરિ બોલ્યુ શમ્ભુજીનિં શિર નામી રેઃ
''પ્રાણનાથ હો! માહરા મનમાં પુત્રહ-ઇચ્છા, સ્વામી રે! ૧૧
વલતા શિવજી એમ વદિ, 'તૂં મહિપતિ! એમ વિમાસિ રેઃ
કોઇક કાલનિ બેસિં પુત્રી તુઝ પુરુષ થઈ રહિશે જાશિ રે.' ૧૨

કહી વરદાન નિં તેણે સ્થલિથા વલિઆ શમ્ભુરાઇ રે.
ઉદર રાણીઇ ગર્ભ ધરયુ તવ મહિપતિ-હરિખ ન માઇ રે. ૧૩
પૂરણ માસિં તે પ્રકટ હવી; તે કન્યારૂપ વિખાણું રે.
પુત્રજન્મ કિહિવરાવ્યૂં રાઇં; સકલ સભાઇ જાણ્યૂં રે. ૧૪
તેહનૂં નામ શિખણ્ડી કાહ્‌વ્યૂં હરિખ ઘણુ મનિ આણી રે.
દિવસ વીતિ કન્યા થૈ મોટી. રાઇ પરતિ કિહિ રાણી રે: ૧૫

'ઈશ-વચન મિથ્યા નવિ હોએ. દહતા હૃદયેં ધરીઇ રે.
તેહ માટિ હવિ શીઘ્ર થઇઅનિં લગ્ન પુત્રનૂં કરીઇ રે.' ૧૬
દેશ દશાર્ણક કેરા મહિપતિ હિરણ્યવર્મા રાઇ રે;
તેહ તણી પુત્રી મઙ્ગાથિ શિખણ્ડીનુ વિહિવાઇ રે. ૧૭
યૌવનકાલેં તેહનિ આઙ્ગ અવયવ સરિખાં ભાવ્યાં રે.
તે દેખીઅનિં રાજા-રાણી એકે સ્થાનકિ આવ્યાં રે. ૧૮
વલતાં રાણી વાકિ ઊચરર્યાં, 'સાભલીઇ, ભૂપાલ રે!
જેહ સ્વામીઇ વર આપ્યુ અછિ, તેહ કરશિ સમ્ભાલિ રે.' ૧૯

પ્રમદા-પતિ એકાન્તિ થયાં જવ રમિયાં એકે સઙ્ગિ રે,
પતિનિં સ્રીનૂં રૂપ દીઠૂં તવ રાઇ-પુત્રી મતિ-ભઙ્ગ રે. ૨૦
પુત્રીઇ એ વાત તાતનિં કહી; થઈ અતિ ઉદાસ રે.
તેહ વચન રા શ્રવણિ સાંભલી ગયુ રાણીને પાસિ રે: ૨૧

'દ્રુપદેં અહાશૂં કપટ કરયૂ; પણિ જુઓ પરાક્રમ માહરૂં રે.
આંહિથુ તેહનિ દેશિ જઈ અતિ જ્યુદ્ધ કરિ સંહારૂં રે.' ૨૨
એહવૂં કહીનિં શીઘ્ર રાઇ થયુ; દૂત મોકલ્યુ ત્યાંહિ રે:

'દ્રુપદરાઇ! તિં કપટ કરયૂં, પણિ હાવિ પધારુ ક્યાંહિ રે?' ૨૩
તેહનૂં વાઇક શ્રવણિ સાભલી, પામ્યુ ત્રાસ મનિ રાઇ રે.
રાણી-રાજા મન્નિ વિમાસિ, 'કરેવુ કવણ ઉપાય રે? ૨૪
।પહિલુ એહ અપરાધ આપણુ: તેહ કગશિ ઉત્પાત રે.
જીવ્યાની હવિ ।પરિ નવિ લાભિ' રાઇ વિમાસિ વાત રે. ૨૫

શિખણ્ડીઇ જાણ્યૂં, 'મુઝં માટિં રા–રાણી દખ–અપાર રે.
તેહ માટિં હવિ શીઘ્ર થઈ હૂં દેહ તિજૂં નિર્ધાર રે." ૨૬
વૈશમ્પાયન એ પિરિં બોલ્યા, સુણિ, જનમેજે રાઇ રે!
શિખણ્ડીઇ વન માંહિ કરયુ તે તહ્મનિં કહૂં ઉપાય રે. ૨૭
૭૧૩

---

## કડવું ૨૪ મૂં–રાગ કેદારુ

"શિખણ્ડિઉ વનિ સાંચરિ; ઘણું દુઃખ મનમાં ધરિ;
સ્મરણ કરિ ચિત્તિ સદાશિવજી તણું રે. ૧
ઢાલ–સ્મરણ કરિ શ્રી શમ્ભુજીનૂં એકમના રહી એવઃ
કહિ, 'હૂં પ્રાણ તિજૂં વનિ માહ્ના, કિ કૃપા કરુ, મ્હાદેવ!' ૨
ભૂખ તરસ અનિ નિદ્રા છાંડી જાતાં મ્હાવન માંહિ,
એમ કરન્તા એક જક્ષ તણુ આશ્રમ આવિઉ ત્યાંહિ. ૩
તે વનમાં કો જઈ નવિ સકિ જક્ષ કેરુ ભય આણી.
શિખણ્ડિઆનિ દેખી તત્ક્ષણુ એહ્વી બોલ્યુ વાણીઃ ૪
'હવણુ કાજિં તૂં આ વન પામ્યુ! સાચ વાંકિ કિહિ મૂંહ્નિં.
માગિ માગિ, રે જે તુનિં ભાવિ તે વર આપૂં તૂંહ્નિં.' ૫
શિખણ્ડીઇ સવિ કારણ કહ્યૂં, 'સુણિ, સ્વામી ચતુર–સુજાણ!
પરમ સાધુ મુઝ માત-પિતા મુઝ માટિ તિજશિ નિજ–પ્રાણ. ૬
જુ તહ્મો વર આપુ છુ, સ્વામી! મ્હાદખ માહરૂં જાણી,
તુ મૂંહનિ પુરુષપણુ આપુ પરમ દયા મનિ આણી.' ૭
વલતૂં જક્ષ કિહિ છિ, 'એ નિશ્ચે કાજ કરૂં હૂં તાહરૂં.
કેટલા દિવસ લગિ તિં રાખવૂં તે પુરુષારથ માહરૂં?' ૮
કિહિ શિખણ્ડી, 'એ પુરુષારથ જે દેખાડૂં ત્યાંહિ.
પછિં આવીઅનિં તહ્મનિં સંપૂં, સત્ય લેહુ મન માંહિ.' ૯
એહવૂં સાંભલિ નિજ પુરુષારથ આપી તેહ પુલાવ્યુઃ
પોતિં ઓનૂં રૂપ લઇઅનિ મન્દિરમાં સીધાવ્યુ. ૧૦

પછિં શિખણ્ડી નિજ ઘિરિ આવ્યું; હૈઅડિ હરિખ ન માઇ,
પિતા પરતિ સવિ કારણુ કિહિતાં રીઝયા મનમાં રાઇ. ૧૧

એહવિ હિરણ્યવર્મિં ત્યહાં આવી વચન કાહવ્યૂં ઇમ્મઃ
'હાવિ દુષ્ટ! તૂં આવિ શીઘ્ર થૈ, જોજ્યે મુઝ પ્રાક્રમ્મ.' ૧૨
દ્રુપદરાઇ તવ દૂત મોકલ્યુ; જે બોલ્યુ મુખિ તેહઃ
'સ્વામી! શિખણ્ડિઉ દેવરૂપ અછિ; રખ્યિ આણુ સંન્દેહ!' ૧૩

એહવૂં સાંભલિઅનિં રાજાઇ શીઘ્ર મોકલી દાસી.
શિખણ્ડિઆનૂં પ્રાક્રમ જોઇનિ રહી મન માંહિ વિમાશી. ૧૪
રાઈ પરતિ જે વાત કહી તવ મનિ લાજ્યુ ભૂપાલ.
દ્રુપદનિં તેડાવી મહિપતિ જૈઅ મિલ્યુ તત્કાલઃ ૧૫

'સ્વામી! આજ થકી મુઝ ઊપરિ તહ્મો રીસ નવિ ધરવી.
એ અપરાધ રખ્યિ મનિ આણુ! કૃપા ઘણેરી કરવી.' ૧૬
એહવૂં કહીનિં તેણે સ્થલિથી ચાલ્યુ મહીપતિ સોઇ.
પિતા તણે તવ દેશિ ગયુ, અનિં પરમ હરિખ મનિ હોઇ. ૧૭
જક્ષરાજ ઇક દિવસ પધારયા; આવ્યા આશ્રમ-પાસિં.
ઓરૂપેં તે ઊણુ આવી કૂંઅર, મન્નિ વિમાસિઃ ૧૮
'એ શું કારણુ? કિહિનિં મૂંહનિઃ કિમ પામ્યુ તન-નારી?'
સ્થૂણ-જક્ષિ ઘર થકી પછિં નિજ કહી વાત વિસ્તારી. ૧૯
તવ ધનદનિ ક્રોધ ઊપનુ, 'એ શું કીધૂં આપિ?'
નિન્દિત કર્મ જ કીધા માટિં સ્થૂણુનિ દીધુ શાપ; ૨૦
'જિહાંલગિ રણજુદ્ધ કરીઅનિં પડશિ શિખણ્ડી ભૂપ,
તિહાં લગિ તે પુરુષ હજ્યો અનિં પછિયૂં સ્ત્રીનૂં રૂપ.' ૨૧

એહવૂં કહીનિં જક્ષરાજ પછિં તત્ક્ષણુ ચાલ્યા સોઇ,
શિખણ્ડિઉ પછિં તિહાં આવ્યુ જ્યહાં સ્થૂણુનુ આશ્રમ હોઇ. ૨૨
શિખણ્ડિઉ આવીઅનિં બોલ્યુ, 'સ્વામીજી! તન લીજિં.
માહરૂં તન જે પૂર્વેં હતૂં, પાછૂં મૂંહનિં દીજ.' ૨૩

વસતુ સ્થૂણજક્ષ વદ્ય, 'હવિ વચન નથી કાંઇ કિહિવૂં.
પુરુષપણે જીવિશ તૂં, ત્યહાંલગિ નારિ અમ્હારિ રિહિવૂં.' ૨૪
એહવૂં સાંભલિ વસ્યુ શિખણ્ડિકઉ; હૈઅડિ હરિખ ન માઇ.
પિતા કેરિ તવ પાસિ આવિઅનિં જણાવ્યુ સર્વ ઉપાય. ૨૫
ભીષ્મ કિહિ, 'એ શિખણ્ડિક આંહિ જ્યુદ્ધ કરિ સુભ સાથિં;
તે દેખીઅનિં ધનુષબાણ હૂં નહીં ધરૂં નિજ-હાથિં. ૨૬

ઊથલુ

નહીં ધરૂં નિજ હાથિં ધનુષ; મિં એથી ન્યુદ્ધ ન થાઇ રે."
ભીષ્મદેવ એણી પિરિ બોલ્યા, "સુણિ, દુર્જ્યોધન રાઇ રે!" ૨૭
૭૪૦

---

## કડવૂં ૨૫ મૂં-રાગ દેશાખ

ભીષ્મદેવનૂં વાઇક જેહ રે, અતિ આશ્ચર્યદાયક તેહ રે.
તેહનિ દુર્જ્યોધન શ્રવણે ધરિ રે. ૧
પછિં દુર્જ્યોધન રાઇ રે, ગઙ્ગાસુતનિં લાગા પાઇ રે.
રાઇ રે વસતૂં વાઇક ઊચરિ રે. ૨
ઢાલ—વસતૂં વાઇક ઊચરિ, 'સ્વામિ! હૂં તુ પૂછૂં એહ.
દિવસિ કેટલિ હણ્યુ, પિતામહ! પાણ્ડવી દલ જેહ! ૩
આચાર્ય દ્રોણ નિ કર્ણ ક્ષત્રી સુભટ મ્હાન સુંજાણ.
તણો પાણ્ડવ-દલ હણ્યુ, તે કહુ દિવસ-પ્રમાણ." ૪
"દિન ત્રીશમાં સવિનિ હણૂં," બોલિઆ ભીષ્મ મહન્ત.
આચાર્ય કિહિ, "ઇક માસમાં હૂં સવિનુ આણૂં અન્ત." ૫
કૃપા કિહિ, "હૂં માસ બિઇમાં હણૂં દલ સવિ કોઇ."
"દશ દિવસમાં પ્રાઞ્જે કરૂં," કિહિ અશ્વત્થામા સોઇ. ૬
કર્ણ કિહિ, "હવિ અવધિ માહરી, પાંચ રાત્રિ-પ્રમાણ.
એટલામાં હણૂં સવિ હૂં સુભટ માત્ર સજાણ." ૭

તવ ભીષ્મ કિહિ, "બલિ બોલતાં સહી જાશિ તાહરા પ્રાણ.
સૈન્ય દીઠા વિના, કબધી ! શું કરિ આપ વિખાણ ?" ૮
હવિ જ્યુધિષ્ઠિર કિહિ, "ભીમ ! અર્જુન ! નિકુલ ! અનિ સહિદેવ !
દિવસિ કેટલિ હણ્ દલ કૈરવ તણું સવિ એવ ?" ૯
ધનઞ્જે વલતૂં વદ્યા, " સાભલુ સાચી વાત:
નિમિષમાત્રેં શત્રુદલ, કુહુ હુ હણું સાક્ષાત. ૧૦
ભીમ, સિહિદે, નિકુલ, દ્રુપદ, શિખણ્ડી રણધીર,
મત્સ્ય અનિ વૈરાટ રાજા ધૃષ્ટદ્યુમ્ન બલવીર, ૧૧
જુ આદરિ તુ એહ આગલિ સુરિ રહ્યુ નવિ જાય,
હુ કૈરવનૂં મનિ શૂં ધરુ ? સાભલુ સાચૂં, રાઇ !" ૧૨
દ્રોણ સાથે વિન્દ અનિ અનુવિન્દ મ્હા બલવન્ત,
બાહ્લીક અનિ અશ્વત્થામા, ભીષ્મદેવ મહન્ત. ૧૩
સિન્ધુરા–ગાન્ધારપતિ જિદ્રથ–શકુન્નિ, કિરાત,
કૃતવર્મા નિ સબલ નરપતિ સાથિ સઘલા પ્રાત. ૧૪
કર્ણ અનિ શલિ, બૃહદ્બલ મ્હા પ્રાક્રમી જે હોઇ,
કુરુક્ષેત્રમા જૈ પૂર્વ ભાગે ઊતરયા સવિ કોઇ. ૧૫
પઞ્ચ જોજન સૈન્યનૂં પરમાણ શિબિર તણાઇ.
પાણ્ડુસુત સામ્પ્રદ હુઆ તે કહૂં સર્વ ઉપાયઃ ૧૬
હવિ ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ રાજા, કાશિભૂપ મહન્ત,
સકલ રાઇ સુજાણ મોટા સબલ–સાધનવન્ત. ૧૭
ભીમ, અર્જુન, નિકુલ, સિહિદે સાચરયા સવિ એવ.
અનેક ભૂપતિ સાથિ સરસા; ક્ષણ ન લાગી ખેવ. ૧૮
પૂંઠિથૂં દલ સમવ લૈ ચાલ્યા જ્યુધિષ્ઠિર રાય,
કુરુક્ષેત્રમા જૈ ઊતરયા; આનન્દ અઙ્ગિ ન માઇ. ૧૯
વાજિન્ત્રના નિર્ઘોષ વાગિ; તેહ તણુ નહિ પાર.
તવ અમર આશિસ ઊચરિ; થૈ રહ્યુ જયજયકાર. ૨૦

વલતુ રથૂણજક્ષ વદ્યુ, 'હવિ વચન નથી કાંઇ કહિવૂં.
પુરુષપણે જીવિશ તૂં, ત્હાંલગિ નારિ અમ્હારિ રહિવૂં.' ૨૪
એહવૂં સાંભલિ વલ્યુ શિખણ્ડિઉ; હૈઅડિ હરિખ ન માઇ.
પિતા કેરિ તત્ર પાસિ આવિઅનિં જણાવ્યુ સર્વ ઉપાય. ૨૫
ભીષ્મ કહિ, 'એ શિખણ્ડિઉ આંહિ જ્યુદ્ધ કરિ મુઝ સાથિં;
તે દેખીઅનિં ધનુષબાણ હૂં નહીં ધરૂં નિજ-હાથિં. ૨૬

ઊથલુ

નહીં ધરૂં નિજ હાથિં ધનુષ; મિં એથી જ્યુદ્ધ ન થાઇ રે."
ભીષ્મદેવ એણી પિરિ બોલ્યા, "સુણિ, દુર્જ્યોધન રાય રે!" ૨૭
૭૪૦

---

કડવું ૨૫ મૂં-રાગ દેશાખ

ભીષ્મદેવનૂં વાઇક જેહ રે, અતિ આશ્ચર્યદાયક તેહ રે.
તેહનિ દુર્જ્યોધન શ્રવણે ધરિ રે. ૧
પછિં દુર્જ્યોધન રાઇ રે, ગઙ્ગાસુતનિં લાગા પાઇ રે.
રાઇ રે વલતૂં વાઇક ઊચરિ રે. ૨
ઢાલ-વલતૂં વાઇક ઊચરિ, 'સ્વામિ! હૂં તુ પૂછૂં એહ.
દિવસિ કેટલિ હણુ, પિતામહ! પાણ્ડવી દલ જેહ! ૩
આચાર્ય દ્રોણ નિ કર્ણ ક્ષત્રી સુભટ મ્હાન સુજાણ.
તહ્મો પાણ્ડવ-દલ હણુ, તે કહુ દિવસ-પ્રમાણ." ૪
"દિન ત્રીશમાં સવિનિ હણૂં," બોલિયા ભીષ્મ મહન્ત.
આચાર્ય કહિ. "ઇક માસમાં હૂં સવિનુ આણૂં અન્ત." ૫
કૃપા કહિ, "હૂં માસ બિહુમાં હણું દલ સવિ કોઇ."
"દશ દિવસમાં પ્રાજે કરૂં," કહિ અશ્વત્થામા સોઇ. ૬
કર્ણ કહિ, "હવિ અવધિ માહરી, પાંચ રાત્રિ-પ્રમાણ.
એટલામાં હણૂં સવિ હૂં સુભટ માત્ર સુજાણ." ૭

તવ ભીષ્મ કહિ, "અનિ બોલતા સહી જાણિ તાહરા પ્રાણ.
સૈન્ય દીઠા વિના, કમથી ' શ્રુ કરિ આપ વિખાણુ ?"          ૮

હવિ જ્યુધિષ્ટિર કહિ, "ભીમ ' અર્જુન ' નિકુલ ' અનિ સહિદેવ !
દિવસિ કેટલિ હણ્ દલ કૌરવ તણૂ સવિ એવ ?"          ૯

ધનઞ્જે વલતૂ વદ્યા, " સાભલુ સાચી વાત:
નિમિષમાત્રે શત્રુદલ, કુરુ હુ હણુ સાક્ષાત          ૧૦

ભીમ, સિહિદે, નિકુલ, દ્રુપદ, શિખણ્ડી ગમ્ભીર,
મત્સ્ય અનિ વૈરાટ રાજા ધૃષ્ટદ્યુમ્ન બલવીર,          ૧૧

જુ આદરિ તુ એહ આગલિ સુરિ રહ્યૂ નવિ જાય,
તુ કૌરવતૂ મનિ શ્રૂ ધરુ ? સાભલુ સાચૂ, રાય !"          ૧૨

દ્રોણ સાથે વિન્દ અનિ અનુવિન્દ મ્હા મલવન્ત,
બાલ્હીક અનિ અશ્વત્થામા, ભીષ્મદેવ મહન્ત.          ૧૩

સિન્ધુરા—ગાન્ધારપતિ જિદ્રથ—શકુનિ, કિરાત,
કૃતવર્મા નિ સમલ નરપતિ સાથિ સબલા ભ્રાત.          ૧૪

કર્ણ અનિ શલિ, બૃહદ્બલ મ્હા પ્રાક્રમી જે હોય,
કુરુક્ષેત્રમા જે પૂર્વ ભાગે ઊતરયા સવિ કોય          ૧૫

પઞ્ચ જોજન સૈન્યનૂ પરમાણ શિબિર તણાય
પાણ્ડુસુત સાહ્મદ હુઆ તે કહૂ સર્વ ઉપાય          ૧૬

હવિ ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ રાજા, કાશિભૂપ મહન્ત,
સકલ રાય સુજાણ મોટા સબલ—સાધનવન્ત          ૧૭

ભીમ, અર્જુન, નિકુલ, સિહિદે સાચરયા સવિ એવ
અનેક ભૂપતિ સાથિ સરસા, ક્ષણ ન લાગી ખેવ.          ૧૮

પૂઠિથૂ દલ સબલ લૈ ચાલ્યા જ્યુધિષ્ટિર રાય,
કુરુક્ષેત્રમા જૈ ઊતરયા, આનન્દ અઙ્ગિ ન માય          ૧૯

વાજિન્ત્રના નિર્ઘોષ વાગિ તેહ તણુ નહિ પાર
તવ અમર આશિસ ઊચરિ, થૈ રહ્યુ જયજયકાર          ૨૦

જ્યુદ્ધ કરવા પાણ્ડુસુત સામ્પ્રદ હુઆ નિર્વાણ,
સદા જેહનિ પાસિ સોભિ સ્વામિ સારિઙ્ગપાણિ, ૨૧
કાર્ય કરિવા ભક્તનાં સ્વામી દેવાધિદેવ.
સઙ્ગ્રામમાં જય પામશિ પાણ્ડુના સુત અવશિમેવ. ૨૨
હવિ કૌરવ નિં પાણ્ડવ તણું અદ્ભુત પરાક્રમ જેહ,
**ભીષ્મપર્વ** વ્યાપિં વલી વિસ્તારથૂં કહીં તેહ. ૨૩
વિશમ્પાઇન ઊચરયા, સાંભલું એહજ, રાઇ!
**ઉદ્યોગપર્વ** તણી કથાઃ મિં કહ્યુ છિ સર્વ ઉપાય. ૨૪
એકેક અક્ષર સાંભલિ, હુઇ ગઙ્ગાજીનું સ્નાન;
અન્તકાલેં અભેપદ તિહ્નિ આપિ શ્રીભગવાન. ૨૫
ધનહીનનિં મહા ધન મિલિ; સુતહીનનિં સુત હોઇ,
**ભારત–કથા** ભાવેં કરી નર સાંભલિ જે કોઇ. ૨૬

ઊથલુ

સાંભલિ જે કોઇ તેહનિ કૃષ્ણદેવ કૃપા કરિ.
કર જોડિઅનિં વિષ્ણુદાસ કિહિઃ હરિનામિં ભવદુસ્તર તરિ. ૨૭
૭૬૭

## ઇતિ શ્રીમન્મહાભારતે વિષ્ણુદાસ-વિરચિત ઉદ્યોગપર્વ સમ્પૂર્ણ

---

આની મૂલ પ્રતિની પુષ્પિકાઃ—
॥ ઇતિ શ્રી માહાભારતે ઉદ્યોગપર્વ કથા સમાપ્તઃ ॥ શ્રી ૧૧ ॥
[ મૂલ પ્રતિ સંવત ૧૬૭૩ માગસર વદિ ૭ મઙ્ગલવારે લખેલી હતી, તે ઉપરથી આની આ નકલ લખાયેલી છે. ]

श्रीकृष्ण: ।

# વિરાટપર્વ—વિવેચન

☞ [ જોવાની અનુકૂળતા પડે તે માટે પ્રથમ પૃષ્ઠનો આંક અને પછી બ્લૅક ટાઇપમાં જ તે તે પાને આવતી કડીઓના આંક આપ્યા છે આગવાં પર્વોનાં વિવેચનમા આવી જતી વાતો-ચર્ચાઓ-સૂચના આ વિવેચનમાં પુનરુક્ત કર્યાં નથી ]

પૃ. ૩—૧. દુન્દલ—દૂંદવાળા ગણપતિ દેવ **પનોતુ**—પનોતો, ૪. **ચ્યન્ત**—(સ ચિન્તા) ફિકર પૃ. ૮-૮. **તીર્થોદક**—પવિત્ર પાણી. **ફૂટનોટ-ધરિઇ**—ધરિયે, ધરો (કર્મણિના य ઉપરથી થયેલૂ રૂપ વર્ત. પ્રથમ પુરુષ બહુવચનનો અર્થ, બીજા પુરુષનો પણ અર્થ) પૃ. ૫-**ફૂટનોટ ઇચ્છિઇ**—(इ નો વચ્ચે પ્રક્ષેપ-ત્રીજો પુરુષ) ઇચ્છે **જમલો**—જેવો. પૃ. ૬-૨ **પોતઇ** (અપ પુહુત્તઇ) પ્રાપ્ત થાય **પ્રાચી**-પૂર્વ સરસ્વતી નદી ૭ **પાણિ**—(સ પાણિ+મ ગૂ નો ( )ત્રીજીનો પ્રત્યય) હાથથી, **ધરાવ્યા**-ઉદ્ધાર્યાં પૃ ૭—**ફૂટનોટ**—૧૨. **સમન્ધ** (સ સમ્બન્ધ) સમ્બન્ધ, અનુસન્ધાન ૧૪ **નવતેરિ** આકાશમા ઊંચે ચગાવવાની રમત પૃ. ૧૧ ૫. **ટાલિ** વિના **શાજિ**-શાન્ત પામે **ફૂટનોટ નવરા** (સ નિવૃત્ત) નવરૈક પૃ ૧૨-૧૩ **સિહિજ**-(સં શય્યા) સેજ ૨૧ **જુનઇ** જોને પૃ ૧૪-૨ **મુક્તિ-માર્ગિ**-મોક્ષપુરી દ્વારકાને રસ્તે **ફૂટનોટ** ૨૪ **રમ્ય**-રમી, આનન્દ આપી પૃ ૧૫ ૭ **પુક્ષિરાજ**-(સ પુષ્પરાજ) પોખરાજ ૯ **ઊછાપી** (સ ઉદ્+સ્થા) ત્યાથી ઉપાડી જઈ અહીં મૂકી પૃ ૧૬ ૧૫ **કૃતવિ** (સ કર્તવ્ય) ૧૬. **આક્રમિ**-આક્રમણ કરતા, જતા પૃ ૧૭ ૨૧ **ભ્રમિ**-ભમા ૨૨. **હરણુજ વાસૂ**-જર્જર બનાવી દઉં ૨૭ **પુહુતુ**-પહોંચ્યું, શસ્ત્રવાળૂ સર્જીને. પૃ ૨૧ ૩ **ધલહર** (મ ધવલગૃહ) મ્હેલ **ઘોલિઉ**-ગોળફૂ, નાનામાં નાનું રૂપ પૃ ૨૨. ૧૭. **લાજલી**-પરસ્પરનો શોભ પૃ ૨૫. ૧૩ **જયોધશી**-(સ યોધશ્રી) યોદ્ધાઓ પૃ ૨૮ ૧૩ **રવિ**-ચન્દ ઉપર,

કોડમાં. પૃ. ૩૦-૮. ક્યાવે-લાવ (આજ્ઞાર્થ બી. પુ. એ. વ.) ૧૨. બાલિ-બાલિકા. ૧૪. જ્યોવિતા-(સં. યોષિતા) નારી. પૃ. ૩૨-૩. પ્રાયશ્ચ-પશ્ચ. પૃ. ૩૬. ૨૮. જોડિ-જોડ. પૃ. ૩૭-૩૬. ખોહિ-ખુવે, ગુમાવે ૩૮. ભૂર. (સં. ભૂરિ) ખૂબ. પૃ. ૩૮-૩. ખાઢઇ-મદદગારે, પરમાત્માયે ૭. પરતી-કેલ, ગરેડી.

પૃ. ૪૫-૪. સાહજિ-(સં. સાહાય્યં) સાહાય્ય, મદદ. ૫ દેસુ-દેસો: સરખાવો:—विपदः सन्तु नः शश्वत्तत्र तत्र जगद्गुरो।

શ્રી કુન્તીનું વાક્ય.

( ભાગ. ૧-૮-૨૫ )

પૃ. ૪૬. ૨૩ અસલિ-જિદ્દીયે. પૃ. ૪૭-૩. શિવિ-સર્વ ૭. ડાવાં-દાબી બાજૂયે. દેહ્યા-બસૂડી. પૃ. ૪૮-૬ ગઢિ-(દે. गढय-વાંકું-દે. ના -૨-૮૫) વાંકો ચૂંકો. ૧૩. આવટિ-વીંટીને બેસે છે. (સં. આ+વર્તતે-અપ આવટ્ટઇ.)

પૃ. ૫૦-૭. વાઘ બાકરી—બીકૂં ફડાપ્યૂં. (લાક્ષણિક પ્રયોગ) પૃ. ૫૧. ૧૬. સરઇ-જરાય ☞ કડવાં ૧૭-૧૯ નું વિવેચન આરણ્યક પર્વનાં કડવાં ૧૧-૧૩ માં જુવો. પૃ. ૬૪-૬-નિઢાલ—ઢાલ વિનાના, નચિન્ત ૧૧. છીંક લાવવા ખાતર જેમ સૂર્ય સામૂં જોઈયે, તેવી રીતે આતુરતાપૂર્વક. અમૂઢવૂં-બન્ધાયેલું નાક ફરૂં કરવા. પૃ. ૬૫-૧૭. પ્રઘલ-(સં. પ્રગલ્ભ)-સ્વમાનમાં રહેતા. પૃ. ૬૬-૩-અણવૃત્તિ (સં અનિર્વૃતિ નિરાનન્દ સ્થિતિ. પૃ. ૬૮-૨૧ ઊંડલ ઓઘા માંહિ-ઓઘામાં એક પૂળો વધારે. આખો ઓઘો ઊપડી ગયો ત્યાં વધારાનો એક પૂળો ઉપડે, તેનાથી શું ઓછું રહી જાય? પૃ. ૭૦—૩૪ વિક્રમ-(સં. વિક્રમ) દુષ્કર્મ, કમનસીબી.

પૃ. ૭૪-૧૬. ભાંજણિ-ઘડણિ-નાશ કરવા અને ઉત્પન્ન કરવામાં ૧૭. સાહ્યા-(સં. સાદિત) નાશ કર્યો. ઘોહ્યા-કાપી નાંખ્યા. પૃ. ૭૬-૧૦ વણ્સ-રીત-(?) જુદી રીતિ. પૃ. ૭૭-૨૧ અક્ષભેદિ-પાસાની વિદ્યાના ભેદથી. પૃ. ૮૧-૨૬. ક્ષુલ્લ-(સં. ક્ષુલ્લક) નાનો.

પૃ. ૮૯-૬. ઊલવી-મૂકીને. પૃ. ૯૫-૪. આરણ્યિક-(સં. આરણ્યક) વનનું પૂંસ. પૃ. ૯૬-૮. કામઢ્ઢ-(સં-કામ) બીજાના કામ ઉપર

૧૪. કરચા પાગ-દોડી ગયા (લાક્ષણિક પ્રયોગ) ૧૬ બિસૂં-આછ્છ કરી ત્રણ કરિયે (જુવો પૃ. ૯૭ મે બીખ્યા-આછ્છ કરી) પૃ ૯૮ ૨. સૂઆર-(સં. સૂપકાર) રસોઇયો પૃ. ૯૯-૧૬. વિરાંમઇ-(?) વાંક, ગુંણી પૃ. ૧૦૬-૨૫ ચન્દ્ર તન્તુ માનેવાં-(?) ચન્દ્રની પાસે એક સફેદ તાંતણા જેવું માનજે. પૃ. ૧૦૭-૭ શઉલગુન (સં. શકુનગુણ) શકુનલક્ષણોની સ્થિતિ. પૃ. ૧૦૯-૧૬ પટુલિ-પટોળું. (લક્ષ્યાર્થ-જોઇ વિચારી કરવું) ૨૧ રેંમઇ-વિનાશ કરે. પૃ ૧૧૦-૨. કલબી (સં. કુટુમ્બિન) કણબી ૩ ઇતરી-અત્તર વેંચનાર પૃ ૧૧૧-૧૦-સચ્ચ-બન્દોબસ્ત, સગવડ, સરખાઇ ૧૧ રત્નાદે-સૂર્યપત્ની રાંદલ દેવી ૧૪. પુનહુતી-સૌભાગ્યવતી બાઇ, રાણી ૧૫. વિતાગરી-(સં. વિદ્વિષ કરી) સામા માણસના ધારેલા કામને કરનાર, કહ્યાગરી. પૃ. ૧૧૩-૩૦. વિહિરુ-વ્યાપ્ત. પૃ ૧૧૪-૩૧ પરિ-(સં. પરમ) પરન્તુ ૩૯ નૈઅર-(સ. નગર) નગર પૃ ૧૧૭-૮ બાહાં-પમા (સં બાહુપ્રસાદ) બાંહ્યડીથી અન્યને જગા બતાવી બેસાડવાની કૃપા. ૧૪ પવાકઇ-(સં પ્રવાત) ઘણામા ઘણા ઉત્પાત પછી પૃ. ૧૧૮-૨૦. રતિનુ (સં. રાત્રિ) રાતનો જેના મૃત્યુને હવે માત્ર એકજ રાત બાકી છે, તેવો મરણિયો

પૃ ૧૨૦-૧૭ બાકરી-હોડ્ વાઇ-બકે, વદે.

પૃ ૧૨૬-૨૧ વરાં-વિના ૨૩ શિલ્પ-કારીગરી, અહીં વાહિયાત-બરેલી વાત, આપ-વખાણ પૃ ૧૨૭-૨૭ ભૂ-(સં ભય) શો, બ્હીક. ૪ અઇઆણ-(?) (સ અજ્ઞાન) અબુધ, મૂર્ખ.

પૃ ૧૨૮-૬ આક્ષમ-(સ આક્રમ) મૌખિક બલ ૧૦ ગાવાનઇં પડદા માટે. ૧૪ શીંગઇ આંકલ ઊતરઇ-કોઇપણ વ્યક્તિ સિંહ જેવાના બળથી સઉંકામણમાથી પાર ઊતરે

પૃ ૧૨૯-૨૫ પાડુઉ-(સ ઉત્પાતક) ઊપાડો

પૃ ૧૩૨ ૧૭ અણવીગ્યુ-અનુભવ વિનાનો ૨૧ વિનાણી-વિદારી (પકડીને) પૃ ૧૩૪ ૧૦ સઞ્ચિસકાર-(સં સસ્કાર) અન્ત્યેષ્ટિ-ક્રિયા.

પૃ ૧૩૫ ૪ આઉલિ-આવલના છોડથી

પૃ ૧૩૬-૮ શીરિ ઘાલઇ નીર-માથા ઊપર પાણી નાખે, લાંબી મદગી બાદ તબિયત સારી થતાં પ્રથમવાર જે ન્હવડાવવાની ક્રિયા થાય

છે તેનો અહીં આ ઉલ્લેખ છે. આ ઉત્સવરૂપ ગણાય છે. ૧૧. એકસવિત્ત્માં-એટલું બધું દ્રવ્ય મળ્યું કે મેળવવા ફરી જન્મજ લેવો ન પડે. ૧૫. ઝલમતી-છડીદાર. પૃ. ૧૩૯-૮. જલહલ-પોંખણું. પૃ. ૧૪૧-૬. સિહિજ—(?) બિરદ.

પૃ. ૧૪૨-૧૬. એ ઊપરિ........ઊગરી-એના માથે અન્તરિક્ષમાં કોઈ દેવો છે, માટે તે બચી તેમ ન માનવું. (?) કાઢી નાખવું. જુવો. પૃ. ૧૫૪-૧૭.

પૃ. ૧૪૮-૯. કનવાર-તકલીફ, અટક્યાળું.

પૃ. ૧૪૯-૧૭. ઉજાઇ-( સં. ઉદ્+યાનું પ્રેરક થઈ) બચાવાઈ.

પૃ. ૧૫૩-૧૧. બાહુજિ—( સં. બાહુ ) ખુલ્લાં. પૃ. ૧૫૪-૨૦. સઇહિધા-બધા, સન્ધા. પૃ. ૧૫૬-આસૂદા-(સં. અસાવધક) નિદ્રાધીન. પૃ. ૧૬૭-૧૯. ઘાઠા-(સં. ધૃષ્ટક) ઘસાયા. પૃ. ૧૬૯-૪૭. સકેટ-સંકેત. પૃ. ૧૭૯-૧૧. આલઉ-ચામડી, ખાલ્ય, ખોલ્ય. ૧૪. સમદા-સમ્પત્તિ. પૃ. ૧૮૩-૫. ઊટાંકિ-ઉત્કણ્ઠતા સાથે.

પૃ. ૧૮૫-૨. મહીર-( સં. માતૃગૃહ ) મહિયર.

* પૃ ૧૮૬-૮. શકારી-( સં. સ્વી-કૃ. ) સ્વીકારી, પોતાની કરી, ભૂંડા કર્મને આવી મળી. પૃ. ૧૮૭-૧૮. અકહિ-( સં. અકથ્ય ) કહી ન જાય તેવી. ૨૪. અધ્યાતમ-આધ્યાત્મિક કૃત્યો, અટક્યાળાં.

પૃ. ૧૮૮-૩૧. વિટૂરી-પીડવામાં આવેલી. પૃ. ૧૯૦-૫૬. દાધાંજલિ-અગ્નિદાહ. પૃ. ૧૯૨-૬. સદિ-( સં. સદ્યઃ ) તરતજ. ૫. સુઉહ-( સં. સુભટ ) યોદ્ધા.

પૃ. ૧૯૩-૭. ત્રટિ. ( સં. તટ ) કાંઠે, છેડે, બાજીનાં. ૮. ક્રિધી-કયા. ૧૦. ઉવેખ્યા-( સં. અપ+ઇક્ષ ) ઇચ્છા કરી ૧૩. રુમ્નિ-( સં. રમ્ય.) સુન્દર ૧૪. પ્રાક્રમ-( સં. પરાક્રમ ) બહાદુરી.

પૃ. ૧૯૪-૨૨. લશ્કરમાં કામગીરીવાળાં જુદાં જુદાં માણસો આ પૂર્વાર્ધમાં છે. રસૂઆઉલિ-રસોઇયા. આગા-ઉથરુદા-લશ્કરમાં કોઈ ખાસ કામ કરનાર. છુવરપી-વૈદ્ય જણસાલ-મોચી. ખેટક-ખડ્ગ-શિકારમાં કામ આવે એવી તલવાર. કરવાલ—તલવાર ૨૪. અલગિ—(અપ. ઉલૂઇ) અળગે રહીને.

પૃ ૧૯૫-૨૧. સૂરિ. (સં. શૂર) શૂરવીર પુરુષોએ. પોતાર-પોતા ૫. ઉલખિય-(સં અવ+લક્ષ્) ઓળખ્યો.

પૃ. ૧૯૬-૭. શુરીશ્વર-વાદ્યવિશેષ ૧૦. ગજ્જિ. ગાંજ્યો. ૧૨. ચેહિ-લઢાઇ કાઢું-કાઢ્યો, કાઢી મૂક્યો

પૃ. ૧૯૭ ૧૪. જૂઝે-યાઝ મૂઆ પાચ્છે-ઝૂઝનારા અને બાખનારા મુવા પછી સોપટ ૧૫. અતિકરજ્યા-(સં. અતિ+ક્રમ્) પસાર થયા. ૧૬. ખરતાલ-ખરીનો અવાજ. ૧૭ છીગ -છેદ

૧૮ જિઆરસ-વાદ્યવિશેષ. કાહુરી વાદ્યવિશેષ. ૨૦ નુજા નુજાં યોધાનાં, વિશેષ નામ.

પૃ. ૧૯૮ ૨૩ ધ્રુજ કરી હથિઆર-હથિઆરને ધ્વજની માફક, ઊંચા રાખી. અખૂટિ-જ્યાં ન ખૂટ્યો હોય ત્યાં.

૨૭. છોછે નરપર. આ લીટી ગદ્યરૂપે છે.

પૃ ૧૯૯-૧ ઊલાલિ-ઉછાળે, ઊભરે. ૨. વાદિ વાદીથી. છેટી(?)

પૃ ૨૦૦. ૫ અનન્ત વિષ્ણુ ભગવાન.

પૃ ૨૦૧ ૯ ડાઢિઆલૂં-મર્દનૂં હોવા છતાં-શૂં છે......રેલિઆ-બય રાખવામા આવે તો તે શું યોદ્ધાઓ કહેવાય ?

પૃ. ૨૦૨ ૧૪ ઊાથા-ચાટનાં થડ

પૃ ૨૦૩ ૨૨. જહૂ-જળ ૨૩ નચાવ્યૂં-નચાવ્યૂં.

પૃ. ૨૦૪ ૭. યન્ત્ર—આ યન્ત્ર નાખવાની ક્રિયા શી હશે, તે સમજાતૂં નથી

પૃ ૨૦૬-૧૮ વીર ગોલિઆં-યાધીનાં અગ્નિન છેદ્યાં. ૨૦થી૨૪—આ કડીમાં સૈન્યને ઘનનૂં રૂપક કવિ આપે છે, તે અહીં ખાસ આકર્ષક છે.

પૃ ૨૦૭ ૫ જિય—જીતીને ૮. નિધન (સં.) મોત

પૃ ૨૧૧—૬ આણ્ય (સં્ય—ગુજ. ન ક્ર બાલિકા—આજિ) આ સમયે

પૃ ૨૧૨ ૧૪. નિવાઇ-નવાઇ, આશ્ચર્ય ૧૬. વિષદ-સર્પ.

પૃ ૨૧૩-૨૫ સૂધી-સુધ, ખબર પૃ ૨૧૭ ૧૨. પલિવઙ્ગ—(સં. પ્લવઙ્ગ) હનુમાનજી; પૃ ૨૨૬-૧૨-પ્રજન્ત-(સં. પર્યન્ત) સુધી.

પૃ. ૨૨૭-૧૨-અપાર-(સં. આપાર્યંતે) હુકમ ઊઠાવવામાં આવે છે.

( તુચ્છતા બતાવવા નાન્યતર જાતિનો જૂનો આં પ્રત્યય લગાડ્યો છે. )

૨૯-કૌરુ-(સં. કૌરવ) કૌરવ. પૃ. ૨૫૩-૧૪. પાણ્ડવાં-પાણ્ડવો. ( જુવો પૃ. ૨૫૧-૨૫. ) ૧૭. સમિક-( સં. સમ્યક્ )-સારી રીતના. ૨૦. અસુર-નાયક-પ્રહ્લાદ. ૨૩ ઇચ્છાં-ઇચ્છાએ ( આં-તૃતીયાનો પ્રત્યય ) ૨૪ નેલાટિ. ( સં. લલાટ )-નીલવટ, કપાળ.

પૃ. ૨૫૭-૨-જિપિ-જીતે. ૧૨ જાણે-તું જાણ્ય. ( આજ્ઞાર્થ બીજા પુરુષ એક વચનનું રૂપ. ) પૃ. ૨૬૦-૨૬-ધિરિ-( સં. ધૈર્ય ) ધીરજ. ૨૧ ઉદર ભરેલી હવાલી—જેના પેટમાં=અંદરના ભાગમાં લોટ વગેરે રહેલ છે, તેવી હવારી; લોટ ચાળવાની હવારીમાં લોટ નાખો કે તરતજ નીચે પડવા માંડે દ્રૌપદી અહીં કટાક્ષ કરે છે કે-ભીમમાં બલ છે, તે હવારીના લોટ જેવું છે. હવારી જેવા ભીમમાં દેખાતું બળ વસ્તુસ્થિતિએ સ્થાયી નથી; દેખાતું બળ સરી જાય છે, ભીમમાં રહી ટકતું નથી; અને ભીમ તો નિર્બળ છે.

પૃ. ૨૬૩-૨૧-અસ્વાદ—આસ્વાદ વાંચો. ૨૩ મુક્તિ—મુક્ત રીતે, ખુલ્લે ખુલ્લી રીતે પૃ ૨૬૫-૧૧. ઉજાણુ ( સં. ઉદ્યાત ) તૈયાર થઇ આવેલો, સોઢેલો ( ણૂં પ્રત્યય હાલ કાઠિયાવાડમાંજ વપરાય છે. )

પૃ. ૨૬૭ ૧૧-ઇક્ષુકા (સ ) રોગીનો માંદો.

પૃ ૨૭૦-૨૮. આહૂર-( આહારગાંનો હ લઘુપ્રયત્ન થતાં થતું ઉચ્ચારણ પાય માત્રાને બદલે નણ માત્રાનું થયુ છે. ) આહાર.

પૃ ૨૭૧-૬ તુરી-[illegible] પૃ ૨૭૨-૧૭-આરજૂ ( સં. આર્જવ ) ઋજુતા, આજીજી. ૧૯ અલાઈ-પલાઇ જો-પેન્તય ૨૦. હર્ષવેરા-હર્ષ નામનો ગજ.

પૃ. ૨૭૬ ૧-જણું-જન, મનુષ્ય.

પૃ. ૨૭૮-૨૭ ગ્રાંમિ-( સં. ગ્રામ ) વિયોગમાં.

પૃ ૨૭૯ ૩૨ વસ્તુ.. બન્ધી—અગ્નિ એ વસ્તુ પદાર્થ છે, માટે લૂગડામાં બાધી શકાય, તેમ ન માનવું. તે પદાર્થ હોવા છતાં લૂગડામાં બાધી નજ શકાય. તેમ શ્રી કૃષ્ણચન્દ્રજી મનુષ્યાવતારી છે, માટે પકડાઇ જશે, એમ તારે ન માનવું—૩૩ ભાંજણ-ઘડણ-સંહારક અને ઉત્પાદક.

પૃ. ૨૮૨-૨૨-રાહિ-( સં. રાધિકા-રાહિઆ થઇ ) રાધા, કર્ણની પાલિકા માતા, જે સૂતપત્ની હતી.

પૃ. ૨૮૪-૧૩-સદિ.-( સં. સઘસ્ )-જલદી.

પૃ. ૨૯૨-૧૧-મુહુર્ત—( સં. મુહૂર્ત-ઉકાર લઘુપ્રયત્ન થઇ જતાં ઊનો લોપ ) મુહૂર્ત, ટાણું.

પૃ. ૨૯૪-૪-સિહન—( સં. સહન-હકાર લઘુપ્રયત્ન બનતાં અકારનો લોપ. અ નો ઇ થયો.) સહન.

પૃ. ૨૯૭-૧૬-ઘણેરી—( ઘણું+ સં. °તર પ્રત્યય, તુલનાત્મક વિશેષણ પ્રત્યય. તેનો ઉપરથી એર થયો છે ) તેના કરતાં વધારે ઘણું [ આ અર્થમાં આ પ્રત્યય કાઠિયાવાડમાં ખાસ વપરાય છે. સ્વ. કમળાશંકર પ્રા. ત્રિવેદીયે બૃહદ્ વ્યાકરણમાં ( પૃ. ૩૧૫ ) તેને ર માની માત્ર બેવડો પ્રત્યયજ માન્યો છે.